

# જરથુશ્તી ધર્મમાંથી

ચુંટી કાઢેલા

# અમુલ્ય લખાણો.

છપાવી પ્રસીધ્ધ કરનાર


એરવદ કાવશજી બીન સોરાબજી બીન રૂસ્તમજી

આઇબાડા માછલીપીઠ—સુરત.





આવૃતિ ૧ લી

શને ૧૨૭૯ યઝદજરદી      શને ૧૯૧૦ ઇશ્વી.

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ—સુરત.

# અનુક્રમણીકા

| નંબર | બાબત | પૃષ્ઠ |
| --- | --- | --- |

# નૅમસેતે અહુરમઝદ.

## પ્રસ્તાવના.



દાદર અહુરમઝદ કુલ આ દુનિઆને હસ્તી અને નાસ્તીક લાવનારછે. તેમજ ઇલ્લેએઉલ્લા એ સઘળી પેદાયસનો પેદા કરનાર પહેલો સાહેબ તે પરવરદેગારછે. તેમાંથી પહેલ્લી અકકલ તે બેહેમન યાને અનવારે મુજરદ નુરી ફરેસ્તાઓ છે. પછી પેગમ્બર સાહેબ, વખશુરાંન, વખશુર, રમઝગો અશો જરથુસ્ત જેઓએ પ્રથમના દહાડાથી તે આખેરના દહાડા સુધી અજવાળું આપવામાં સુરજ જેવા પ્રકાશિત મારગ દેખાડવામાં દિપક જેવા છે. જેઓની ખુબી અને તારીફ દુનિઆને શીખવી ગયા છે. તેઓ સાહેબની તારીફ અને ખુબી ગાવા પછી વિદ્વાન અને બુદ્ધિવાન લોકોનો કમતરીન સેવક એરવદ કાવસજી બીન સોરાબજી બીન રૂસ્તમજી આઇબાડા નમનતાઇ સાથે આ ચોપડી બહાર પાડવાની શરૂઆત કરતા જણાવે છે. જે, યઝદજરદી સને ૧૨૭૫ના વરસથી સેવકને જરથુસ્તી ધર્મ વિષેના કેતાબો વાંચવાનો અને અવસ્તાબો જાણવા અને જરથુસ્તી ધર્મની ખુબીઓ સમજવા માટે ચાલુ કરયું ત્યારથી જે મને સમજણ પરી તે મુજબ ધર્મના વિષયો મેં લખવા શરૂ કીધા આ વિષયો ઉપ્યોગી લાગવાથી પુસ્તકના આકારમાં બહાર પાડવાનો ઇરાદો થયો. અને મારા હમદિન ભાઇઓને વાંચવાને બને અને જરથુસ્તી ધર્મ વિશે માહેતગારી મળે અને કંઇ કંઇ બાબતના મુદ્દા મળી આવે એવા ખાસ હેતુથી આ પુસ્તક પ્રગટ કર્યું છે.

આ પુસ્તકમાં અવસ્તા અને તેનો અર્થ અને આજની શોધ ખોળ સાથે તેનું મળતાપણું જણાવેલું છે. તેમજ કેટલેક ઠેકાણે અવસ્તા નહિ લખતાં ફક્ત તેનો અર્થ લખેલો છે કેમકે વાંચનાર સાહેબોના સમજવામાં આવે અને અવસ્તા આગળ તથા ફક્ત તેના અર્થ આગળ કેતાબોના આધારોની નીશાનો મુકી છે ને નીચેની નોટમાં ખુલાશો કીધો છે. તેમજ કેટલેક ઠેકાણે ચાલુ એબારતમાં પણ કેતાબોના આધારો જણાવેલા છે. માટે વાંચનાર સાહેબોને નોટ જોવાથી જણાશે.

આ લખાણમાં કેટલુંક લખાણ મારૂં પોતાનું છે. અને કેટલુંક જરથોસ્તી ધર્મના પુસ્તકોના આધારે કાઢેલું છે. માટે કંઇ ભુલ હોય તે વિશે દરગુજર ચાહું છું.

મારૂં લખાણ પહેલુંજ છે છતાં કંઇ કંઇ મુદ્દાઓ જાણવા જેવા મળી આવશે. તેમજ અથ્રોનાંન શાહેબોને વધારે જાણવાને બનશે તેમજ કોઇબી સાહેબોને કોઇ પણ વિષય શીલ શીલાબંધ વાંચવાને બની આવે તે માટે દરેક વિષયો જુદા પાડી સમજ પડે તેટલા માટે સીધી અને સરળ ભાષામાં દર્શાવ્યા છે.

આપણા જરથુસ્તી ધર્મ ઉપર આપનાં વિદ્વાન સાહેબોએ ઘણુંજ મોતેબર જાણવાને બને તેવા ધર્મના શિક્ષણો બહાર પાડેલાં છે. તેમજ વિદ્વાન ઓલમાં ખરશેદજી રૂસ્તમજી કામાં, શમશ-ઉલ-ઓલમા, એરવદ જીવણજી જમશેદજી મોદી, દસ્તુરજી દારાબજી પેસુતનજી સંજાણા દસ્તુરજી કેખશરોજી જાંમાસ્પજી જાંમાસ્પ આસાના અને સુરતના વડા દસ્તુરજી રૂસ્તમજી જમશેદજી, પુનાના દસ્તુરજી સરદાર કૈકોબાદ આદરબાદ તથા દસ્તુરજી બહેમનજી જાંમાસ્પજી જામાસ્પ આસાના સી. આઇ. ઇ. વિગેરે તેમજ પરકોમવાળા વિદ્વાન ડૉ૦ મીલ્સ, ડૉ૦ હાઉગ, ડૉ૦ ગૈગર, ડૉ૦ દારમેસ્ટ વિગેરેઓએ જરથુસ્તી ધર્મની મોટી શોધો કરી આપણે જણાવે છે. અને આજે એ ધર્મને રોશનીમાં લાવ્યા છે. એટલુંજ નહીં પણ ધર્મ પુસ્તકોનો મુકાબલો કરીને આવતી ઓલાદને જાણવાનો એક રીતનો વારસો કરી આપેલો છે. માટે આ જોગવાઇએ ઉપલા વિદ્વાન સાહેબોનો આભાર માનું છું.

આ પુસ્તક બહાર પાડતા આશા રાખું છું કે સરવે જરથુસ્તી દીનદાર ગ્રહસ્થો અને બાનુઓને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. તેમજ નજર ચુકથી કોઈ શબ્દ હેરફેર હોય તેને સુધારી વાંચશોજી.

આ પુસ્તક લખતા જે બીજી કેતાબોનો આસરો લીધો છે માટે તે કેતાબોના કર્તાનો તેમજ તે કેતાબો મને આપનારા મારા મિત્રોનો મોટો ઉપકાર માનું છું. અને આ પુસ્તક વિશે જે ગૃહસ્થોએ સારા વિચારો આપેલાં છે તેઓનો મોટો આભાર માનું છું.

લી૦ સેવક

**એરવદ કાવસજી બીન સોરાબજી**

**બીન રૂસ્તમજી આઇબાડા.**

# અર્પણ પત્રીકા.

---

મેહેરબાન માનવંતા.

દસ્તુરજી રૂસ્તમજી જમશેદજી દસ્તુરના
સાહેબઃ—

"જરથુશ્તી ધર્મમાંથી ચુંટી કાઢેલા અમુલ્ય
લખાણો" એ નામનું પુસ્તક વધુ
ફેલાવો પામે એવી નેમથી તેમજ
એક અદના ઇચ્છાની દાખલ
આપને અર્પણ
કરૂં છું એજ
વિનંતી.

આપનો નેક દુવાગો.

એરવદ કાવસજી બીન સોરાબજી
બીન રૂસ્તમજી આઇબાડાના

દુવા સલામ સ્વીકારશોજી.

# સુરતના માનવંતા વડા દસ્તુરજી રૂસ્તમજી જમશેદજીની ટુંક કારકીર્દી



સુરત શહેરના વડા દસ્તુરજી સાહેબ રૂસ્તમજી જમશેદજી પોતાની યુવાવસ્થામાં સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની મુંબાઇની મદરેસામાં ઝંદ, પેહેલવી, ફારસી અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા મુંબાઇ ગયા હતા. ત્યારબાદ ઇ. સ. ૧૮૭૫માં પોતાની દસ્તુરીની ઓધ્ધો ભોગવવા સુરતમાં આવ્યાં. અને સુરતમાં એક મદરેસો ખોલી સરના આશ્રય હેઠળ ઝંદ, પહેલવી અને ફારસી ભાષાઓ અથ્રોનાંન વર્ગને શીખવવાનું શરૂ કીધું હતું. અને તેઓના શીખેલા અથ્રો નાંનઆજે મોજુદ છે. તે દરમ્યાન તેઓના વડોબેટો બેહેસ્ત મુકામ થવાથી તેઓ ઘણા અફસોસમાં રહેતા હતા અને તે કારણથી પોતાનું શરીર દિનપરદિન બગડવા માંડયું અને તેથી તેઓએ ઉપર જણાવેલો મદરેસો બંધ કરી સરની સ્કુલના વિદ્યાર્થીઓને જરથુસ્તી ધર્મની તાલીમ આપવી શરૂ કીધી અને હજુ પણ તેઓ તે ઓધ્ધો ભોગવે છે. એઓ સાહેબે જરથુસ્તી ધર્મના મકાનો, સઘડીઓ તેમજ દીનબાઇ પીટીટના સુરતના સેનીટરીઅમની ક્રીયાઓ પણ કીધી હતી. તે ઉપ્રાંત તેઓએ જરથુસ્તી ધર્મ વિષે ઘણા સમજવા લાયક ભાષણો આપી આપણી કોમની ઘણી સેવા બજાવે છે. વળી તેઓ સાહેબે બ્રીટીશ સરકારની મેટ્રીમોન્યલ કોર્ટના ડેલીગેટનો ઓધ્ધો હજુ સુધી ભોગવે છે. હાલમાં તેઓ વૃધ્ધ વસ્થાને લીધે જાહેરમાં વધુ ભાગ લઇ શકતા નથી આપણે તેઓ માટે દુવા ગુજારશું કે એ માનવંતા લાંબી જીંદગી ભોગવે. અથજમ્યાદ યથા આફ્રીનામો.

લી૦ સેવક

**એરવદ કાવસજી બીન સોરાબજી**

**બીન રૂસ્તમજી આઇબાડા.**

# ૧ દાદાર અહુર મજદ

## ખુરહેવાલો અષોઇવાલો
## વખશુરાન વખશુર
## અષો જરથુશ્ત.

| | | | | |
|---|---|---|---|---|
| યા દાદાર ૧ | ઉશ્તા અસ્તી ૧૨ | | તન પસીન ૮ | ઊશતા હમાઈ ૧૩ |
| વહિશ્તાઇ ૧૫ | બરબુદન ૬ | | અષેમ વોહુ ૧૦ | અહેરેમન ૩ |
| હ્યત અષાઇ ૧૪ | રસ્તાખીજ ૭ | | વહિશ્તેમ અસ્તી ૧૧ | અહુરમજદ ૨ |
| મરોચ્ચીની દાર ૪ | બીગુ માન ૯ | | નેગુનમ દીવાન ૫ | અષેમ ૧૬ |

અષેમ વોહુ એ આપના શરીરમાં અંદીથ દાખલ થતી પવિત્ર શક્તિ છે. એ અષોઈ તે આકાશી સુર્ય, ચંદ્ર, અને બીજા ગ્રહોથી આ દુનિયાપર આવતી પ્રવાહરૂપે શકિતઓ છે. આ શકિતઓથી આપણી પેદાયસ છે, ત્યારે આપણે અષો છીએ. આગળ ત્રીજે પાને=આ નીશાન મુજબ અષેમ વોહુ પૃથ્વી અને આસમાન વચ્ચેની અષોઈનો માર્ગ છે. તે વીશે જણાવુંછું કે આ પૃથ્વીથી ૩૪૦૦૦ ફરશંગે બીજી ચડતી દુનિયા છે. એ વિશે યંત્રનો હીસાબ આ નીરંગમાં જોવો. માટે અષેમ વોહુના કલામ પ્રમાણે ચાલ્યાથી રસ્તાખીજ ને દીને અષોઈ ને લીધે અષો થયાથી તનપશીન બીગુમાન થવાશે.



# અષેમ વોહુ અને તેનો ઇતિહાસ.

આજ દીયસ્ની જરથોસ્તી દીન જે હોરમજદી કાયદો છે. જે હોરમજદી કાયદો તેને સૌથી પહેલાં ગેયેમરદથી ચાલુ થએલો કહેવાય છે. તેમ **અષેમ વોહુ**ની બુલંદ બંદગી તેજ જમાનાથી માણસ જાતને પ-રેશ યઝદની મારફતથી બશારત રૂપી જણાયલી છે.

અષેમ વોહુ વિષે અવસ્તામો **અષ** શબ્દ મલેછે અષ એટલે અષોઇ તેરે અષોઇને માટે અષેમ વોહુ ઘણી અશો છે.

આ પૃથ્વીની હસ્તી બનતા જે મુલ ચાર તત્વ યાને ચાર અષો હોરમજદના શકતી કે જે કેતાબોમાં ચાર અનાંશરના શબ્દોમાં લખેલી મલે છે તે ચાર તત્વ યાને અનાશર તે ૧ **આતશ** ૨ **પવન** ૩ **પાણી** અને ૪ **ખાક** અવસ્તામાં ચાર તત્વને ૧ **આથ્ર** એટલે આતશ અથવા ગરમી ૨ **વય** એટલે વા અથવા પવન ૩ **આપો** એટલે પાણી ૪ **જાંમ** એટલે જમીન અ-થવા ખાક આ ચાર તત્વ અષો છે. અને આ જીંદગી પુરી કરી તેનાં અંત વખતે પાછો ચાર તત્વમાં શમઇ જશે. ગરમીમાં ગરમી મલશે પવનમાં પવન મલશે. પાણીમાં પાણીમાં મલશે. અને ખાકમાં ખાક મલી જશે. ત્યારે આપણા શરીરમાં અષોઇના ચાર મુલ છે, ત્યારે અષેમ વોહુ મુલ અષો છે.

આવા ગુપ્ત કારણોથી હર વખતે હર બંદગીમાં અને દરેક અવ-સ્તામાં પહેલ્લે વગે અને છેવટે તેમજ મરણની છેલ્લી ગદીએ અષેમ વોહુ ભણનારને ઘણોજ નેક ગણેલો છે.

અષેમ વોહુના કલાંમોને અવસ્તાના લખનારાઓએ જુદા જુદા શબ્દોથી લખેલા છે. તેમાં બે મુદ્દાજ જણાવીશ.

૧ ૨ ૩ ૪ ૫ ૬

÷ **અષેમ વોહુ વહિશ્તેમ અસ્તી, ઉસ્તા અસ્તી**

૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨

**ઉસ્તા અહમાઈ. હુયત અષાઈ વહિશ્તાઇ અષેમ.**

---

÷ કાવસજી એદલજી કાંગા.

૧ ૩ ૨ ૪ ૫ ૬ ૭
અર્થ—અશોઇ (એ) સૌથી સરસ નેઆમત છે (તથા) સુખ છે સુખ
૮ ૯ ૧૦ ૧૧
તે (શખશ) ને (છે) કે જે સૌથી સરસ અશોઇને વાસ્તે ( યાને ) સૌથી
૧૨
સરસ એશોઇની બાબદમાં અશો (છે.)

બીજી રીતે

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| * અષેમ | વોહુ | વહિસ્તેમ | અસ્તી | ઉસ્તા | અસ્તી | ઉસ્તા |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | | |
| અમાઇ | હયત | અષાઇ | વહિસ્તાઇ | અષેમ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| સારી પાકીઝગી | ઉત્તમ | છે | ધનય | છે | ધનય | |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | | |
| એને | એકેજે | ઉ-તમ | અષોઇ | સારૂ પાકીઝગી | | |

આપણે અવસ્તા ભણતાં ૭ બોલમાં ભણીએ છીએ.

અષેમ વોહુ એટલી અશો છે કે અશો માણસને અશોઇ બખશનારીછે.

જે શખસ અષેમ ને ભણનારો છે તે આવતી ખરાબ શકિતને તોડનારો છે. અને અશોઇની શકિતને ખેંચનારો છે.

† અષેમ વોહુની ખુબી વિષે તેને ગાઇને ભણવાનું આપણને ફરમાન આપેલું છે. અષેમ વોહુનો કલાંમ દાદાર અહુરમજદે જાહેર કીધો છે.

આપણે જેમ પોતાના સગાંને માટે સગાઈ કબુલ રખીએ છીએ તેમ તે હોરમજદને માટે સૌથી સરસ ખુબી કબુલ રાખે છે.

* દાદારઅહુરમજદે અષેમ વોહુ જાહેર કીધો તે કોને વાસ્તે **મીનો** **ને** લગતાં અને **ગેતીને** લગતાં અશો માણસોને માટે સૌથી સરસ અષેમ વોહુછે.

---

* યોગ અભીઆશ.

† યજશને હા ૨૦ ફકરો ૫.

* યજશની હા. ૨૦ ફકરો ૪થો.

÷ અષેમ વોહુ તે ભણનારના **રવાંન**માં તથા તેના દીલના એતે કાદમાં હિંમતનો વધારો કરનાર છે.

× ઉંગ્રમાંથી બેદાર થતાં એક અષેમ વોહુ ભણવાથી દશ હજાર સુધીની ભીતરની અશોઈ વધે છે.

૭ માણસના મરણના અંત વખતે એક અષેમ વોહુ ભણનારને તેની કરણીનો હિસાબ આપતાં તે હોશીઆરીમાં રહેનાર છે. અને મદદ કરનાર છે.

= એક અષેમ વોહુની કીર્તી પૃથ્વી અને આસમાનની વચ્ચેની તમામ રોશની જેટલી અષેમ વોહુ છે.

॥ આ અષેમ વોહુની બંદગી પેશદાદી પાદશાહ **હોશંગને** શરોષની મારફતથી બસારતના રૂપમાં દાદાર હોરમજદથી જાહેર થયેલો છે.

પેગમ્બર જરથુસ્તે આ બંદગી કબુલ રાખી તેને શરૂઆતમાં, વચે અને છેવટે નકકી કરેલા અવસ્તામાં ભણવાને ફરમાવેલી છે,

આ અષેમ વોહુને **પંજીએ** કે ના દિવસમાં યાને **અશો ફરવરદેગાંનનાં** દીવસમાં ૧૨૦૦ અષેમવોહુ ભણવાને ફરમાવેલું છે.

† અષેમ વોહુના ત્રણ ભાગ છે.

અવસ્તા ૧ **અષેમ વોહુ વહિસ્તેમ અસ્તી.** અર્થ પોતાનાં સગાને માટે સગાઇ કબુલ રાખેછે. તેમ હોરમજદને માટે કબુલ રાખે છે.

**૨ ઉસ્તા અસ્તી ઉસ્તાઅમાઇ. અર્થ**—દીનના કાયદાને અમલમાં લાવેછે. **દીન** તે અંતઃકરણ પોતાના કાબુમાં લાવેછે.

૩ હીયત અસાઈ વહિસ્તાઇ અષેમ. અર્થ—જેમ અશો માણસને અષોઇ તરફ સુખમાં કબુલ રાખે છે. તેમ પાદશાહી કબુલ રાખેછે.

આ બદગી ગાથારૂપે ગાઇને ભણવાની છે. આ અષેમવોહુની બંદગી + **નારદમુનિ** નામનો બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણની આગળ સાધુસંત

---

÷ હાદોખત નુશક પરગરડ ૧ ફકરો ૪થો,

× હાદોખત નુશક પરગરડ ૧ ફકરો ૧૩ મો.

૭ હાદોખત નુશક પરગરડ ૧ ફકરો ૧૫ મો.

= હાદોખત નુશક પરગરડ ૧ ફકરો ૧૬ મો.

॥ યોગ અભીયાસ

† યજશની હા—૨૦ ફકરો ૩

+ હિંદુ કથા કોશ

અવતા હતા. આ સાધુસંતે **નારદમુનિને** આ બાર અક્ષરનો ( મંત્ર ) શીખવ્યો હતો. આ મંત્રનો તે નિત્ય જપ કરતો હતો. તેથી તેને જ્ઞાન થયું અને **સિધ્ધ** પુરૂષ તરીકે ચહાય ત્યાં જઇ શકતો.

અષેમ વોહુની બંદગી જેમ બાર શબ્દમાં છે; તેમ હિંદુકથાકોશમાં પણ બાર શબ્દનો **મંત્ર** છે.

* આપણા પેગમ્બર જરથુસ્તે અષેમવોહુની બરકતથી **અંગ્રેમીનો**ને કબજે કીધો હતો.

અંગ્રેમીનો કહે છે અહુનવઇરય અને અષવહિસ્ત અષેમવોહુ ગોયા (કટ) માપના જેટલા મોટા પત્થર જેવું હથીઆર તેની મારફતે **જરથુસ્ત** મને મારે છે. ધાતુને પીગળાવી નાંખે તેની માફક અષવહિસ્ત યાને અષેમ વોહુની મારફતે તે મને બાળી નાંખે છે. આ પૃથ્વી ઉપરથી મારૂં જતું રહેવું એ મારા હકમાં સારૂં છે. ફકત તેજ યાને શપીનતમાન જરથુસ્ત આ પૃથ્વી ઉપરથી હંકાવી કહાડી શકે.

ઉપરના અવસ્તાથી જોયું કે અષેમ વોહુમાં કેવો એજમતી ગુણ છે.

અષેમ વોહુ અષોઇને ખેંચનારી છે + તેમ માંથ્રવાની દરેક માંથ્રવાની ભણુનારને માંટે કબુલ રાખે છે. અને મીનો યઝદોની આરાધના કરનાર અશો માણુસને માટે રાસ્તી કબુલ રાખે છે.



* અરદેશવંગ યસ્ત કરદો-ર ફકરો ૨૦
+ યજશની હા. ૨૦ ફકરો ૩



# યથા અહુ વઇરયો એ કલામ દાદાર અહુરમજદની એનમાતિ બાક્ષિસ છે.

દાદાર અહુમજદે આએ દુનિઆની સૃષ્ટી બનાવતાં ચાર તત્વ યાને ચાર શકિતઓને હાજર રાખેલી હતી આ ચાર તત્વ યાને શકિતઓ તે ૧. **અર્સતખ્ત ૨. ઝરવાને ૩. હોનુવર ૪. ફરોહરે.**

અવસ્તામાંથી આ ચાર તત્વો યાને શકિતઓ વિષે જણાય છે.

**૧ અર્સતખ્ત વિષે.**

+ હોરમજદની નજદીક અમશાસ્પંદોની નજદીક સોનાના બનાવેલાં વખ્તની નજદીક ગરોથ્માન જે હોરજદનું રહેઠાણ અમશાસ્પંદોનુ રેહેઠાણ.

÷ બહમન અમશાસ્પંદ પોતાનાં સોનાનાં બનાવેલાં તખ્ત ઉપરથી ઉભાં થાય છે.

† હોરમજદની કીર્તી જાહેર કરવાને માટે આએ દુનીઆના કામોના નમુના તરીકે બે મીનોમાંના વધારે વૃધ્ધી કરનાર મીનો.

**૨. ઝરવાને વિષે.**

= પોતાના ઠરાવેલા માર્ગ પ્રમાણે ચાલનાર આસ્માનની હદ વગરના વખતની.

હદ વગરનો વખત તે બે ફાનાર જમાનો તેને અવસ્તામો ઝરવાને અકરને કહેલો છે.

---

+ વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૩૨

÷ વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૩૧

† યજશને હા. ૧૫ મો ફકરો ૯

= વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૩૧

### ૩—હોનુવર વિષે

+ આસ્માનના પેદા થવાની આગળ—પાણી, જમીન, ઓરવર, ચો પગાં જાનવરો, અશો નરોના જન્મની આગમચ અમશાસ્પંદો પેદા થયા પછી સુરજના બનાવેલાં શરીરની આગલ આ કલાંમ જે **અહુને** લગતો તથા **રતુને** લગતો તે હું જાહેર રીતે બોલ્યો હતો.

* તમામ બંદગીઓ કે જે હુ કદી બી બોલ્યો હતો જે હમણાં બોલું છું તથા જે હવે પછી બોલાશે તે તમામ બંદગીઓમાં (હોનુવરની બંદગી) ઘણીજ સરસ છે કારણ કે જેટલી તમામ આદમંદ દુનિયા છે. તેટલી તે કલાંમની તારીફની લીઆકાત છે.

### ૪—ફરોહરો વિષે

÷ અશો લોકોના ભલાં સુરાં તથા દુનિઆની આબાદી કરનારાં ફરોહરો બે મીનોની પેદાશમાં ખચીત ઘણાંજ અસરકારક છે જ્યારે એ મીનો અને અંગ્રેમીનો એઓની પેદાશ બનાવી હતી ત્યારે તેઓ યાને સપેનામીનો ફરોહરો ત્યાં મદદ આપવાને માટે ઉસ્તેવાર ઉભેલાં હતાં.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
* **યથા અહુ વઇર્યો** અથા રતુશ અષાત ચીત હચા
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
વંઘહેઉશ દજદા મનંઘહો ષ્યઓથનનામ અંઘહેઉશ મજદાઇ
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ખ્શથ્રેમચા અહુરાઇ આ યિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ

**અર્થ**—જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચાલનાર તે પ્રમાણે દસ્તુર અશોઇ ઇત્યાદિને લીધે બેહમનનની બક્ષિશઆએ દુનિઆના હોરમજદને માટેના કામો કરનારાઓની જે શખશ ગરીબ લાચારોને માટે પાસબાની કરનાર થાય છે તે પાદસાહી કબુલ રાખે છે.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
+ યથા અહુ વઇરયો અથા રતુશ અષાત ચીત હચા

+ યજશને હા. ૧૯ ફકરો ૮મો
* યજશને હા. ૧૯ ફકરો ૧૦મો
÷ ફરવરદીન યસ્ત કરદો ૨૨ મો ફકરો ૭૬
* કાવસજી એદલજી કાંગા
+ યોગ અભીયાસ.

૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
વંઘહેઉશ દજદા મનઘહો શ્યઓથેનનાંમ અંઘહેઉશ મજદાઈ
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ખ્શથ્રેમચા અહુરાઈ આ યિમ દરેગુબીયો દદત વાસ્તારેમ

યથાનો કલાંમ એજમતી છે. એની સાબીતી પુરતી રીતે આપણને મલે છે. યથાના ૨૧ ભાગ કરી તેના એકેક નામ ઉપર ૨૧ નુશ્ક જરતોસ્ત સાહેબે અને તેના શાગ્રેદોએ બનાવેલા છે. જે ૨૧ નુસ્કો છે તે ૨૧ બોલો સાથે નામો મોજુદ છે.

**આજની છેલ્લી શોધ મુજબ યથા અહુ વઈરયોના ૨૧ શબ્દોને ૨૧ રીતે તેનો અર્થ સમજાશે.**

+ ૧ ૨ ૩ ૪ ૫
જેમ બુલંડ અહુરમજદ એમ અષોઇપાલનાર (શાલેક)
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
અશો ઇથી બી નેક મનશનીના કામોનો કરનાર
૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
દુનીઆની અષોઇ માટે સત્તા જેની કને અષોઇસારૂ
૧૯ ૨૦ ૨૧
તેણે દુરવેશી (શાલેક) પાસેથી પરહેઝગારી પેદા કીધી

આ એજમતી કલાંમ વિષે **જરથોસ્ત** કહે છે કે એ યથા અહુ વઇરયો દથદ સપેનતામઇનયુશે ઝરવાને અકરને આપ્યો.

ઉપલા બોલોમાં જરતોસ્ત કહે છે કે સપેતનામયનયુશને વધારનાર અને અંગ્રેમઈનયુશને મુદ્દલ તોડનાર અને ઝરવાનેઅકરને સુધી કૌવત બક્ષશનાર છે.

ઝરવાનેઅકરને એ બે કીનાર જમાનો છે. એ જમાનો ૮૧ હજાર વરસનો હિસાબ નીકળે એને આપણે અવસ્તામાં ઝરવાનેઅકરને બોલ્યે છીએ.

દાદારહોરમજદે યથાના કલામથીજ દુનીઆની હસ્તી બનાવી છે. તેથી એને એજમતી બંદગી તરીકે ઓળખીએ છીએ.

**યથા**ની બંદગી પાદશાહ હોશંગે બશારતમાં થએલી છે.

+ યોગ અભીયાશ.

યથાની બંદગી જરતોસ્તની આગમજની ઘણાજ જુના વખતની દુનીઆની બનાવટ સાથેજ બહાર પડેલી છે. આ યથાની બંદગીને યજશનીના ૧૯મા હા. માં તેની શરેહ કરેલી છે. તેમજ યજશનીના ૬૧માં હા માં માન દઇ મોટા માંન સાથે યાદ કરેલી છે.

અવસ્તા—બગામસ્તોતનામ યસનીયનામ યજમઇદે.

અષેમ—યથા અને યઘ્ંહેહાતમ આ ત્રણ બંદગીનેસાથે ગણીને એને (બધાંમ) યસ્તને નામે ઓળખેલી છે.

+ યથાની બંદગીને કંઇબી વચ્ચે બોલ્યા વગર વચમાંથી કંઇબી પદ મૂકયા વગર સંપુર્ણ ભણે તેને ૧૦ **ગાથા** ભણીઆ જેટલું શવાબ લાગે. આ બંદગી કવિતા રૂપે છે. અને તે ત્રણ લીટીથી બનેલી છે. જેમકે:—

૧ યથા અહુવંઇરિયો અથારતુશ આષાદઅચીત હચા.

૨ વંઘહેઉસ દજદા મનઘહો શ્યોથેનનાંમ અંઘહેઉશ મજદાઇ.

૩ ખ્સથ્રેમચા અહુરાઇ આયમ દરેગુબીઓ દદત વાસ્તારેમ.

ઉપર મેં કહ્યું તેની ૨૧ બોલના ૨૧ નુસ્કો બનેલાં છે તેમ ૨૧ બંદગી પેગમ્બર જરથોસ્ત સાહેબે **હામુન** પહાડ ઉપર કરેલી હોય કેમ જે જરથોસ્તનો ઇતિહાસ વચમાનો મળતો નથી. ત્યારે તેરણે આ ૨૧ ક્રીયાઓ કરીને ખોદાની હસ્તી અને નાસ્તી સમજ્યા હોય એમ બનવા જોગ છે. કેમકે આ જે માણસ જાત યથાની મદદ માગી તેજ બંદગીથી પાર પડે છે. કેટલાએક જરથોસ્તીઓ એ બંદગીને હર વખતે યાદ કરે છે. કેટલાએક પરહેજગારો તસબી હાથમાં ફેરવીને યથાને યાદ કરે છે.

ઉપર જે ૨૧ નુસ્કોમાં **દરેગુબયો** તે **શાલેકો** જેવા કે ધર્મગુરૂઓ દીન શીખીને શીખવનારા દીનના પેશવાઓ.

બીજી રીતે એનો અર્થ એમ પણ બને છે. કે ભણનાર પોતાને વાસ્તે પોતાનું અંતઃકરણ પાક રાખનાર અને દુનીઆના લોભથી વેગલો અને સાચા રસ્તાપર રહી હુંજ મારા બળથી ખોદાને પોહોચું ને હુંજ તેની સર્વે શકિત પામું. તેથીજ આફત વખતે—દુશ્મન વખતે બાર જતી વખતે દુશ્મનને નાશ કરતી વખતે કે કંઇબી કામ વખતે યથાના કલાંમેઃ એકથી તે ૧૨,૦૦) સુધી ભણવાને ફરમાન કરેલું છે.

ગાથાનાં પાંચ દિવસોમાં જે કરણી મુજબના **રવાનો** છે તેને રાહેત મલવા ૧૨,૦૦ યથા ભણવાની જરૂર **દે**ખાડેલી છે.

---

+ યજશને હા. ૧૯ ફકરો.

**☬ જરથોશ્તે** હોરમજદને પૂછ્યું કે આસમાનની આગમચ પાણીની આગમચ ગાય ઢોરની આગમચ ઓરવરની આગમચ આતશની આગમજ તમામ દુનીઆની આગમજ બંદગીનો કયો કલામ હતો? ત્યારે હોરમજદ જવાબ આપે છે કે સર્વેની પહેલ્લો કલામ **હોનુવર**નો ભાગ હતો.

+ **હોનુવર** ત્રણ પડવાલો, ચાર ધંધાવાલો, અને પાંચ સરદારવાલો અને તેનો છેડો સખાવતથી છે.

હવે ત્રણ પડવાલો તે ત્રણ બેટ અને કવિતાથી ગાવાનો અને ગાથને ભણવાનો છે.

ચાર ધંધાવાલો તે ૧ મગજશકિતથી કામ કરનાર (અથ્રોનાંન) ૨ છાતીથી કામ કરનાર તે રથેશતાર ૩ પેટનું પોષણ કરનાર તે વાસતરીઓશ અને ૪ પગથી કામ કરનાર તે ઉતોશ આપણા શરીરમાં ચાર ધંધાવાળા છે.

* હવે પાંચ સરદાર તે કયા? ૧ ઘરનોપતી ૨ મેહોલ્લાનોપતી, ૩ શહેરનોપતી, ૪ દેશનોપતી અને ૫ જરથુસ્ત સાહેબ પોતે કેમકે જરથુસ્ત પોતે આ દુનીઆમાં પોતાની હયાતી મૂકી ગયા છે.

ઉપર મેં જણાવ્યું તેમ જરતોસ્ત સાહેબે ૨૧ બંદગી કરી હોય એની સાબીતી આપણને મલે છે. કેમજે એક મોટબર અમૂલ્ય ક્રીયા **હોમ** જાણીએ છીએ. આ ક્રીયામાં યથાના છુટા છુટા * શબ્દોથી ચોકસ અથ્રાનાનો ક્રીયા કરે છે. યથા અહુ વઇરયો શરૂ કરી ફકત (હચ્યા) સુધી નકકી ક્રીયા કરશે. પછી (વંઘેહેઉશની) પછી (દજદા)ની ક્રીયા પછી (મંનવહો)ની ક્રીયા પછી (બ્યોથેનનાંમ)ની પછી અંઘ્રહેઉશમજદાઇ એમ એકેક શબ્દથી ક્રીયા થાય છે. તો તેજ રીતે ૨૧ બંદગી યાને ૨૧ ક્રીયાની (આમુન) પહાડ ઉપર કરેલી હોય. અને ૨૧ નુસ્કો બનાવ્યો હોય.

જેમ આપણે હોમની ક્રીયા કરીએ છીએ તેને લગતી હિંદુઓ સોમની કરે છે.

---

☬ યજશને હા. ૧૯ ફકરો ૧લો

+ યજશને હા. ૧૯ ફકરો ૧૬મો.

* યજશને હા. ૧૯ ફકરો ૧૮મો.

* હોમની ક્રીયા

+ હવે યથાના એજમતિ કલાંમ વિષે—અવસ્તા—અએષોઈ વાખશ જરથુસ્ત્ર એરેજુખધો ફ્રસ્રવાનો આ વચો અહુનોવઇરયો ફ્રઓખતો અમહેચ વેરેથ્રગનહેચ ઉરૂનચ દએનચ સ્પનવનિત.

અર્થ—એ જરથોસ્ત તે રાસ્તી બોલેલો કલાંમ અથવા ખરી રીતે ભણેલો **હોનુવર**ના નામની બંદગી તે ભણનારના **રવાન**માં તથા તેના દીનના એતેકાદમાં હીમતનો તથા ફતેહનો વધારો કરે છે.

આ ઉપરથી જણાશે કે છેવટ મરણ પછી પણ હીંમત આપનાર યથા અહુવઇરયો છે. પાંચમો સરદાર જરથોસ્ત સાહેબ વિષે—અવસ્તા.

× ઇમામચ જાંમ યઝમઇદે અઓમચ અસમનેમ યઝમઇદે તાચવહુ યઝમઇદે યા અનતરેસ્તા, યેસ્નયાય, વહમયાય નમરેઅષોઓને.

અર્થ—પેગમ્બર અશો જરથોસ્ત જે તમામ હાડમંડ દુનિયાનો સાહેબ તથા સરદાર તથા પોરીઓદકેશ તેને અમો માન સાથે યાદ કરીએ છીએ.

ગાથામાં ઘણે ઠેકાણે **વોહુમનો** અને **અષ** હોરમજદની સાથે આવે છે. ત્યારે હોરમજદની એ શીફતો છે ત્યારે હોરમજદ આપણને તેવડા સ્વરૂપમાં દેખાય છે. તેથી સૌથી મોટો, સૌથી સરસ, સૌથી સુંદર, ઘણોજ ચંચળ એનો **આત્મા** પવિત્ર તે **હોનુવર** છે. તેથી હરદમ **યથાના** એજમતી કલાંમો ભણવાથી ભણનારને ગેબી અસર ઉતરે છે.

÷ જે કોઇ આ હાડમંદ દુનીઆમાં આ સૌથી પવિત્ર જરતોસ્ત મારા હોનુવરના ભાગને મનમાં યાદ કરેછે અથવા મનમાં યાદ કરીને આસતેથી ભણે છે. અથવા આસ્તેથી ભણીને અથવા ગાઇને તેની વખાણ કરે તો હું જે હોરમજદ તે તેના રવાંનને ચીનવત પુલ ઉપર થી લઇને બેહસ્ત પાર કરાવું છું. બેહસ્ત તરફ સૌથી સરસ અશોઇ તરફ તથા સૌથી સરસ રોશનીઓ તરફ તેને હું લઈ જાઉં છું

+ યથા અહુવઇરયો એ કલાંમમો કેટલો એજમતવાલો છે કે જર-થુસ્તે એક યથા ભણીને જે અંગ્રેમેન્યુશ, દરૂજથી ખરાબ શકતીઓ નાશ કારક, મોત ભરેલો, ફરેબ દેનાર, **બુઈતીદેવ** જરથુસ્તના આગળથી દુર નાસી ગયો.

---

+ હાદોખત નુસ્ક પરગરડ ૧ લી ફકરો ૪ થો.

× ફરવરદીન યસ્ત કરદા ૩૧ ફકરો ૧૫૩

÷ યજશને હા—૧૯ ફકરો ૬ ઠો.

+ વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૨

# વખત અને તેની વહેંચણી ગેહ અને તેનો ઇતિહાસ.

આપણાં પુસ્તકોમાં સર્વથી પહેલા જરતોસ્તનાં ગાથા છે. એ પુસ્તક બનવા પછીનો વંદીદાદ છે. વંદીદાદ પછીની યજશની છે અને પછીના બીજા અવસ્તા છે.

ગાથા જરતોસ્તના બનાવેલા છે. તેની અંદર કંઇ પણ બીજાં પુસ્તકોનો ઇસારો નથી. ત્યારે ગાથા પોતેજ પહેલું પુસ્તક છે. એમ ઠરે છે કે રૂઇથી પહેલો ગાથા. એ બનવાપછી વંદીદાદ અને યજશની અને પછી નાના અવસ્તા હોય. કેમકે ગાથામાં તેની કંઇજ નોંધ નથી. પણ વંદીદાદમાં ગાથાને યાદ કરેલા છે.

✻ **અવસ્તા**—હાનુવએતીઆઓ ગાથીઆઓ નેજ બયેમે ઓશતુ
એતીઆઓ ગાથીઆઓ નેજ બયેમે શપેનતા
મેનીઓશ ગાથીઆઓ નેજ બઇયેમે વોઉખશથ
રીઆઓ ગાથીઆઓ નેજ બયેમે વહેસ્તોએશ
તો એશ આથીઅઓ નેજ બયેમે

**અર્થ**—હાનુવએતીઆઓ ગાથીઆઓ પહેલો ગાથા હું વખાણું છું.
કશતુએતીઆઓ ગાથીઆઓ બીજો ગાથા હું વખાણું છું
શપેતા મેનીઓશ ગાથીઆઓ ત્રીજો ગાથા હું વખાણું છું
વોહુઅશથરીઆઓ ગાથીઆઓ ચોથો ગાથા હું વખાણું છું
વહેસ્ત્રાએશ તોએશ ગાથીઆઓ પાંચમો ગાથા હું વખાણું છું

જ્યારે બીજાં પુસ્તકો બનીઆં ત્યારે **ગાથા** મોજુદ હતા. વળી ગાથાની ભાષા બીજાં પુસ્તકો કરતાં પુરાણી છે. તેથી ગાથા પહેલાજ છે. વળી ગાથામાં **પ્રથમ** કોઇ વખતે એક વચનમાં ઇબારત આવે છે. કોઇ વખતે જરથોશન યા કોઇ શાગેરદ એકલો બોલે છે. તે બતાવે છે કે કોઈ શાગરેદ અથવા જરથોશતના એ શાગેરદો સાથે બોલે છે. વળી કેટલેક ઠેકાણે **પ્રથમ પુરૂષ અનેકવચનમાં** આવે છે. ત્યારે એથી પણ વધારે શાગેરદો સાથે બોલે છે. પણ ગાથા પુરાણા સાબીત થાય છે.

---

✻ વંદીદાદની પરગરડ ૧૯મી ફકરો ૩૮મો

ગાથા પછીનો વંદીદાદ જોડાએલો લાગે છે. કેમજે વંદીદાદ માત્ર ગાથાના ઇસારા આવેછે. ત્યારે બરાબર ઠરે છે કે વંદીદાદ ગાથા પછીનો છે.

હવે વંદીદાદમાં ગાથા સિવાય બીજાં કોઇ પણ પુસ્તકોનો ઇસારો આવતો નથી. તેથી ચોકસ ઠરે છે કે ગાથા પછીનો વંદીદાદ * વંદીદાદની ૧૧ મી પરગડમાં પુછવામાં આવે છે કે ગેહેસારનામાં શું શું ભણાવું. ત્યારે જુદા જુદા ગાથાના જુદા જુદા ભાગોની નીશાન આપી જણાવેલું છે. ગાથા તે હુનુવઇની ગાથા છે. તેમાં ગાથાની પહેલા બંદગીઓ યથા અહોમ યંગહે હાતામ ભણવામાં આવે છે.

ગાથા તથા વંદીદાદ પછી યજશને. યજશનેમાં ગાથાના ઇસારા આવે છે યજશનેમાં ૨૮માં હા. થી ગાથા છે. ગાથાના ૨૮થી ૭ હા ગાથા પેના હુનુવઇની પછી વચ્ચે **યસ્ન હપ્તન ગાય તી** છે અને પછી પાછા ગાથા છે. એમ કરીને ૫) ગાથાના ૧૭ હા ને યજશનેમાં દાખલ કરેલા છે.

હવે જે યજશને વંદીદાદ પછીની હોય તો તેમાં વંદીદાદનું નામ મળવું જોઇએ. અને તેમાં વંદીદાદનું નામ મળે છે. જે ગાથાને વંદીદદની ૧૦) મી પરગરડનો દાખલો બતાવીયો તેમ વંદીદાદનો યજશનેમાં મળે છે. + યજશને હા ૧ લેથી હા ૭ મા હા સુધી વંદીદાદને યાદ કરેલા છે.

**અવસ્તા**—દાત એ વીદ એ ઉએ દાત એ જરથોશ તરેશ.

દાતેમ વીદોયુમ ય. દાતેમ મજથુશ તરેમ ય.

‡ વીશપેમચ દાતેમ વીદોયુ મય.

યજશનીના ઘણા હામાં મળે છે ને છેવટે ૭૧ મા હામા વંદીદાદને યાદ કરવામાં આવેલો છે. તેથી ઠરે છે કે વંદીદાદ યજશનીની આગળનો છે. આ ઉપરથી ઠરે છે કે પહેલાં ગાથા પછી વંદીદાદ પછી યજશની એટલુંજ નહિ પણ વંદીદાદની પછવાડેની યજશની છે.

હવે ગાથા, વંદીદાદ અને યજશને પછીની વીશ પરડ છે. વીશ પરડમાં ગાથા, વંદીદાદ, યજશનેની યાદ આપે છે. એ ઉપરથી ત્રણે પુસ્ત-

* વંદીદાદની પરગરડ ૧૦ ફકરો ૪ થો.

+ યજશને હા. ૧ લેથી ૭ સુધી.

‡ યજશનેનો હા. ૭૧ મો. ફકરો ૫ મો.

કો પછીનું પુસ્તક વીશ પરડનું છે. * વીશ પરડના પહેલા તેમજ બીજા કરદામાં તેમજ તેથીબી વધારે વખત જરથોશતના ૫) ગાથાને યાદ કીધા છે. હફતન હાઇતી યાદ કરેલા છે. હોનુવરથી તમામ આગલાં લખાણોને યાદ કરેલાં છે. એ ઉપરથી યજશનેની પછીની વીશ પરડ ઠરે છે.

÷ હવે વીશ પરડના પહેલા કરદામાં હાદોખતને યાદ કરેલા છે. તે પરથી હાદોખતની પછીની વીશ પરડ છે.

વીશપરડ પછી યસતો. બાવીશમી યસ્ત જે હાદોખત યસ્તને નામે ઓળખાય છે તેમાં ગાથાને યાદ કરેલા છે. * ૧૧મી શરોશ યસ્ત જે શરોશ હાદોખત યસ્ત કહેવાય છે. તેમાં વંદીદાદને યાદ કરેલા છે. હોરમજદ યસ્તમાં યજશનેને યાદ કરેલી છે. મહેર યસ્તમાં સતોતયસ્ત તથા વીશપરડને યાદ કરેલી છે.

હવે વીશપરડમાં નીચલી નામીચી બંદગીઓનું પુરાતનપણું મળે છે.

| | |
|---|---|
| ૧ સ્તોત યસનય. | ૮ સ્પેનતો મદ ગાથા. |
| ૨ હોનવર. | ૯ વોહુ ખશથર ગાથા. |
| ૩ અષમ. | ૧૦ વહસ્તો ઇશતીશ ગાથા. |
| ૪ યઅંઘહે હાતાંમ | ૧૧ દહમ આફરીની દમની આફરીન. |
| ૫ હાનુવદ ગાથા. | ૧૨ અઇરય માઇશયે. |
| ૬ યસ્ન હપતહાએતી. | ૧૩ ફમુશો માંથ્રો |
| ૭ ઓશતુવદ ગાથા. | ૧૪ હાદોખત |
| | ૧૫ આહુઇરી ફરેશન. |

દહમ આફરીતી તથા ફસુશો માંથ્રો આ બેઉ કઇ બંદગી છે તે હજુ જણાયું નથી. હવે વીશ પરડ છેલ્લી છે. પણ યસ્તની આગલની છે.

હવે પહેલા કયા અને પછીના કયા અવસ્તાછે, તે ઉપલી ટીપથી ખુલ્લું જણાઇ આવેછે. અને એકમાંથી એકેકની શેહાદતો મળે છે. એ ઉપરથી આપણને ખુલાસો મળે છે કે ફલાણું લખાણ પહેલું, ફલાણું બીજું અને ફલાણું છેલ્લું. હવે કેટલીએક યસ્તો તથા ન્યાએશો તથા કેટલાએક બીજા ખુરદહે અવસ્તા તો યજશને તથા ગાથામાંથી ચુંટી કહાડેલા ફકરઓનો જમાવ કરીને બનાવેલા છે. ત્યારે ખુરદેહ અવસ્તા

* વીશ પરડ હા. ૧ લો તથા ૨ જો.

÷ વીશ પરડ હા. ૧ લો ફકરો ૮ મો.

* શરોશયસ્ત હાદોખ્ત કરદો ૫ મો.

કોઇ ગાથાનો તો કોઇ યજશનેનાં હોવા છતાં તે ખુરદહે અવસ્તાના આકારમાં ગોઠવેલા તો પાછળથી જણાય છે. વળી એ ખુરદહે અવસ્તા ગાથાથી અલગ છે ત્યારે જુના ગાથાજ સમજવા જોઇએ.

હવે આપણું દીનને કાએદે વખતની વહેંચણી કયારે ને કેમ થઇ તેની બી આપણને શેહાદ તો ~~~ ~.

વખતની વહેંચણી ઘણાં પુસ્તકોમાં મળેછે, પણ તે સર્વેની સરખામણી કરતાં + **મી. ખરશેદજી રૂ૦ કામા મુજબ અને ગાથા મુજબ** પહેલા ગાથા પછી વંદીદાદ અને પછી યજશને હવે આ ત્રણે પુસ્તકોમાં એકેક ગેહઓને ફેરફાર કરીને ગોઠવણો કરેલી છે. ત્યારે પેલો ગાથાનો વખત લેવો.

ગાથામાં વખતની વહેંચણી દહાડો અને રાત મળીને ત્રણ ભાગમાં કરેલી છે એ દહાડાની વહેંચણીને આપણે ગેહે કહીએ છીએ. અને ગાથામાં ત્રણ ગેહ છે. તેનાં નામ પહેલી હોશન, બીજી રપીથવન અને ત્રીજી એવેશરૂથ્રમ.




એમાં એમ સમજાય છે કે રાતના ૧૨ કલાકથી બપોરના ૧૨ કલાક સુધીની હોશન ગેહે અને બપોરના ૧૨ થી તે સાંજના બત્તી સુધીનો વખત તે **રપીથવન**નો અને બત્તીથી તે રાતના બાર વાગા સુધી **એવેશરૂથ્રમ** એવી તરેહથી ગાથા પ્રમાણે હોશન, રપીથવન અને એવેશરૂથ્રમ એ ત્રણ ગેહે ગણેલી છે.

વંદીદાદ ગાથા પછીનો ગાથામાં ત્રણ ગેહ છે. તો વંદીદાદમાં વખત જતે ત્રણની ઉપર એક ગેહનો વધારો કરી **ચાર** ગેહ કીધી છે. તે નીચે મુજબઃ—

+ મી. ખરશેદજી રૂ૦ કામાનું જરતોસ્તનામું




પહેલી હોશન બીજી ઉજીરન **એમોહાવન-રપીથવ** મલીને અને ત્રીજી અરેજ એટલે **ઓજીરન** અને ચોથી એવેશરૂથ્રમ આ ચાર ગેહમાં કટલોએક ફેરફાર કીધો. જે ગાથામાં હોશન ગેહે રાતના ૧૨ થી તે બપોરના ૧૨ વાગા સુધીને હોશન ગણેલી છે. તેમાં ફેરકાર કરીને રાતના ૧૨ થી સવાર સુધીજ હોશન ગણીને સવારથી તે ત્રણ વાગા સુધીને **ઉજીરન** યાને હાવન-રપીથવન ગણીને ત્રણ વાગાથી તે રાત સુધીને **અરેજ** એટલે **ઓજીરન** અને રાતથી **એવેશરૂથ્રમ** તે પાછી હોશન સુધી.

પહેલી હોશન રાતના ૧૨થી સવાર સુધી.

બીજી સવારથી ત્રણ વાગા સુધી **ઉજીરન** એમાં હાવન અને રપીથવન સમાય છે.

ત્રીજી અરેજ એટલે **ઓજીરન** તે રાત સુધી.

ચોથી એવેશરૂથ્રમ રાતથી ૧૨ વાગા સુધીની.

હવે ગાથામાં જે પહેલી હોશન ને બીજી રપીથવન એવેશરૂથ્રમ છે. ત્યારે આ વંદીદાદ વારાઓએ **રપીથવન** કાઢી નાંખી જે ગાથાની રપીથવ બપોરના ૧૨ થી રાત પડે ત્યાં સુધીની છે. તેને કાઢી નાંખી હોશનનો વખત ટુંકો કરીઓ. સવાર સુધીનો ને સવારથી સાંજ સુધીમાં બે વખત લીધાને એવેશરૂથ્રમ કાયમ રાખી.

હવે યજશને વંદીદાદ પછીની. યજશનેના વખતમાં વંદીદાદની ચાર ગેહઓ ઉપર વળી એકનો વધારો કરી પાંચ ગેહ કીધી.



આ ૫) ગેહઓમાં એજ સમજવાનું કે જે ગાથાની રપીથવ વંદીદાદે કાઢી નાંખી તે યજશને વારાએ પાછી રપીથવ દાખલ કીધી. ને તેને બપોરના બારથી ત્રણ વાગા સુધી ગણી. જે વંદીદાદ વારાએ સવારથી ત્રણ વાગા સુધીનો વખત કરેલો તેમાં ફેરવીને તેના બે ભાગ કીધા. સવારથી ૧૨ સુધી હાવન, અને બારથી ત્રણ વાગા સુધી રપીથવ તેને હીગાંમે બીજી હાવન. એમ કરી યજશની વારાએ પાંચ ગેહ ગણી છે.

હવે ગાથાની ૩) ગેહ. વંદીદાદની ૪) ગેહ. અને યજશનેની ૫) ગેહ. આ ગાથા, વંદીદાદ, અને યજશને એ ત્રણેમાં વખતનો ફેરફાર કરીઓ છે. તેમાં રાતની **એવેશરૂથ્રમ** ગાથાનીજ કાયેમ છે. **એવેશરૂથ્રમ** નો કંઇબી ફેરફાર થયો નથી. ત્યારે **એવેશરૂથ્રમ** ગાથાના જમાનાની એકજ વખતની છે.

હવે ગાથા, વંદીદાદ, યજશને એ ત્રણેમાથી હોશનનો વખત એક સરખીજ જગ્યાએથી શરૂ થાય છે. ગાથામાં હોશનનો વખત રાતના ૧૨ થી બપોરના બાર વાગા સુધીનો છે. તેમાંથી વંદીદાદવારાએ સવાર સુધીનો કીધો ત્યારે હોશનનો મરતબો ચરતો. હોશન હંમેશ રાતના ૧૨થીજ શરૂ થાય છે. દીવસના ૧૨થી તો કોઈવાર બીજી હાવન તો રપીથવન થાય છે. ત્યારે હોશનોબી એકજ વખતે છે. તેજ રીતે **એવેશરૂથ્રમ** નો બી વખત એકજ છે. શેઠ ખરશેદજી રૂ. કામાના જરતોસ્તનામાં ઉપરથી પણ એજ રીતે છે.

હવે વંદીદાદ સાદેનો.

આપણે જોઇ ગયા કે પેહેલો ગાથા, પછી વંદીદાદ પછી યજશને. હવે આ ત્રણે પુસ્તકોને સાથે એક યજશનેનાંજ હા માં વીશ પરડના કરદા તેમજ જે વંદીદાદની ૨૨) પરગડોનેબી તબકકે તબકકે વહેંચીને ગોઠવણ કરીને વંદીદાદની પરગરડ ૨૨) યજશનેના હા ૭૨, અને વીશપરડના હા ૨૩ ને અંદરના અંદર ગોઠવીને વંદીદાદનો જે આજે પોથો છે તેને વંદીદાદ સાદેનો કહયો છે કેમકે એમાં પહેલા ગાથા અને બીજો વંદીદાદ ત્રીજી યજશને અને છેલ્લી વીશપરડ, એ બંધાંઓને મોંએ ના મોંએ ગોઠવણ કરીને ગોઠવેલાં છે. તેથી એને વંદીદાદ સાદેહનો ગણેલો છે.

હવે છેક પાછલા વખતમાં છઠો વખત **હોશબામ** છે, એને દાખલ કીધી છે. એને બે ગેહની વચ્ચે મેલેલી છે. જેમકે **હોશનનું** પુરૂં થવું ને **હાવનનું** બેસવું એની વચ્ચે હોશબામ છે.

**હોશબામ**

જે ગેહે પુરી થાય છે ને બીજી બેસે છે. તેની વચ્ચે તેની **મેહર** બેસે છે. દાખલો લેવો કે **હોશન** પુરી થઇ છે; તો હવે **હાવન** ની મેહેર શરૂ થઈ છે, એમ જાણવું. હવે જે **હાવનની** મેહેર તેજ **હોશબામ** છે. એજ મુજબ દરેક ગેહની મેહેર બેસે છે. હવે **હાવનની** મેહેર બેસે તેમાં **હોશબામ** આવે છે. બીજી કોઇ ગેહમાં નથી. હવે દર ગેહની **મેહર** ને કેટલા વખતની તો તે વિષે સવા કલાક અને ૭ મીનીટ મે-હેર હંમેશ ૮૧ મીનીટની છે. તેમાં પહેલી ૯) મીનીટ **ઉતપતી તવલુટ** ની છે. તવલુટ તે જે આગલી ગેહે પુરી થઇ ને બીજી ગેહની **મેહેર** બેસે છે તે ૯) મીનીટ એવી કે કોઇબી વખતમાં નહી જેવી પછીની ૨૪ મીનીટ તેની શરૂઆતની એટલે નાના **નાદાન બચપણ** જેવી બીજી ૨૪) મીનીટ **જુવાની હોશદાર** એટલે સમજદારમાં જણાય તેવી અને ત્રીજી ૨૪ મીનીટ **ઘડપણની** એટલે એકયાશી મીનીટ પુરી થઇ. એટલે મેહેરનો વખત ગેબ થએલો ગણાયો. ને બીજી ગેહે બેથી આ હિસાબે **હોશબાંમ**નો ખરો વખત ૮૧ મીનીટમાં આવે. સવા કલાક અને ૭ મીનીટ છે. × ૮૧ મીનીટના હીસાબ વીષે વંદીદાદમાં જણા-વેલું છે કે માણસના ગુજરવા પછી દેવો દરવંદો અને ખરાબ જાણનારા તેનો નાશ કરે છે ત્યાર પછી જયારે ત્રીજીરાતની બામદાદ પ્રકાશે તથા બુલંડ રોશની થાય છે ત્યારે પુરતી રીતે આશાનીવાલા પહાડોની ઉપર સારા હથીઆરવાળો મીથ્ર આવે છે. અને ત્યાર પછી આફતાબ શરૂ શરૂ થાય છે. દર ગેહની મહેર છે તેથી અથોરનીનો વજશને કે બીજી આલાતોની ક્રીયા કરતાં બપોરના બારની આગમજ જે ક્રિયા ચાલુ કરે તેમાં ચાસની કરી હોમ પીવા સુધી વખત બરાબર બાર સુધીમાંજ કરે. અને બાકી જે ભણવાની માથ્રવાણી રહી હોય તે રપીથવનની કે બીજી હાવનની મહેર સુધીમાં સુંપૂરણ કરે. કેમ જે મેહેરનો વખત છે.

× વંદીદાદ પરગરડ ૧૯મી ફકરો ૨૮ મો મીથ્ર એટલે રોશનીનું મૂળતત્વ ખોરશેદ ઉગવાની આગમચ [illegible]

**અને ત્યાર પછી** આફ્તાબ ચાલુ થાયેછે. ઉપલા વંદીદાદના ફકરા ઉપર રથી આજની વીદીઆ જે ૮૧ મીનીટને છુટી પાડીને સમજ આપે છે.

ત્યારે મેહેર દર ગેહેની પહેલાં શરૂ થાય છે. એટલાજ માટે ભણનારા શખશો જે બંદગી કરવા માંદતા તે બંદગી પુરી કરતા વખત બીજી ગેહ ઉપર થાય છે. તો તેને માટે કંઇજ ફીકર રહેતી નથી. કેમજે બીજી ગેહની **મેહર** શરૂ થાય છે. માટે બંદગી એજ આ દુનીઆની નેયામતો છે.



# આપણી દીનના કાયદે રોઝ અને માંહ અને તેની શખતી.



અસલી ઇરાનીઓ પોતાના સંસાર વહેવારમાં દિવસની જાણવા જોગ વહેંચણી કરતા હતા. પ્રથમ તેઓને ઘણા ઉત્તર તરફના મુલકોમાં રહેવાનું હોવાથી તેઓમાં આખાં વરસની માત્ર બેજ રૂતુઓ હોય એમ જણાય છે. કેમ જે ગરમી અને ઠંડી સિવાય બીજી રૂતુઓના નામ વંદીદાદમાંથી મળતાં નથી. જોકે વસંત રૂતુ અને પાનખર રૂતુનો તેમને કંઇ ખ્યાલ હોય એમ જણાય છે. તો પણ રૂતુઓ એટલા ટુક વખતમાં ખલાશ થતી હતી. કે તેમનો ઉપલી બેમાંજ સમાસ થઇ ગયો હતો. ગરમી કરતાં પણ શીઆળો તેની સખતાઇને લીધેજ ભારી હતો. એટલા માટે ઇરાનીઓ વરસ બોલ વાપરવાને શીઆલો બોલ વાપરતા અને વરસ સમજતા. વળી તેઓ દિવસની આગમચ રાતને ગણતા. અને તેથી દહાડા ગણવાના હોય ત્યારે તેને રાતને નામે ઓળખતા. વરસ બાર મહીનાનું અને મહીનો ૩૦ દિવસનો ગણતા. પણ પ્રથમ ચંદરમાની ચાલથી ગણતાંબી ૨૯ દહાડાનો મહીનો થવાથી અસલી ઇરાનીઓએ સુરજની ચાલ મુજબ ૩૦ દિવસનોજ મહીનો લઇ તેને ૪) ભાગમાં વહેંચીને પહેલા બેને સપતવાડીઆં અને પાછલાં બેને અસ્તવાડીઆ ગણી ૩૦ દીવસ સુરજના ચાલ મુજબ ચાલવા લાગ્યા. અને મહીનાના તેઓએ બે ભાગ પાડયા હતા. આ તેમનાં પખવાડીઆં હતાં પણ તેઓ વચ્ચે એજ રીતે ૭ અને ૮ દિવસનાં સપતવાડીઆં અને અઠવાડીઆં છે.

| અવસ્તા મુજબ | પાજન મુજબ | શીફતો |
|---|---|---|
| ૧ અહુરહેમજદાઓ | હોરમજદ | પેદા કરનાર અહુર |
| ૨ વંધહુએમનંધહ | બેહમન | અકલે અવલ |
| ૩ અપહેવહ઼તહે | અરદીબેહેસ્ત | અંદીથ ઈથર |
| ૪ ખશથ્રહે વઇરહે | શેહરેવર | તીખશન |
| ૫ સ્પેંતતીઆએ આરમેતાઇશ | સપેંતદારમદ | બી લેનાર ઉગવાને મદદ આપનાર |

| | | |
|---|---|---|
| ૬ હઉરવતાત | ખોરદાદ | અંદીથપાણી પોચાડનાર પુરતાપણું |
| ૭ એમેરાતાતો | અમરદાદ | અમરગી ફલઆપનાર. |
| ૮ દથુષો | દએ પાઆડાર | પેદાકરનાર |
| ૯ આથ્રો | આદર | આતશ ખોરહેવારો |
| | | અનાશર પહેલો |
| ૧૦ અપાંમ | આવાં | પાણી અનાશર બીજો. |
| ૧૧ હુવરેખશેએતેમ | ખોરશેદ | શુરય—સુરજ |
| ૧૨ માઓહધહે | માંહ મોહોર | ચંદરમાં. |
| ૧૩ તેશતરીહે | તીર | શીરચુશ સેતારો વરસાદને લાવનાર. |
| ૧૪ ગેઉસ | ગોશ | |
| ૧૫ દથુષો | દએ પ૰મહેર | પેદા કરનાર. |
| ૧૬ મીથ્રર | મેહર | રોશની, |
| ૧૭ શરોશહે | શરોશ | રોશની. |
| | | જોરાવર. |
| ૧૮ રશનઓશ | રશને | રાસ્તી ઇનસાફી. |
| ૧૯ ફ્રવશ નામ | ફરવરદીન | ફ્રવશી. |
| ૨૦ વેરથ્રઘ્નહે | બેહરામ | ફતે. |
| ૨૧ રામનો | રામ | ખુશાલી. |
| ૨૨ વાતહે | ગોવાદ | પવન. બાદ |
| | | અનાશર ત્રીજો. |
| ૨૩ દથુષો | દએ પ દીન | પેદા કરનાર. |
| ૨૪ દએનયાઓ | દીન | દીનનો કાયદો. |
| ૨૫ અષોઇશ | અરદ અશી અરષીશ વંઘ | બાંમદાદ. |
| ૨૬ અરશતાતો | આસ્તાદ | સંચાઇ. |
| ૨૭ અસ્મનો | આસમાન | આકાશ. |
| ૨૮ જેમો | જમયાદ | જમીન. |
| | | ખાખ અનાશર ચોથો. |
| ૨૯ માથ્રહે સ્પેનતહે | માંહેર સપંદ | પવિત્ર વાણી. |
| ૩૦ અનધ્રનાંમ ર ઓચહહાંમ | અનીરાન | માંથ શરૂઆત વિનાની રોશની. |
| | | અસર રોશનીઓ સેતારાઓ, |

ઉપર કહ્યું તેમ ૩૦ દિવસના એક મહીનો લેતાં ૧૨ મહીને ૩૬૦ દિવસ આવે ત્યારે તેને સુરજની ચાલમાં બને તેમ મલતા આવવાને જરતોશ્તના ૫ ગાથા ઉમેરીને ૩૬૫ દિવસ કીધા છે. એમાં બી આપણે પુરા હીસાબી નથી. હવે ભણુતી વખતે ૩૦ રોઝમાં દાદારનાં નામ અમશાશપંદો યઝદો અને મીનો કહ્યા છે.

## બંદગી ભણવાના ઇસારા.

| | |
|---|---|
| ૧ દાદાર હોરમજદ. | ૧૬ મેર યઝદ. |
| ૨ બેહેમન અમેશાશપંદ. | ૧૭ શરોશ યઝદ. |
| ૩ અર્દી બહેસ્ત અમેશાશપંદ. | ૧૮ રશને રાશત યઝદ. |
| ૪ શેહેરેવર અમેશાશપંદ. | ૧૯ ફરરોખ ફરવર દીન. |
| ૫ અસપંદાદ મંદ અમેશાશપંદ. | ૨૦ બેહરામ યઝદ. |
| ૬ ખોરદાદ અમશાશપંદ. | ૨૧ મીનો રાંમ. |
| ૭ અમેરદાદ અમેશાશપંદ. | ૨૨ ગેવાદ યઝદ. |
| ૮ દેપાદર દાદાર હોરમજદ. | ૨૩ દેપદીન દાદારહોરમજદ. |
| ૯ આદર યઝદ. | ૨૪ દીન યઝદ. |
| ૧૦ આવાં યઝદ. | ૨૫ મીનો અરશે સવંઘ |
| ૧૧ ખોરશેદ યઝદ | ૨૬ આસતાદ યઝદ. |
| ૧૨ માંહ બોખતાર માંહ યઝદ. | ૨૭ મીનો આશમાણ |
| ૧૩ તેશતર તીર યઝદ. | ૨૮ જમીઆદ યઝદ. |
| ૧૪ ગોશ યઝદ. | ૨૯ મીનો માંરેશપંદ. |
| ૧૫ દયમેર દાદાર હોરમજ. | ૩૦ મનો અનેરાન. |

ઉપલા ૩૦ રોજમાં બેહમન રોઝથી તે અમેરદાદ રોજ સુધીના ૬ રોજને અમશાશપંદો અને પહેલો દાદાર હોરમજદ તે સાથે લેતાં ૭ અમશાશપંદો છે.

હવે આદર, આવાં, ખોરશેદ, મોહો બોખતાર મોર, તેશતરતીર, ગોશ, મેહેર, શરોશ, રશનેરાસત, બહેરામ, ગોવાદ, દીન, આશતાદ, જમ જમઆદ, એ સરવે રોજ (યઝદ) છે.

હવે રામ, અરશે સવંઘ, આશમાન, માંરેશપંદ, અને અનેરાંણ એ (મીનો) છે. અને × ફરરોખ એક છે.

× તે રોશની જેમ આતશની ચણુગારીમાંથી તેની રોશની ગેબ

હવે ઉપર કહયા તેમ ૩૦ રોઝમાંથી દાદારના શેફાતી નામવારા ૪ છે. ઊપર મુજબ. અને ‡ ફ્રરરોખ ૧) છે. અમશાશપંદો ૬) છે. અને ૫ ઝદો બધાં મલીને ૧૪ છે. અને [મીનો] ૫) છે હવે આપણે જોવું જો એ કે આપણી દીનના કાયદામાં (હપત) અને (અસ્ત) એમ એ સાત શાતનાં [હપત વાદીઆં)ને આઠ આઠનાં બે અઠવાડીઆં થરેછે. જેમકે પહેલો દાદાર હોરમજદ એ રોઝની સાથે ૬ અમસાશપંદ મલેછે. તેમ કરીને ૭ થાય છે. એ પહેલું **હપતવાડીઊં** થરેછે. ત્યાર પછી દેપાઆદર રોજથી તે ગોશ રોઝ સુધી બીજું **હપતવાડીઊં** થરેછે. હવે અઠવાડીઊં દ. પ. મેહેર રોજથી તે ગોવાદ રોજ સુધી પહેલું **અઠવાડીઊં** અને દે. પ. દીન રોઝથી અને રાંનરોજ સુધી બીજું **અઠવાડીઊં** ઠરે છે.

હવે ઉપર કહયું તેમ (હપત વાડીઊં) અને (અથવાડીઊં) તેની નીસાન અને મોટાઇ શું છે તે તપાસો.

હમેશા ખોદાના યાને અહુરમજદના નામથીજ આપણે શરૂ કરીએ છીએ. તેજ કાયદો રોજ ઉપર લાગુ પડેછે. જેમકે પહેલો દાદાર હુરમજદ તેનીજ રોશનીનો જરો બેહેમન તેજ રીતે અરદી, શેહેવર, અશપંદાદમંદ, ખોરદાદ, અમરદાદ એ પહેલું * હપતવાડીઊં થયું. અને બીજું હપત વાડીઊ તે દપા. આદરથી ચાલુ થયું. એ શું દેખાડે છે કે આદર રોજનો આગલો દોરો તે (દે. પા), આદર, દાદાર અહુંમજદ એ એટલે દે પા. ની અંદર આદર આવીઓ. તેથી એ દીવસથી બીજું હપત વાડીઊ ચાલું થયું. તે ગોશ સુધી પુરૂં થયું. હવે (અઠવાદીઊં) ચાલું થયું તે દ. પ. મેહેર તે મેહેર રોજની આગલો દીવસ તે દ. પ. મેહેર એ ગોવાદ રોજ સુધી પુરૂં થયું. હવે દે. પ. દીન દાદાર હુરમજદ એ પણ દે. પ. દીન એટલે દીન રોજનો આ- ગલો દીવસ. તેથી દે. પ. દીન એ દે, પ. દીનથી તે અને રાનરોઝ સુધી અઠવાડીઊં બીજું થયું.

+ ઊપર મુજબ હંમેશ ખોદાની શરૂઆતથીજ પહેલો રોજ ચાલુ થઇ (હપત) અને (અશત) વાદીઆની રચના થઇ છે. હવે આ હપત અને અશત વાડીઆની રચના કેવી માતબર છે તે તપાસો પહેલો દાદાર હુરમજદ કે જેનો પાર નથી તેના નામથી શરૂ કરે છે. બીજું હપત

‡ ફ્રરરોખ તે રોશની જેમ આતશની ચણગારીમાંથી તેની રોશની ગેપ થઇ જાય એવી ફ્રરરોખની રોશની અને એ **રવાનનો** નેગેબાન છે.

* **અવસ્તામાં હપત એટલે સાત અને અષ્ટ એટલે આઠ ગણાયછે.**

\+ **દએશનાંન નજર ૨**

વાડીઉં આદર યાને આતશ દુનીઆને આબાદ રાખનાર છે. તેને દાદારે તેની સાથે (દે. પા. આદર) દાદાર સાથે રાખીઉં છે. એટલે બધા રોઝમાં (આદર] યઝદપુર ગરમી રાખનારછે. અને વૃધ્ધિ કરનાર છે, ત્રીજુ અશ તવાડીઉં) દ. પ. મેહેર એટલે દ. પ. મેહેર દાદાર સાથે રાખીએ છે. એટલે બધા રોઝમાં (મેહર યઝદ) દુનીયાની રોશની અને તેજ આપનાર છે. તેથી દાદારની રોશની સાથે યાદ આપેછે.

હવે દે. પ. દીન એટલે (દેના] યાને (દીન) જે છે તે ખોદાનું ફરમાન અને ખોદાનોજ કાયદો છે તેથી તેને દાદારનીજ સાથે દે. પ. દીન રાખીઉં છે.

હવે ઉપર મુજબ ૩૦ રોઝ સમજીઆ પણ કુદરતે એને બીજી કેવી કરામતથી ગોઠવણ કરેલી છે. પહેલા હોરમજ રોઝથી તે અમરદાદ રોઝ સુધીમાં ૩૦ રોઝને **હમકારામાં** સમાવ્યા. જેમકે:—

૧ હોરમજની સાતે અહુરમજ, દેપાદર, દપમેહેર, દેપદીન.
૨ બેહેમનની સાતે બેહુમન, મોર, ગોશ રાંમ.
૩ અરદી બેહેસ્તની સાતે, અરદી બેહેસ્ત, આદર, શરોશ, બેહેરામ.
૪ શેહેરેવરની સાતે શેહરેવર, ખુર, મેહેર, આશમાન, અને રાણુ.
૫ અશપંદાર, આવાં, દીન, અરદ, મારેશપંદ.
૬ ખોરદાદ, તીર, અરદાફરવશ, ગુવાદ.
૭ અમેરદાદ, રશને, આસ્તાદ, જમીઆદ.

ઉપર મુજબ ૭ રોજની સાતે ૩૦ રોઝને હમકારમાં યાને શાતે મળીને કરનારી શકિતઓ ગોઠવેલી છે.

હમકારા યાને શાતે મલી કામ કરનારી શકિત જે છે તે દરરોઝની છે. દરરોજનાજ હમકારા છે.

હવે એ ત્રીશે રોજના ફરેશતાઓની ઉપરાંત બીજા છે જેવા કે અવસ્તા.

| | |
|---|---|
| અપાંમ નપાતતે | બરજો યઝદ. |
| હોમેમતે | હોમ યઝદ. |
| દહમીતે | દહમ યઝદ. |
| વંનતેમતે | વનંત યઝદ. |
| સ્તવસતે | તે શતરતીરનો જોરીઓ વરસાદ લાવનાર. |
| હફ્તરંગતે | તેશતરનો જોરીઓ વરસાદ લાવનાર. |

કેમકે ૩૦ રોજના ફરેસ્તા જોયા પણ ફરેશતાઓ દાદાર હોરમજદના કઇ ગણુતરી નથી. દુનીઆની એવી રચના છે કે ફરેસ્તાનો શુમાર નથી.

+ અવસ્તામાં પણ ફરેસ્તા અગણિત છે. એમ જણાવે છે. અવસ્તાનો અર્થ પચાશથી સો તથા હજાર દશ હજારથી અગણિત ફરેસ્તાઓ દાદાર હોરમજદના પેદા કીધેલા છે. એજ વિષે દીનકરદ વાલમ ૩ માં ફરેસ્તા અગણિત કહેલા છે.

÷ વળી દશાતીરમાં લખે છે કે "તેણે બે શુમાર ફરેસ્તા પેદા કીધા છે. તેમાંથી સરવેથી પહેલાં પહેલી અકલ યાને બેહમન અમશાશપંદોને પેદા કીધો કે સરવે અકલો તથા સર્વે પેદાશ તેના હાથ નીચે છે.



+ યજરાને હા.

÷ દશાતીર મોતી.

# બારે મહીનાનું ચક્ર.




| | | | |
|---|---|---|---|
| પહેલ્લી રૂઆની શક્તિ | ❀ | ૧ ફરવરદીન-ફરવષી. | તબક્કો પહેલો. રૂઆની આલમના. |
| બીજી રૂઆની શક્તિ | ❀ | ૨ અરદીબહેશત-પ્રહવારૂપે અણદીઠ ગરમી. | |
| ત્રીજી રૂઆની શક્તિ | ❀ | ૩ ખુરદાદ-પ્રવાહરૂપે અણ-દીઠ પાણી. | |
| શની | ✳ | ૪ તીર-જુઝ-આંવાં. | તબક્કો બીજો, સાત આસમાનો મર્તબા પ્રમાણે-જીરમાની આલમના. |
| બ્રેસપત | ✳ | ૫ અમરદાદ-દાદારની અમરગી. | |
| મંગલ | ✳ | ૬ શેહેરેવર-જુઝ-બહેરામ. | |
| રવી-સર્વે દુનિયાને રોશની બક્ષનાર | ✳ | ૭ મેહર-જુઝ-ખુરશેદ. | |
| શુક્ર | ✳ | ૮ આંવાં-જુઝ-ખુરદાદ. | |
| બુધ | ✳ | ૯ આદર-જુઝ-તીર. | |
| ચંદ્ર અથવા સોમ | ✳ | ૧૦ દેહ-જુઝ-માહબોખતાર. | |
| બાતી અક્કલ | × | ૧૧ બેહમન-શક્તિ ફરવષી. | |
| આરમેતી | × | ૧૨ અસપંદાદમદ-શક્તિ ફરવષી. | તબક્કો ત્રીજો. |

આ બારે મહીનાઓ છે તે રાસીઓ સાથે તાલુકો રાખે છે અને સર્વે પોતપોતાની ચાલ પ્રમાણે હદની અંદર ચાલનારા છે. એ ચાલથી જુદી જુદી ખાસ્યતો બને છે, ને તેને લીધે રૂતુઓનું તેહદીલ તબદીલ થવું છે.

શ્રી મહેશ મુદ્રાલય—સુરત.



# આપણા જરતોસ્તી કાયદે બાર મહીના અને તેની સરસ્તીનો ટુંક ઇતિહાસ.

દાદાર અહુરમજદે દુનીઆની સૃષ્ટિ રચતાં જે પહેલલે બાર પડી છે તે **અવલે અકલ** આ અવલે અકલ પહેલ વહેલાં બાર આવી. તેમાંથી સૌથી પહેલું ગોહર તે દુનીઆની [ફરવષી) દુનીઆની ફરવષી હોય નહિ તો તેની હસ્તીજ નહિ હોય

અવસ્તામાંથી અવલે અકલ અને તેમાંથી (ફરવષી), (ફરવરદ), (ફરોહર), અને (ફરવરદીન). આ ફરવસી સઉથી પહેલાં દુનીઆનું મંડાણુ કરે છે. અને તેનાથી સરવે પેદાશ બાર પડેછે.

### અવસ્તા.

+ વીશપ નાંમ ચ આ ઓંગહામ, પઓઇરય નાંમ ચ ફરવશ નામ.
ઇત્ર યઝમઇદે, ફરવષીમ અવાંમ, યાંમ અહુરેમમજદાઓ.
મજીસ્તામચ, વહીસ્તાંમચ, સરેસતાંમચ, ખરોજ દીશતાંમચ.
ખરીથ વહીસ્તાંમચ, હુકેરે પતેમામચ અપાદ આપનો તેમાંમચ.

### અરથ.

આ તમામ ફરહરોમાંથી સઉથી પહેલાં (દાદાર અહુરમજદનુ] ફરોહર જે સઉથી ઉપર સઉથી સરસ સઉથી સોહામણું ઘણીજ કીંમત આપનારૂં ઘણુંજ અકકલમંદ ઘણુંજ સવાબકાર સઉથી અશોઇ

+ યજશને હા. ૨૬ કકરો. ૧

માં ઉપર યાને સર્વોત્તમ તેને આ જગાએ અમો મોટાં માન સાથે યાદ કરીએ છીએ.

એજ રીતે અમશાસપંદોના (ફરોહર) વીષે.

**અવસ્તા.**

†ઇઆવ અમેશનાંમ, શપેતનામ, ખશેતનાંમ, વેરજીદો ઇથ્રનામ બેરેજતાંમ, અઇવયાંમનનાંમ, તખમનાંમ, હાઉ અએરીઅનાંમ યોઇ અહથય જંઘહો અષવનો.

**અરથ.**

હકુમત કરનારા અસરકારક જોવાની શકિતવાળા બુલંદ દરજજાના મદદે પહોંચનારા જોરેમંદ હોરમજરના કાયદા પ્રમાણે ચાલનારા અમશા શપંદો જેવા **અમર** તથા અશો છે. તેઓના **ફરોહરો** ને અમો માંન સાથે યાદ કરીએ છીએ,

**અવસ્તા.**

✍ જમયાત ઇથર અશાઉનાંમ, વંઘઉહીશ થુરાઓ સ્પેંનताઓ ફરવસીઓ, અષોઇશ બએષજ હચમનાએ, જેમ ફરથંઘહ, દાનું દરાજંઘહ હ્વરેઅરે જંઘહ ઇશ તેએ વએહંઘહાંમ, પઇમીશતાતેએ, આતરનાંમા ફરચ વખશીઆદ, રયાંમચ, ખરે નંઘ દાંમચ.

**અરથ.**

અશો લોકોના ભલાં ગાલેબ તથા **દુનીઆની** આબાદી કરનાર **ફરોહરો** જમીનની પહોળાઇ જેટલાં નદીની લંબાઈ જેટલાં અને ખુરશેદની ઉંચાઇ જેટલા અશોઇના ઉપાયો પોતાની સાથે લઇને આ તરફ આવે.

હવે ઉપલા અવસ્તાથીજ સાબીત થશે કે પહેલ વહેલાં દુનીઆંની **ફરવષી** છે.

હવે અવલે અકલે એટલે પહેલી દાદાર અહુમજદની અકલ તેનેથી તેના બેવરા પનામાં **ફરવષી** તે પહેલો મહીનો ફરવરદીન જુઓ બાર મહીનાનો ચક્ર નકશો. + દશાતીરમાં લખે છે કે તેણે બે શુમાર ફરેસ્તા પેદા કીધા. તેમાં સર્વેથી પહેલ વહેલી અકકલ યાને **બહેમન** અમશાશપંદને પેદા કીધો કે સરવે અકલો તથા પેદાશ તેના હાથમાં છે.

† યજશને હા. ૨૬ ફકરો. ૨ ✍ આફરીગાંન દરમાંન ફકરો ૨

* દસાતીરમાંલ બેચ કે તેને પછી ઊંચામાં ઉંચા આસમાનનું **રવાન** છે તે ગનુ બોઝરગ છે. ત્યા સરવે **રવાનો**નો સરદાર છે.

હવે પહેલો મહીનો ફરવરદીન તે આ દુનીઆમાં ઉતપતીનું રૂપ તે પ્રવાહ જેવો છે. ત્યારે તેને અરદી બેહસ્ત મહીનો તેને જોવા જેવું રૂપ આપે છે. જેમકે **રજકન દેખાય** કેમ જે અરદી બેહસ્ત માં **ઇથર**ની ગરમી છે.

હવે ફરવરદીન પછી અરદી બેહસ્ત અરદી બેહસ્તને હોરમજદ સાથે સંબંધ છે. * ગાથામાં **અરદી બેહસ્તને** અને હોરમજદને વાત થાયછે, હે.રમજદે અરદી બેહસ્ત પાસે જાણવા માગ્યું કે તારી પાસે એવો કયો સખશ છે કે જે ભજ્ઞાંમણની બરકતથી ખાકી બંદાઓ આગળ **માથ્ર** તથા નશીએતનાં સખુનો રજુ કરી શકે. ત્યારે અષ વહીસ્તે યાને અરદી બેહસ્તે તેનો જવાબ દીધો કે મારીકને એવો તે સખશ અશો જરતોસ્ત છે. કે જેણે એકલાએ આપણાં ફરમાંનો સાંભળીઆં છે આપણાં ફરમાંનો ફેલાવવા વાસ્તે તે આપણે બે જન **અહુર** અને **અષ** પાસે મુરાદ માગે છે.

આ અવસ્તા ઉપરથી ઠરે છે કે **અહુર** અને **અશ** એ બંને વચ્ચે સંબંધ છે. વિદ્વાન ડોકટર **હાઉગ** જણાવે છે કે **અષ** ખુદ હોરમજદનું પોતાનું સંધાણ યાને તંત્ર છે. એટલે જેબી દાદાર અહુ મજદ તપાસે છે તે અરદી બેહસ્તની મારફતે તપાસે છે. આપણે આ દુનીઆમાં તમામ દુનીઆની પેદાશમાં જે આતશો છે. તે અરદી બેહ સ્તના **તત્વ** છે.

જ્યારે અરદી બેહસ્ત ઝીણી રજકણ જેવું રૂપ આપે છે, ત્યારે તેને ખુરદાદ પાણી પહોંચાડે છે. ત્રીજો મહીનો ખુરદાદ ખુરદાદને અવસ્તામાં **હઉર વતાત** છે એનો અરથ સુખાકારી **પુરતા પણું** છે. સુખાકારીને અને આબાદાનને માટે પાણીની ઘણી જરૂર છે, તેથીજ ખુરદાદ પાણી ઉપર મહવકલ છે. જરતોસ્ત સાહેબને ખુરદાદે કહ્યું કે મને દાદાર હોરમ જદે પાણી ઉપર ફરમાવેલું છે.

હવે પાણી તે કીયું. પાણી તે તનને મનને લગતી પવિત્રાઇ છે. જે માણસમા કે કોઇબી પેદાશમાં છુપી રીતે જે હીમતનું ગોયર છે. જે

---

* દસાતીર મોતીનાં મેરદીવ ખુશુરે હઆશાંન.

* યજસને. હા. ૨૯ ફકરો. ૭-૮

અંદીથ હીંમતની રાખતી છે. જેને ઉગવામાં પુષ્ટી મલે છે. જેને જાહેર દેખાવ આપે છે. ને તેમાં જે કુદરતી તત્વ પેદા થાય છે એ પાણી * ખુરદાદનું છે. ત્યારે જે અરદી બેહસ્તે રજકણ જેવું રૂપ આપ્યું છે; ત્યારે તેમાં તેને જાહેર જેવા દેખાવ આપી આ દુનીઆમાં બહાર આવે છે તે પાણી ખુરદાર છે. તેથીજ ખુરદાદ એહ દિવસ, મહિના, અને વરસ ઉપર મહવક્કલ છે. અને મીઠાશ તથા સફાઇ રાખનાર છે.

હવે આ ફરવરદીન, અરદી બહેસ્ત અને ખુરદાદ આ ત્રણે મહીના અહુની શકિતમાંના છે તેથી એને પહેલો તબકકો ગણેલો છે. કેમજે આવા હોરમજદની પોતાની શકિત જ્યારે બને ત્યારેજ આ જીરમાંની આલમો પેદાએશ થાએ.

હવે ખુરદાદ મહીના પછી તીર. તીર બીજા તબકકામાં એટલે આ જીરમાની આલમપર આવે છે. એ આલમ તે નીચલો આ દુનીઆ.

હવે ખુરદાદ પછી **તીર** એને અવસ્તામાં + **તેશતર** કહેલો છે. ગાથામાં તથા તીરયસ્તમાં પાણીનું **મુલ** રાખનાર બુલંડ ગણેલો છે. એનું **મુલ અપાંમનપાત** યાને પાંણીના મૂલ.

આ તેશતરને તેની સાથે હમશરીક **સતવસ** સીતારાને ગણેલો છે. આ તેશતરની સાથે **સતવસ** હપત કેસરવર જમીન વહેતાં કરે છે. અને પછી **તેશતર** કેશવરોમાં ફરી વળે છે. અને ઇચ્છે છે કે કયારે દેશો ફળરૂપ થશે.

તીરયસ્ત ઉપર કહયું તેમ ખુરદાદે અંદીથ પાણી મુકીયું ને આકર આપીયો ત્યારે તેશતર આ દુનીઆનું જાહેર પાણી પુગાડીને તેને ખીલવે છે. હવે આ **જીરમાની** આલમના તબકકામાં ગરેહમંડલ છે, જેમકે શની, રવી, સોમ, મંગલ, બુધ, બેસપત, અને શુકર તેજ રીતે તેશતર શેતારો આપના ધરમ પુસ્તકનો ત્યારે તેજ તેશતર તે શની છે. શની સેતારથી પહેલે તબકકે ગણી તેશતર તે શની હવે તેશતરની સાથે બીજી જે શખતી તે આવા ત્યારે તેશતર શતવશ અને તેની શકિત આવા ત્યારે વરસાદનું કઉવત મલે છે. ને અંદીથ ખુરદાદના પાણીમાં જાહેર પાણીં આપી ખીલવે છે. આ તેશતર + સાથે બીજા ૩ શીતારા છે. ૧ શતવશ ૨ હપતોરંગ ૩ વનત હવે તીર પછી

---

* ખુરદાદ યસ્ત. + નીર યસ્ત

+ તીર યસ્ત.

અમેરદાદ અને અવસ્તામાં **અમેરતાત** અમેરદાદ, અમરગી અમેરદાદના અવસ્તા.

+ અમેરેતાતો રથવે ફ્રશોનેબીય વાથવાનેબીય અસપનેબીય એઉઅને બીય ગોહ કેરેને સુરહેમજદ દાહે

**અરથ.**

તોલાંની વરધીને માટે, ઘોડાના અનાજને માટે હોરમજદની પેદા કીધેલી **શોકરન** નામનાં રોપાની હું ઇજશની કરૂં. બુનદેશના ૯ માં પ્રકરણમાં લખે છે કે અમેરદાદ કે જેના પોતાના ઓરવરને છુંદીને પાણી સાથે મેલ્યાં. તેમજ + ગાથામાં લખે છે કે **અમરદાદ** સંપુરણ સુખ બીખશે છે. + ફ્રરવરદીન યસ્તમાં જણાવે છે કે જેવો **ફ્રરોહરો** રશ વાલાં ઝાડોનું સારૂ ઉગાણુ દેખાડે છે કે જે છાડો અગાઉ લાંબા વખત સુધી એકજ જગ્યા પર વગર ઉગતે ઉભાં રહ્યાં હતાં

હવે ઉપર તેશતરને શની ગણેલો છે ત્યારે અમરદાદને **બેસપત** ગણેલો છે. અને એની સાથે બીજી શખતી જે છે તે દાદાર અહુરમજદ ની છે. તેથીજ અમરદાદની અમરગી છે કે દાદારની અસ્તી કદી નાબુદ થતી નથી ત્યારે અમરદાદ તીરનું પાણી પીવા પછી પોતે આસુદગી થઇ ફ્રળને બહાર પાડવાની શખતી કરે છે. અમરદાદ પછી શેહરેવર અવસ્તા માં **ખશથ્રવઇર્‌ય** છે- આ શેહરેવર નકર છે. એટલે જે ફ્રલ આવનાર છે તે બાર પડતાં થશે. * શેહરેવરને માટે કહે છે કે જે કોઇ બરાબર મનશનીથી પોતાના બેઉ હાથે કરીને નેક કામો કરે યાને સખાવત કરે તે બેહસ્તી છે. તેથીજ શેરેવરને ધાતુ ઉપર તેજ રીતે ઉગતાં ફ્રળ ઉપર મહારકલ કીધેલો છે. શેહેરેવરનું કામ પાદશાહોના દીલમાં એવી વાત મુકવાની છે કે અદલ ઇન્સાફ અને ખુબીની વાતપર ચાલે જેમ અમરદાદને બેસપત ગણેલો છે તેમ શેહરેવરને **મંગલ** ગણેલો છે અને શેહેરેવરની સાથે તેની બીજી શખતી **બેહેરામ** છે. કેમ જે ઉગવામાં મદદ કરી ફ્રતેહ આપનાર છે.

હવે શેહરેવર પછી મેહર મહીનો છે. મહેરને બેઉ દુનીઆની વચે નીમેલો છે. એટલે એ ઉપલી દુનીઆને બી જોનાર છે. અને નીચલી

---

+ ફ્રરવરદીન યસ્ત કરદા ૧૫
× યજશને હા. ૧૮
+ શીરોજા યસ્ત
+ યજશને હા. ૪૫ ફ્રકરો ૫

દુનીઆને બી જોનાર છે + મેહરને એક હજાર કાનનો અને દશ હજાર આંખનો ગણેલો છે. એટલે બધાંની વચ્ચે બધી રીતે આખી દુનીઆના એક સરખી રીતે જુએ અને રોશની આપેછે. મેહરને એલ્બુર્ઝ પહાડની ઉપર આકાશ અને જમીનની વચ્ચે મલેલો છે. મેહર તે સુરય આકાશી ગોલાઓ છે. મેહરથી દુનીઆની રોશની છે. ત્યારે મેહર તે શેહરેવરના ઉગતા ફુલને ખીલવી મોટા બનાવી રસ નાખે છે. મેહર રવી છે. અને એની બીજી શકિત તે ખુરશેદ છે. મેહર પછી આવાં મહીનો આઠમો છે; આવાં એમાં વનસ્પતિ પાકી તઈયાર થઈ રહે છે. કેમજે સાત મહીના સુધીની તેને સરવે ગતી પુંગી છે. પણ આઠમે કંઇ જોઇતું નં થી પણ મંદ હાલતે પડી રહેછે. જેમ ઓરતનું જણવાનું તેજ દાખલો સરવેને. આવાં તે શુકર શેતારો છે, અને એની બીજી શખતી ખુરદાદ છે. આગળ ખુરદાદે જે કીંમતનું પાણી પુગારેલું છે.

આવાં પછી આદર એ ગરમી પુર જોસમાં છે. જે ફળો તઇયાર થએલાં છે. ત્યારે તેને લેવા જેમ નવમે મહીને બચ્ચું અવતરે છે; તેમ સરવે વનસ્પતિ ઉતરે છે. કેમકે ગરમાવો મલે છે. જેમ આતશ ખોરહે વાલો પુર ચમકાટવાળો છે. તેમ પુર ખોરહેવાલો પુર ચમકાટવાળો ફરજંદ કે પેદાશ ખોરહેવાલી ઉતરે છે. અને ખોરહે આ દુનીઆને પોંચે આદર તે બુધ છે. અને એની બીજી શખતી તીર છે.

આદર પછી દેહ. એ દાદાર નથી. પણ બધા ગ્રહોનો કોટવાલ છે. એટલે બજાવનાર છે. જેમ મેહર યાને રવી બધી દુનીઆને રોશની પ હોંચાડનાર છે. તેમ દેહ બધી દુનીઆના માણસોની તથા તમામ પેદાશ નો વધારનાર તથા તેનો ધાત ઘતમ ઘડનાર તથા જીવાડનાર અને મરણ છેવટ લાવનાર તે દેહ છે. દેહ તે ચંદરમા છે. જેને સોમથી ઓળખીએ છીએ એ વિષે ⌀ માહ બોખતારની નીયાએશ વાંચો. અવસ્તાનો અરથ ગાય ગોશ પંડોનું તોખમ રાખનાર, બક્ષીશ કરનાર, નશીબ આપનાર, ચમકાટવાલો, ખોરહેવાલો, ગરમીવાલો. રોશનીવાલો, મદદ કરનાર, સંપત્તિ બખશનાર, કોઉત આપનાર ફાયદો કરનાર, લીલોતરી આપનાર, મારી ચીજો અથવા આબાદી આપનાર તંન દુરસ્તી આંપનાર તેને હું વખાણું છું. મો બખતાર નીઆએશ. આ ઉપરથી નક્કી કરે છે કે દેહ કોટવાલ છે અને બજાવે છે.

× મેહર યશ્ત.

⌀ માંહબોખતાર નીયાએશ.

દાખલો જે માણુસ મરણ પામવાની નજદીક આવશે. પણ જો ચંદરમાં તેને સારો પુગશે તો કદી તે મરનાર નથી; પણ રીબશે જ્યારે ચંદરમાં પોતે પોતાની ચાલમાં આવશે ત્યારેજ તેનું મરણ થશે ત્યારે દેહ તે **ચંદરમાં** તે **સોમ** છે જ્યારે ચંદરમા પુગે ત્યારે તે સખશ સરવે કરી શકે પણ ચંદરમાં નબળા પડે તો તે કામથી અલગો ગણાશે. બીજો દાખલો લેવો જ્યારે તીર મહીનાથી શનિ ગણાય છે તો **શનિ** + **તીર** **ભેસપત** તે **અમેરદાદ** **મંગલ** તે **શરેવર** **રવી** તે **મેહર** **શુકર** તે **આવાં** **બુધ** તે **આદર** અને **સોમ** તે **દેહ.** દેહની બીજી શકતી તે માંહ બોખતાર.

દેહ બજાવનાર તે શું જે જે નવા માણસો જે સરવે પેદાશ પેદા થઇ છે, અને તૈયાર થઇ છે. તેને વેપાર તરીકે આપ લે કરાવનાર ચંદરમાં છે. એ કોટવાલના હેવાલાથી સરવે સૃષ્ટીનો વેપાર ચાલે છે. બીજો દાખલો માના પેટમાંથી ફરજન જણશે તેબી દેહ યાને ચંદરમાનો જોગ બનશે ત્યારેજ છુટકારો થશે. દશમે મહીને બજાવેલું કહેવાશે. ત્યારે દેહ તે ચંદરમાં નવમે માંસે બચ્ચું જણે છે તો તેની માતાને ૪૦ દીવસ **પાવન** થતાં લાગે છે ત્યારે દશમો દેહ તે બજાવનાર દેહ મહીનાથી બીજે નબકદો પુરો થાય છે. **જીરમાની** આલમ.

હવે બેહમન મહીનો ૧૧ મો આ બેહમણનુ અવસ્તામાં **વઘહુઉએ મનગહે** એટલે અવલે અવલ અકકલથી જે અને **ફરવષીથી** પહેલો ફરવરદીનનો જોજ આપીઓ કેમજે બેહમન બે અકકલવારો છે.

## અવસ્તા.

+ વંઘહઉએ મનગ્રહે આ ખશતો એશદામ વનનતી આઓ તરદાતોની આએ શદામાણ આસને ખરતુઓ મજદાદ તહે ગોશોશરૂતહે ખરતુઓ મજદદાતહે

ત્યારે બેહમને બે અકકલથી પહેલી અકકલથી ફરવષી તેનાથી દુનીઆની સૃષ્ટિ બનાવી અને બીજી અકકલથી આ ત્રીજા તબકકામાં આવ્યા આ અગીઆરમાં મહીનામાં પોતેજ દુનીઆને અકલ બખસે છે.

+ જરતોસ્ત સાહેબે **વોહુમનોની** બખશેશ માટે દાદાર **અહુરમજ**દની બંદગી કરી હતી હવે અગીઆરમો બેહમણ તેને ફારશીમાં **કોરેખેરદ**

× શી રાજાની યસ્ત

+ યજશન હા. ૨૮

આ બહેમણની બીજી શખતી ફરવષી છે. કેમજે પહેલા ફરવષીને પોતે બહાર પાડી. અને આ વખતે પોતે અકકલથી પોતાના જોજને ફરવષી ની મદદ લીધી. હવે બેહમણ અવલે અકલ વિષે દસાતીર મોતી તેના ૧૨૧મે પાને લખે છે કે સરવેથી પહેલે અકલે યાને બેહમણ પેદા થયો તેજ રીતે પહેલી અકલથી ફરવષીને ચલાવી. અને બીજી અકલથી કારખેરડ પોતે ફરવષીની મદદ લીધી. "મકાશે ફાતે કએવાની અથવા જામે કેખશરો" આ કેતાબમાં બી ૮ પાને ફશલ પહેલીમાં લખે છે કે દાદાર અહુરમજદે પહેલ્ને બેહમણને પેદા કીધો.

હવે બેહમણ પછી અસપંદાદ મહીનો. એને અવસ્તામાં શપેનતી આઓ વંઘહોઇઆએ આરમે તોએશ કહેલો છે. અને એને ગાથામાં અઇરયમા કહેલો છે. એનો અરથ ચહાવા લાયક—તાબેદારી છે. આ અસપંદાદ તે સરવે જમીનને વાયુ રૂપીથી સાફ કરવામાં આવે જે વરસાદની પહેલાં ઘણોજ પવન ફુંકે છે. તે આરમેતીની જમીન સાફ કરે છે. કેમજે એક ફશલ પુરી થાય છે ને પાછી ફરવષી પોતાની મંડાન કરનાર છે. અને જે આ દુનીઆની ઘણી ઘણી ફરવષીઓને મદદ આપવાને શકિતમાન છે. અશપંદાદની બીજી શખતી તે આરમેતી છે. તેથી આરમેતી અને મદદ કરતી છે. + હવે અવસ્તા તથા ગાથામાં ઘણે ઠેકાણે આરમેતીને યાદ કરેલી છે. તે એજ કે આરમેતી તે જમીનમાં બુન લેનાર એજ રીતે જે જે ઉતપતી કરનારી માતા છે, તે આરમેતી છે. એ વિષે હજો ખુલાસો થવો જોઇએ.

આ આરમેતી વિષે ઇજશની હા. ૧૩ ફકરો. વળી અસપંદાદની ખેશકારીથી તારી હોરમજદની આસપાસ અમો પહોંચીએ છીએ.

છેવટે લખીશ કે મેં ઉપર જે મહીના સાથે ગૃહ શની, બેસપત, મંગલ, રવી, શુકર, બુધ, સોમ, તે વિષે "દસાતીર મોતી" યાને ૧૨૧ મે ફરદુનના બાબમાં લખે છે કે શનીશચર, ભરેશપતી, મંગલ ખોરશીદ. શુકર, બુધ, ચંદરમા પેદા કીધા. આ ઉપરથી સાબીત થાય છે કે પહેલા તબકકામાં ફરવરદીન, અરદી બેહસ્ત અને ખુરદાદ બીજા તબકકામાં એટલે નીચે ઉતરતા આ દુનીઆ મહ સાત તે તીર અમેરદાદ, શેહરેવર, મેહર, આવાં, આદર અને દેહ પછી ત્રીજા તબકકામાં બેહમણ અને અસપંદાદ છે.

---

+ યજશને હા. ૧૩ ફકરો ૬

ઉપલા મહીનાઓનુ મારૂં વાંચેલા અભ્યાશ મુજબ લખ્યું છે. હવે આ બાર મહીના તે સુરજની ચાલનાજ ગણાશે કેમજે પાંચ દહાડા છજ શની વારાએ ગાથાના વધારીઆ ગાથામાં મહીના માંહતાબી ગણેલા લાગે છે વંદીદાદમાં મહીનો માહતાબી ૨૭ દહાડાના તથા ૩૦ દહાડાના કીધેલા છે. અને વરસ ૩૬૦ દહાડાનું ગણેલું છે કામાના જરતોશનામા ઉપરથી છેવટે જણાવીશ કે આપણા બાર મહીના તે **ફસલી** છે. જેમ જેમ પાકવાની અને આબાદાની થાએ ત્યારે તેના મહીના ચાલુ થાએ ત્યારે તેમતો મુદસ નથી તેથીજ આપણી ભણેલી બંદગીની જોઇતી અસર થતી નથી હાલના સંજોગો જોતાં ૨૧ મી માર્ચ જે **જમશેદ નરોજ** થી ઓળખાય છે તેજ દીવસથી રોજ ૧લો ફરવરદીન શરૂ થાય તો આપણને જોઇતું ખોરાક અને અસર મલે.





# બાર મહીનાના ઇરાની જશનો અને અંગ્રેજી મહીના સાથે મુકાબલો.



જશન એ શબ્દ સારાકાંમથી છે અને નેક અમલની છે ગેપો મરદ પાહદશાહ એક વીટી પેહરતો તેની ઉપર એમ કોટરેલું કે જશન સારા કાંમથી અને ખુશાલી અને નેક અમલ છે.

જશન તે સુરજનું ચોકસ સથલે આવે અને તેની સાથે રૂતુ મલે તેને જશન ગણેલું છે બાર મહીના સાથે **બાર રાશી** મલે તેને જશન ગનેલું છે × ફ્રરવરદીન મહીના સાથે **મેશરાશી** અરદી બેહસ્ત સાથે **વરખ**, ખોરદાદ સાથે **મીથુન**, તીર સાથે **કરક**, અમેરદાદ સાથે **સીંહ**, શેરેવર સાથે **કનયા**, મેહર સાથે **તોલા**, આવા શાથે **વરશચક**, આદર સાથે **ધન**, દેહ સાથે **મકર**, બેહમન સાથે **કુંભ**, અને અસપંદાદ સાથે **મીન**, બાર મહીના સાથે બાર રાશી. મલે તેરે એક વરસનો ચક રાતો પુરો થાય એ વીષે બુનદેશ—**બીનાએ નીર ચેહારૂમ બીનામીન શનત કરચંગ ચાહારૂમ અખતર મીન વરક અરથ** તીર મહીનો વરસનો ચોથો મહીનો છે અને કરક રાશી એ મેશ રાશીથી ચોહી રાશી છે.

ǂ ફ્રરવરદીન મહીનોમાં **મેશરાશી** થાએ.

શાયાર ફીરદોશી શાહા નામામાં નીચે મુજબ બ્યાન લખે છે.

---

× બુનદેશ બાબ ૭ ફ. ૧

ǂ અલબીરૂની

## બેત

* બે રસમે કયાંની એકી તખત સાખન—ચે માથે ગઢું એર બર ગોહરને ખાસ્તે,
ચુ ખોરશીદ તાબાંન મીયાંને હવા—બર ઉબરની શસ્ત શાહે ફરમાંન રવા,
જેહાંન અનજુમન શુદ બરે તખતેઉ—શે ગુફ્તી ફરમુનદ અજ બખતેઉ,
બ જમશીદ બર ગોહર અફશુનદંન—મરૂ. ન રૂજરા રોજ નઓ ખુંનદન્દ,
શરે શાલે નઓ હોરમજો ફરવરદીન—તન આ શુદે અજ રંજે હમ દીલ જે કીન,
બુજરગાન જે શાદી બર આરાસ્ત તંદ—મએ ઓ રૂદો રામેશ ગરાંન ખાશ નંદ,
ચુનીન જશને ફરરૂખ અજુન રૂજગાર—બમામુન્દ અજ ખુશરોઆંન યાદગાર.

**અરથ**—શા જમશેદે કેયાંની રસમ પ્રમાણે એક તખત બનાવ્યું કે જે તરેહવાર હીરા માંનેકથી સનગારેલું હતું જેયારે આફતાબ **મેશ** રાશીના બુરજમા દાખલ થયો. તેજ વખતે શાહ જમશેદે તે તખત ઉપર બીરાજયો તેની સલતનતના તમામ લોકો તેના તખતની નજદીક ભેગા મલ્યા હતા. અને તેનો યાને જમશેદનો ઝમક દમાંમ જોઇ તેઓ અચરતીમાં ગરકાવ થયા હતા. તેઓએ જમશેદની ઉપર હિરા મોતીનો નેસાર કીધો. અને એ દીનને **નોરોજ** ના દીવસ તરીકે ગણવા લાગયાં એ વરશનો પેહેલો રોજ હોરમજદ અને માંહ ફરવરદીંન હતો તેની સલતનતના તમાંમ લોકો એ દીવસ ગનોજ ખુશાલીથી ગનીઓ તે યાદગાર એ દીવસ છે.

+ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજે **મેશનીસુન** આવે તેરે નોરોજ ગનાએ.

જશનો તે સુરજની ચાલ સાથે **રાશી**થી છે.

નવા રોજે શાહ જમશેદે પારસી પોલીશનું મુરત કરેલું છે, એ દીવસે નવા ફરેહસ્તાનું રાજ શરૂ થાએચ યાને જે વાર એ દીવસો હોયચ તેની પાદશાહી થાએચ, અને મેશ રાશી બેશેચ, એ દીવસે શા જમશેદે + સાબયાનસ તોલાએ બંડ ઉડાવેલું તેમો જશેદે ફંતે મેલવી છે, એ

* શાહનામું
+ દીન કરદ
÷ રેવાએટે દસ્તુર દારાબ.

દીવસથી નવી ફશલ ગરમીની શરૂ થાએચ, એ દીવસે જમશેદે માજ્દી અસની દીન ફેલાવી હતી એ દીવસે શાહ જમશેદ ગાડીએ બેથાનો છે. એ દીવસે શાહ જમશેદ હવામા બલુન જેવી ગાડીમાં બેસી દેમાવંદથી બાબીલોન સુધી ફરેલો છે. એ દીવસે શાહ જમશેદ આજરબાઇજાનમો સુનેરી તખત ઉપર બેથેલો છે, અને એ દીવસે સરવે રૈયતોએ જમશેદ ને ગાડીમાં બેસારી ગાડી ચલાવી ગીઆ તેથી સુરજના કીરણો જમશેદ ઉપર પડવાથી એટલું નુર જમશેદનું દેખાયું કે તે દીવસથી નુરવારો જમશેદ બોલાયું, એવા ગનાં ગના બનાવનો એ દીવસ છે અને પહેલો મહીનો ફરવરદીન એ અંગ્રેજી મારચ મહીના સાથે મલે છે.

એજ મહીનાનો બીજો રોજ બેહમન તે અવલ અકકલનો દિવસ છે. એજ મહીનાનો ત્રીજો રોજ રૂપીથવન રૂટ દખશીનનો પવન થવાનું નવું જશન છે. ગરમી શરૂ થાય છે. એજ મહીનાનો ચોથો રોજ ખજ્જેનાનો છે. એજ મહીનાનો પાંચમો રોજ આરમેતીમો છે. એજ મહીનાનો છથો રોજ તે ખોરદાદ સાલ. આ ખોરદાદ સાલને દિવસે સરવે કુલ દુનીઆને શરીરમાં અંદોઠ પાણી હીરા મોતીનું દાદાર અહુર મજ બખશશ કરે છે. એ દીને ઘણા પાદશાહોના જનમ થયા છે. ખોરદાદના હવાલામાં ÷ ગેહ દિવસો તથા મહિનાઓ અને વરસો એ ખોરદાદના હાથમાં છે અને એ દીવસે દેવબંદ તેહ મુરસ્પનો જનમ તથા જમશેદનો જનમ તથા ફરેદુનનો જનમ તથા કેકાબાદનો જનમ તથા કેકાઉસનો જનમ તથા લોરો રાસ્પનો જનમ તથા કેખશરૂનો જનમ એજ દીને જરતોસ્તનો જનમ અને એજ દીને ખોદાની દરગામો જરતોસ્ત પોંચ્યા હતા તથા એજ દીને ગુસતાસ્પની આગળ મલીઆ છે એનો એ દિવસ ઘણોજ બખતાવર છે. * અને જમશેદે પાણીની નેર ખોડાવી એ દીને પાણી દાખલ કીધાં હતાં.

એજ મહીનાનો ૧૯મો રોજ એજ મહીનાની સાથે થાય છે. તે રેવાનના બાબમાં ફતેહ કરનાર છે. એઉ શકતી રોજ અને મહીનો મલવાથી જશન ગણેલું છે. અને તમાંમ અશો ફરો હરો ગૈયો મરદથી તે શોશીઓસ સુધીનો છે.

બીજો મહીનો અરદીબેહસ્ત અંગ્રેજી એપ્રીલ સાથે મલે છે. એજ મહીનાનો ૩જો રોજ એજ મહીનાની શખતી સાથે થાય છે. તેથી એ

* અબજીરૂની,

જશન છે. એ દિવસે ઇરાનીઓને લડાઈ શરૂ કરવી અને પાદશાહોને અરજી આપવી અપાવવી. દાદ યાને ઇનસાફ કરાવવાનો દિવસ છે. એ જશન છે.

ત્રીજો મહીનો ખોરદાદ એ અંગ્રેજી મે સાથે મળે છે. એજ મહીનાનો છથો રોજ એજ મહીનાની શખતી સાથે મલે છે. એ જશન છે. એ દિવસે લગન કરવાનો અને ખુશાલી કરવાનો દિવસ છે.

એજ મહીનાના બેહરામ રોજે પાદશાહ **ઝોહાક** જે જુલમી હતો. તેને શાહ ફરેદુને પકડીઓ છે.

ચોથો મહીનો તીર એ અંગ્રેજી **જુન** સાથે મળે છે, એજ મહીનાનો ૧૩મો રોજ એજ મહીનાની શખતી સાથે મળે છે એ જશન છે. એ દિવસે પાદશાહ તથા સરવે પ્રજા એકેકના દીલ ઉપર અન્તરો તથા ખુશબો છાંટે છે. એ દિવસે **ફરેદુનના નબીરા મીનોચેહેર** અને **અફ્રાબ શીઅબ** આ બેઉ પાદશાહ વચ્ચે સુલે થવાનો છે. આ સુલે એવી રીતે થઈ છે કે જાણીતો તીર અંદાજ **અરશ** પાસે દેહમાંવંદ પહાડ ઉપરથી તીર ફેંકાવીઓ તે તીર **ઓકશશ** અને **આમુન** આ બેઉ નદી વચે તે તીર મોહોટા ઝાડ આગળ જઇ પડીઓ. તે તીરના આધારે બેઉ પાદશાહ ઓએ પોતપોતાની હદ બાંધીને સલાહ થઇ તે આ ખુશીનું જશન છે * આ તીર બીજે દીવસે ગોશ રોજે પાયો હતો. તેથી એ રોજબી જશન કરેલું છે.

પાંચમો મહીનો અમેરદાદ એ અંગ્રેજી જુલાઇ સાથે મલે છે એજ મહીનાનો ૭ મો રોજ એજ મહીનાની શખતી સાથે મલે છે. એ જશન છે. એજ મહીનામાં રોજ ૧૭ માને દીને **જશને લીલોફર** નું જશન કરતા હતા. એ દીને પાદશાહને અરજી તથા સારાં કામો કરતા હતા.

છથો મહીનો શરેવર એ અંગ્રેજી **આગષ્ટ** સાથે મળે છે. એજ ÷ મહીનાનો ૪થો રોજ એજ મહીનાની શખતી સાથે મળે છે. એ જશન છે એ દીવસે શાહ દારાબનો જનમ છે. એ મહીનામાં ૧૮મે રોજ બીજી રૂતુ શરૂ થઇ છે, એમ અસલી ઇરાની માને છે.

સાતમો મહીનો મેહર એ અંગ્રેજી **સપ્ટેમ્બર** સાથે મળે છે. એ આખો મહીનો મીતરાચારી, સુલેહ અને દોસ્તીનો છે. એજ મહીનાનો

* દમેશતાંન નજર ૨ પેમાની ફરહગની

÷ અલબીરૂની કેતાબ.

૧૬ મો રોજ એજ મહીનાની શખતી સાથે મળે છે એ જશન છે. એ રોજ ઘણુંજ સારાં કામને માટે ગણેલો છે. એ દીને ગોશપંદ કાપવાનું એમ પાછલા લખનારા લખી ગયા છે. પણ આજની શોધ તે કબુલ કરશે નહિ. મેરગાંનનું ગોશપંદ તે આપણે માણુસ જાત છીએ. આપણે સરવે આ દુનીઆના હેવાન છીએ. એ હેવાનમાં ગોશપંદો સમાય છે. તે આપણા દીલના અવગુણો, આપણા દીલમાંના પાપો, આપણા દીલમાંના ખવાશો કાપવા એ ગોશપંદ છે. નહિ કે જાન લેવો ને ખાવું. ગોશપંદ કાપવું એ આપણા ભીતરનો મેલ કાપવાનું છે. દર વરસ એકેક ફૈળ કાપવા એ ગોશપંદ છે. × **દબેશતાન** એ મેરંગાનને દિવસે પાદશાહો અંતર ગુલાબ છાંટીને સરવેને ખુશી કરાવતા. પાદશાહો.

* **ઝોહાક** [illegible] ભેજા લાવવાને **અજમાઈલ** નામના સખશને ફરમાવેલું પણ તે દયાલુ હોવાથી દરરોજ એક માણસનું અને એક મેંઢાનું ભેજુ લઇ જતો અને દરરોજ એક માંણસને બચાવતો હતો જેરે ફરેદુનનુ રાજ થયું તેરે ફરેદુને **અજમાઈલ** ને મારી નાખવાનો હોકમ કરીયો તેરે **અજમાઇલ** ખરી બીના કહી કે દરરોજ મેં એક માંણસને બચાવેલો છે તેની શંમાઇમાં તે બચેલાં માણુસ પાસે આતશો શલગાવી પાહાડશાની ખાતરી કરી આપી તેરે **અજમાઇલને** ફરેદુને બચાવીઓ તેનો આ યાદગાર દીવસ છે. એદીવસ પ્રજાઓ સુરજની આકૃતિ ગરાંમો પહેરતા એ દિવસે ખેરાત કરવી જનમેલાં બાળકનાં નામ પાડવાં એવી ઘણી ઘણી બાબત એદિને બનેલી છે. + આ મેરંગાનને દીવસે તોલા રાશીનો સુરજ થાએ એ દીવસે ઝોહાકનો દોર તોરવા શાહ ફેરદુને પોતાના મેલનાં ચોગાનમો એક લડવયાને ઉભો રાખી બોલાવતા કે ફરેશતાઓ તમો આવો અને ખરાબી કરનાર દેવોને મારો આ દીવસે શરીરમો આતમાંનુ આવવુ છે.

આઠમો મહીનો આવાં એ અંગ્રેજી **અકટોમ્બર** સાથે મળેછે. એ જ મહીનાની શખતી સાથે મળે છે. એ જશન છે ÷ એ દીને ફરેદુને ઝોહાકના જુલમ વીશે અને પોતે ગાદીએ આવવા વીશે ધધેરો પીતાવી ઓહતો એ દીને પાદશાહ **અફરાબસીઆબ** ને ઇરાનથી હાંકી કાઢીઓ હતો. તે

× ફરહંગે જાહાગીર.
* અલબીરૂની કેતાબ
+ દબેશતાંન નજર ર પેમાંન ફરહંગની.
÷ અલબીરૂની કેતાબ.

થી એ જશનને ઘણું મોટું ગણેલું છે. વળી ઈરાનમાં સાત વરસ સુધી વરસાદ નહી આવીઓ ને આ આવાં રોજે આવીઓ હતો. તેની યાદગાર એ દિવસ છે. એ દિવસે ફુલના હાર પહેરતા. ને મોતી પહેરતા. ને પાણીની બંદગી કરતા.

નવમો મહીનો આદર એ અંગ્રેજી નવેમ્બર સાથે મળે છે. એજ મહીનાનો નવમો રોજ એજ મહીનાની શખતી સાથે મલે છે એ જશન છે. એ દિવસ **આતશની** બંદગી કરતા. અને આતશ કેદેઓને શંગારતા હતા. અને આતશના મુલતવીઓને બખશેશ કરતા. અને આતશનું ખોરેહ મેળવતા.

દશમો મહીનો દેહ એ અંગ્રેજી ડીસેમ્બર સાથે મલે છે. એ મહીનાના ૧૧મે રોજે પેગમ્બર * જરતોસ્તને મરણનો દિવસ ગણે છે. પણ આગની શોધને બીજી કેતાબોને આધારે એ દિવસ ચોકશ નથી. પરંતુ એ દિવસે **આતશની** બંદગી કરતા. આ મહીનામાં રતું ફેરવાતી એ ૧૧મે રોજે ગૈયો મરદના દીકરાઓના લગનનો દિવસ છે. એજ મહીનાને રોજ પંદરમે ખુશલીા કરતા. એજ મહીનાનો ૨૪મો રોજ એક જાતનો રોપો (ગારલીક) નામનો ખાતા હતા.

અગીઆરમો મહીનો બેહમન એ અંગ્રેજી જાનેવારી સાથે મલે છે. એજ મહીનાનો બીજો રોજ એજ મહીનાની શખતી સાથે મળે છે. એ જશન છે. એદિવસે ઘેરનો પાયો નાંખવાનો છે. નવી અક્ર્લ મેળવવાનો છે. કેમકે બેહમન બે અકકલનો છે અવ્વલ પહેલે પોતાની અકકલથી શરશતી મહીનાની ચલાવી. અને બીજી અકકલે આ દુનીઆને વધારવાની એ દીને અઝદાને મારતા આતશ રોશન થવા છે

બારમો મહીનો અસપંદાદ એ અંગ્રેજી ફેબરવારી સાથે મળે છે. એજ મહીનાનો ૫ મો રોજ એજ મહીનાની શખતી સાથે મળે છે. એ જશન છે,

એ દીને લગન કરવાં વાશ મુરત કરવાં એ દિવસે ઝાડો રોપવાં તથા રોપાવવાં તથા ખત કબાલા દરવા. અને જગા સાફ કરવી. આરમેતીને ખુશાલ કરવી એ દીને પરોઢીએ એટલે સુરજ ઉગે તે વખતે કાગળના તુકડા ઉપર નીરંગ લખી ઘેરની ભીત ઉપર મારે છે કે જેથી ખરાબ શકતીઓ દુર થાએ આ નીરંગ આજે આપણી પાસે ..ચલાયલી છે. વલી

* ફરહંગે જહાંગીરી

એજ દીવસે **વેકરી** રેતી ઇજવામો આવેચ તે વખતે બી નીરંગ પઢવામો આ વેચ. એજ મહીનો ૧૯ રોજે **રવાનની** શરૂઆત થવાનો દિવસ છે. એજ મહીનાના ર૯ રોજ પેગમ્બર જરતોસ્ત સાહેબે શાહ ગુસ્તાશફને દીનનો એતેકાદ દેખાડી દીનની આરાસ્તગી કરેલી યાને જર તોસ્તી દીન વીષેનો એતેકાદ વધારીઓ અને જામાસ્પ અને પેશોતન અને ગુસતાસપને આ દીનમો મદદ કરવાને નકી કરીયા તે આ દીવસ છે. એજ મહીનાની છેવટે બીનું ગાથા ૫) ચાલુ થાય છે.





# મહીના સાથે ગરેહનો મુકાબલો.

ઉપર જોયા તેમ બાર મહીના છે. તેમાં પહેલા તબકામાં ફ્રરવરદીન અરદીબેહસ્ત અને ખુરદાદ છે. ઉપલા માનુના તબકાના છે. ત્યારે આ દુની આ * ઉપર આવતાં તીર છે. હવે **તીર** તે **શનિ** શીતારો છે એ ખજાનચી છે. એનું આસમાન ઉપરથી ઉતરતા પહેલું છે. અને આ દુનીઆથી સાતમું છે. **અમરદાદ** તે **બ્રેસપત** શીતારો છે. એનું આસમાન બીજુ છે. એ દાનસારી છે. **શેરેવર** તે **મંગળ** શીતારો છે. એનું આસમાન ત્રીજું છે. એ લશકરનો શપેશાલાર છે. **મેહર** તે **રવી** શીતારો છે એનું આસમાનપાંચમું છે. એ પાદશાહ છે. એની રોશની સાતે આસમાને પહોંચે છે. કેમકે નીચેના અને ઉપરના આસમાનની વચ્ચે છે **આવાં** તે **શુકર** શીતારો છે એનું આસમાન પાચમું છે. એ ગાનાર રામસગર છે. **આદર** તે **બુધ** શીતારો છે. એનું આસમાન છથું છે. એ વિદ્યાનો માલેક છે. **દેહ** તે **સોમ ચંદરમાં** શીતારો છે. એનું આસમાન સાતમું છે. એ કોટવાલ છે. બજાવનારો છે.

+ વંદીદાદમાં સાત બેહસ્ત વિષે જણાવેલું છે કે સૌથી સરસ દુની આને **દઆને-બેહેસ્તને** હું વખાણું છું કે જે હોરમજદનું રહેઠાણ અમશાસ્પંદોનું રહેઠાણ ને હું વખાણું છું. હમેસ્તગાનને તથા ચીનવત પુલને હું વખાણું છું.

હવે સાતે બેહસ્ત. ૧ અસરરોનની, ૨ ગરોથમાન. ૩ ખોરશેદપાયા, ૪ માંહપાયા, ૫ સતરપાયા. ૬ હમેસ્તગાન. અને ૭ ચીનવતપુલ છે. + હમેસ્તગાન એ બેહસ્ત તથા દોજખની વચ્ચેની જગાને કહેછે જે મણુસોના શવાબ તથા પાપ એક સરખાં હોય છે તેઓને માટે પેલી જે હાંનમાં કરવેલી જગા બહેસ્ત તથા દોજખની વચ્ચે આવેલી જગા હા-

+ વદીદાદ પરગરડા ૧૮ ફકરો ૩૨.

ઉગ તથા **દારમેસ્ટ** મુજબ હમેશતગાંન સુખની બુલંદ જગા.
એજ રીતે સાત બેહસ્તોને બી ઉપરથી ઊતરતા ગણવા અને નીચેથી ઉપર ગણે તો ચીનવતપુલ પહેલો આવે છે. એજ હિસાબે રવાંનોને ચરવાની ગણતરી કરવી. આપણા બેહસ્તને અવસ્તામાં **વહીસ્તેમ અહુમ** કહેલાં છે ને દોજખને **દરૂજોદેમાને** કહેલું, છે. દોજખના ૪) દરવાજા છે. ૧ દુશમતના દરવાજાવાલું, ૨ દુજુખતના દરવાજાવાલું, ૩ દુજુ વરશતના દરવાજાવાલું, ૪ અનગરતેમ અતીશે અંધારૂં સપેનામીનોનું કામ કરનાર બહેસ્તવાલો ત્યારે અંગ્રેમીનોનું કામ કરનાર દોજખના દરવાજાવાળો છે. હવે બેહસ્તો છે તે + દક્ષિણ દિશામાં છે. અને દક્ષિણના પવન આવી તેનાં કામની સારી કેરદાર દેખાઇ તેને અલબુરજ પહાડ તરફ દક્ષીણમાં લઇ જાય છે. ત્યારે પાપીને દોજખમાં ઉત્તર તરફના પવન આવી બદ કેરદાર દેખાઇ ઉત્તર તરફ લઇ જાયછે. બહેસ્ત દક્ષિણે અને દોજખ ઉત્તરેછે.

## સાત ગરેહ ઉપર કેઇ યસ્તો ભણવી.

દર મહીનાં સાતે એક એક શકતીઓ શાતે મલી કામ કરેચ. **તીર** તે **શની** શીતારો છે. **અમેરદાદ** તે **બેશપત** શીતારો છે **શેરેવર** તે **મંગળ** શીતારો છે **મેહર** તે **રવી** શીતારો છે **આંવાં** તે **શુકર** શીતારો છે **આદર** તે **બુધ** શીતારો છે **દેહ** તે **સોમ** યાને ચંદરમાં શીતારો છે.

તેરે તીરની સાથે એની શકતી આવાં તેરે **શની**નુ ભણવાનું. તીર યસ્ત અને આવાં યસ્ત.

**બેશપતનું** ભણવાનું હોરેમજદ યસ્ત અને હપતન યસ્ત. **મંગલનું** ભણવાનું હપતન પ્રસ્ત અને બહેરામ યસ્ત. **રવીનું** ભણવાનું ખુરશેદ યસ્ત મહેર યસ્ત. **શુકરનુ** ભણવાનું ખુરદાદ યસ્ત અને આંવાં યસ્ત. **બુધનું** ભણવાનું અવા યસ્ત અને તીર યસ્ત. **સોમ** વાને **ચંદરમાનું** ભણવાનું માંહબોખતારની નીયાએસ અને મોર યસ્ત. ખુરશેદ યસ્ત.





# શુદરેહ અને કુસ્તી અને તેનો ઇતિહાસ.



**મઝદયસ્ની** એટલે એક ખોદાને માનનારી **દીન.** યાને જરતોશતની મારફટનો કામદો. એ દીન હમેશ ખરો રસ્તો દેખાડનારી છે. અને આ ભલી દીન અખત્યાર કરનાર સખશે પોતાની જીંદગી હમેશાં ખરેજ રસ્તે ગુજારવી જોઇએ. તેની યાદ તેના દીલમાં હમેશાં તાજી રહે. તેટલા માટે તેને ફરમાન છે કે તેને હમેશાં પોતાના શરીર ઉપર **સદરો** અથવા બરોબર બોલીએ તો **શુદરેહ એ શબ્દ ફારશી છે. શુદ** એટલે **સાચો અને રેહ** એટલે **રસ્તો.** એ બેઉ શબ્દને સાથે લઇએ તો શુદરેહ છે. આ એક જાતની ફીલસુફી ભરેલી રીતે પસંદ કરેલો સચ્ચાઇના રસ્તાપર ચાલવા માટે સમજણ આપનારી ભેદી નીશાની છે. હવે + અવસ્તામાં શુદરેહને **સ્તરપેશંગેહમ** અને કુસ્તીને **એવીઆંઘનેમ** હરદમ આકીનથી ચાલી એ સચ્ચાઇને જાળવી રાખવી જોઇએ. અને એવીજ રીતે હોરમજદની અને તેની પસંદ કરેલી દીનની સેવા બજાવવા ખાતર હમેશાં તૈયાર રહેવા માટે એક જાતનો ભેદ ભરેલી રીતે પસંદ કરેલો **કમરબંધ** હરદમ કમર ઉપર બાંધી રાખવાનું ફરમાન છે. જો કોઇબી શખશના સરીર ઉપર આ બે ભેદી ચીજો જોવામાં નહિ આવે તો તેને જરતોસ્તી તરીકે પીછાનવો નહિ. અને જરતોસ્તી કહેવાતાં છતાં જો કોઇ સખશ શુદરેહ અને કુસ્તી નહિ પહેરે અથવા કોઇબી વખત નહિ પેરે તો તે પોતાની દીનનો દુશમન બને. અને દીનના લાવનારનો તથા હોરમજદ તરફનો ના ફરમાન કરે. પેગમ્બરનો તેમજ ખોદાનો જવાબદાર ઠરે છે. જો શદરો અને કુસ્તી નહિ રાખનાર એમ સમજે છે કે અમો ઘણું સમજીએચ. પણ તેમાં તેજ પોતે અજ્ઞાન છે. * શાહનામા પ્રમા-

---

+ યજશની હા. ૯ ફકરો ૨૬

* શાહાનામું

ણુ એક વખત **શરોશયઝદે** જમશદ પાદશાહના તખત આગળ આવી પોતાના શરીર ઉપરનો **શુદરેહ કુસ્તી** બતાવી તેને પોતાની **ભીને પસંદ દીન** તાજી કરવા ફરમાવ્યું હતું. અને પાકદીનને પાયો પણ શરોશયઝદ ઉપરજ હોવાથી જમશેદે મુલ શરોશની દીનબંધી દીન કરતાં બેહેતર જોઇ. તેથી પોતે પરેજગાર લોકના પંથમાં રહી પોતાની રૈયતમાંના સઘળાં દીનદારોને પણ તેમ કરવાની ફરજ પાડી હતી. અને ત્યારથી બધા દીનદારો એક સરખી રીતે શુદરેહ અને કુસ્તી પહેરતા થયા છે.

ઉપલું ફરમાન કંઇ જેવું તેવું નથી. પણ કોઇ હજારો વરસની જમશેદપાદશાહના વખતમાં તેની પરહેજગારીના બળથી શરોશયઝદ પોતે આવી આ શુદરેહ અને કુસ્તીનું ફરમાન આપ્યું છે. માટે દરેક જરતોસ્તી દીનદારોને શુદરેહ અને કુસ્તીનું ઘણુંજ ફરમાન છે. શુદરેહ સફેદ કપડાંનો અને કુસ્તી સફેદ ઉનની હોય છે. આ સફેદાઈની મુરાદ તે અશોઇ, પરહેજગારી, પવીતરાઇ, ખાલેશાઇ અને સફાઇ છે. આ ખુબીઓ પ્રમાણે જરતોસ્તીઓએ રહેવું જોઇએ. શુદરેહને ૯ સાંધા હોય છે. શુદરેહને આગલો અને પાછલો ભાગ હોય છે. તેની મુરાદ બુઝેરગોને બુઝેરગી આપવી. અને ઉતરતાઓની બરદાસ્ત કરવી. શુદરેહની બે બાય ને ડુમકી હોય છે. તેથી હાથ ખુલ્લા રહે છે. તેની મુરાદ એકે આલસશાહી, હરામખોરી ન કરતાં બરાબર કામ કરવાને અને ઉજમ કોશેશ કરવાથીજ રોજી પેદા કરવી. શુદરેહનું ગેરેબાન હોય છે. જે શુદરેહ પહેરવાથી તે છાતી ઉપર લટકે છે. જેને **ખીશેએકેરફે** યાને શવાબનું ગજવું કરીને કહે છે. આ ગરેબાનની મતલબ એ કે જેમ હરેક માણુસ ઇમારત બાંધવા ધારી પહેલો તેનો નકશો કરે છે. તે નકશાને પોતાની પેટીમાં મુકી તેની કુંચી પોતાની પાસે રાખે છે. તેજ માફક આવતી દુનીઆને પેલી જહાનની ઇમારત કે જે બેહસ્તની જગાનો નકશો છે. તેને **ગીરેબાન** જાણવું. એ ગીરેબાન જોતાંજ પેલી જહાન યાદ આવશે. વળી ગીરેબાનની બીજી ખુબી એ કે દીનનાં ફરમાનો છાતીમાં કોતરી રાખી તેને વીસરવાં નહિ.

હવે કુસ્તી ગોસપંદના ઉનની હોય છે. તેની મુરાદ એકે ગોસ્પદ નીરદોષ છે. તેની ઉનમાં પાકીજગી છે. કુસ્તી ઉનનાં રૂવાંને કાંતી તેના તારોની બને છે. હવે રૂવાંના ઝીણા ઝીણા રેષાને કાંતે છે. તે એવું દેખાડે છે કે માણુસ જાતની કાયામાં યાને આખા શરીરમાં બારીકમાં બારીક અને તેથી મોટી વળી તેનાથી વધારે ચઢતી એવી

રવશથી તેની રગો યાને નર્દી ૭૨૦૦૦ **બોતેરહજાર** કહેવાય છે. તેજ કાયદે રૂવાંતા ઝીણા ઝીણા રેસાથી તેના તાર બનાવે છે. કુસ્તીમાં ૭૨ તારો છે. યાને ઈજિશનીના ૭૨ ગાંઠ યાને હાની નીશાની છે. આ ૭૨ તારોને ૭ ૭ ભાગમાં વહેંચીને તેના બાર ભાગ બનાવે છે. અને તે બાર ભાગને એક બીજા સાથે વણેછે. હવે જે ૭ ૭ ભાગ છે. તેની મુરાદ ૧ જમણી, ૨ ડાબી, ૩ સાંમી, ૪ પાછલી, ૫ ઊપલી, અને ૬ નીચલી મળીને ૭ નીશાનો ખુદાતાલાની બનાવેલી છે. એટલે સરવે ઠેકાણે દાદાર હોરજદ હાજરનો હાજર છે. હવે જે બાર ભાગછે તેની મુરાદ ૧૨ બુરૂજની નીશાની છે. કુસ્તીને વણ્યા પછી તેને ઉથલાવેછે. તેની મુરાદ એ છે કે આપણે આગલી દુનીઆથી આ દુનીઆમાં પરદેશી દાખલ આ પણી ફરજપુરી કરવા પરોણા દાખલ છીએ. કુસ્તીના ૬) નર ગુથવામાં આવે છે. તેની મુરાદ એ જે દીનની કરાંમતના બરાબર ભેદ ભરેલાં ફરમાનના એ રસ્તા છે. શવાબ અને પાપ કુસ્તીના નરની છેવટે બીજા ૩) નાના **લર** હોય છે. જેને **લરી** કહીએ છીએ. એ લરી વિષે ગૈયો મંડના જમાનામાં આખા રાશીચકરના ત્રણ ભાગ પાડતા અને આ ત્રણ અથવા તેમાંનો દરેક ભાગ **સેહુ** કર્ગ કહેવાતો. દરેક લરીને છેદે વગર ગુંથેલાં છેડા હોય છે. જેને **લટી** કહેવામાં આવેછે. અને રાશીચકરના ત્રણ ભાગ પડવા પછી દરેક ભાગમાં જેમ ૪) બુરજ અથવા રાશી **તારાનાં ઝુમખાં** રહેછે, તેની સમજ છે. બેઉ નરને છેડે જે ફુમતાં છે. તે ૭ તબકે આખી દુનીઆ પેદા થઇ છે. કુસ્તી પોકળ છે. તે આસમાન અને જમીન વચ્ચેનો તફાવત છે. કુસ્તીના આગલા તથા પાછલા ગાંઠો છે. તેનું સમજવું એ કે દુનીઆમાં સુરજ તથા ચંદરમાનો આધાર છે. અને દીનની એસ્તવારી છે. કુસ્તી બાંધતા બેઉ છેડા સરખા રાખીએ છીએ. તેનું કારણ એજ કે હમેશ સરવે કામમાં મધ્યમસર રહેવું કોઇ પણ કામમાં હદબહાર જવું નહિ. કુસ્તીના ૩) આંટાની મુરાદ મનસ્ની ગવસ્ની, કુનસ્ની, તેમજ ઉપર જોયું કે માણસના શરીરમાં રગો ૭૨૦૦૦ છે. તેમાં મુખ્ય મોટી ૩ રગો છે. હોરમજદ ખોદાએ પહતા જે હોરમજદ ખોદાથી તે દુશ પાદશાહ અવાદશાંબાદતેટલામાં ૩ વાર બુરી શખતીને દુર કરવી. જેમકે **હેરેમણુઅવાદશાન** બીજું હેરેસાણુદેવાણુ અને દુશપાદશાહ અવાદશાંનબાદ જે જુલમગાર પાદશાહને નાપસંદ કરીએ છીએ. એ ત્રણ વખત પખોરવાની **મતલબ** અને મુરાદ એ જે રોજ શાન્તીના પ્રયોગમાં **મેસમેરીજમ**નો ઉપયોગ કરનાર શખશ આરામ

થાએછે એવા સંકલ્પ **બીલફેરસ**થી પોતાનો સબલ **પોજેટીઉ** વાજલી વંરો જમણો હાથ રેગીના માથાંથી પગ સુધી ફેરવી કોઇ ચીજને નહિ લાગે તેમ તેને ખંખેરી નાંખીને સાફ કરે છે. તેમજ એક પરહેજગાર માણુસ માંથ પઢા દરદી ઉપર ઉંચેથી નીચે જમણો હાથ ફેરવીને તચાકડી ફોડે છે. તે એજ છેકે ખરાબ શખતી દુર કરવાનેજ કરે છે. વળી કુસ્તી પકડવી કેમ તો ડાબા હાથમાં અને જમણેજ હાથે પખોડવી કેમજે જમણે હાથે પખોડવાથી આપણા દીલની અંદોથ બાકી આંખે નહી જણાતી અંતરની છુપી બલા બહાર કાઢી નાંખીએ છીએ. ત્યાર પછી મનરની, ગવસ્ની, કુનસ્નીના એ કરાર કરીએ છીએ. એકરાર કરતાં જે કુસ્તીને પહેલાં જમણે હાથે ચીરીને પછી ડાબા હાથે ચીરીએ તે એજ કે દુનીઆ ગોળ આકારની છે. અને મારી રાસ્તીના બળથી આવતું સુખ જોવાની મારી નેમ છે. વળી ખશનેથરે અહુરેમજદાઓ બોલતા જે હોરમજદને નમે છે. ને અંગ્રેમેનીઓશ બોલતાં ખરાબ સખતાને ટાળે છે. હવે જે હોરમજદને નમે છે. તેતો જેની તરફ કસ્તી કરે છે. તેનીજ તરફ નમે છે. પણ અગ્રેમેનીઓશ હમેશ ઉત્તર દિશાએજ તેને ધીકારવો અને ખરાબ શખતીને ઉત્તર દિશાજ હાંકી કાઢવી. નહિ કે કોઇ બીજી દિશાએ.

અસેમવોહુ ભણતાંજ બે આંટા વારીને અટકે છે. જ્યારે **યથા અહુ વઇરયો** આવે ત્યારે પહેલાં જમણુ હાથનો ગાંઠ નાંખે છે. પછી **સીરોનનાંમ** આવે ત્યારેજ તેને ખેચે. વળી બીજો **યથા અહુ વઇરયો** બોલતાં બીજો ગાંઠ નાંખે અને **શીયોથેનનાંમ** સાથેજ ખેંચે આ બેઉ યથાની શખતી એજમતી છે. અને પાછલા બેઉ ગાંઠ વાળતાં **અષેમવોહુ** આપી ભણવી. કે રાસ્તી પરહેજગારી અખતીઆર કરેલી ગણુાય. પછી **જશમે અવંગેહુમજદ** ભણીને આ જરતોસ્તી દીનમાં રહેવાનો અને મજબૂત એ કરાર કરવાનો છે. શુદરેહ અને કુસ્તી વિષે વળી સદ-દર કેતાબના ૪૧ મા બાબમાં લખે છે કે ગાથાની ખુબી ઉપર રૂનો સદરો અને કુસ્તી છે. તેમજ **દીનયઝદને**ા પોશાક સફેદ હોવાથી તેમજ મેહેરયસત મુજબ કેકાઉશ, કેખુશરો, અને પાક શીઆવખશ એ પાદશાહો જ્યારે બંદગી કરતા; તેમજ દીનના મોજેજ્ન દેખાડતા ત્યારે તમામ પોશાક સફેદ પહેરતા.

વળી હિંદુના ઋગવેદ અશ્વલાયન શાખા માંહેલા અઢારમાં શ્લોકમાં આ જનોઇ વિષે ફરમાન છે. આ જનોઇ તે આપણી કુસ્તી છે. આ કુસ્તીની વધારે સાબેતી આપણુને મજબૂત મળે છે. જેમકે આપણા

વર્દીવદતે **વીદત** થી હિંદુઓ ઓળખે છે. અને વીશ રતને હિંદુઓ **વીશવદદ** થી એ ળખે છે. અને આપણો ૧૬મો નુશક જે **અંઘેયુસ** તેને હિંદુઓ **અંગીરસ** થી ઓળખે છે. હવે અંગીરસ આપણો **અંઘેયુસ** નુશકમાં કુસ્તીને આપણે **અઈવિયાંગનેમ**થી ઓળખીએ છીએ. તેઆરે **અગીરસ** વેદમાં **વ્યાંગ** કરીને જનોઈને ઓળખે છે. આ ઉપરથી મજ બૂત ઠરે છે કે અસલ જમાનાથીજ સદરો અને કુસ્તી છે.

હવે ઉપર હું **લરી** વિષે રાશીચક્ર **શેહે** કરી કહેયો છે. તે **ઝરવાને અકરનેમાં** જાણશો. વળી હિંદુઓ જે જનોઈ બનાવે છે તે રૂની બનાવે છે. અને તે પહેરે છે. તે લોકો **અસલ** રૂવાનીના ઝાડ ઉપરથી રૂ ઉગેલો તેમાંથી પેતેજ પવિત્રાઈથી લાવીને તેની ફીરકીપર કાંતી તેના દોરાની ચોખી જનોઈ બનાવે છે.

ગૈયો મરદે પહેલે ઉનના કપડાં બનાવવાનો ચાલ કાઢયો પણ તે ઉનનો સદરો નહિ પણ રૂનો સદરોજ પહેરતા હતાં.

ઈસા પેગમ્બરની કબર આગળ તેની લાસ ઉપર બે ફરેશતા પાસબાંની કરતા તેમનો પોશાક સફેદ રૂનોજ દેખાતો હતો વળી + કેરશાસ્પ પહેલવાનને એક બ્રાહ્મણ ૯૦૦ વરસની ઉમરનો મળ્યો હતો તેની કમર ઉપર કુસ્તીના ૩ પાલાના આંટા હતા. તેને કેરશાસ્પે તે વિષે પૂછતાં તેણે જવાબ આપીઓ કે યઝદાંનને પીછાનવાનો આ કમરબંધ છે.

વળી કુસ્તી વિષે **હોરમજ યસ્ત**મો જણાવ્યું છે.

**અવસ્તા.**

* એવીઆંયો ધનેમવાઃ એવી અંઘઈઅમનો એવીઆંયો ધનેમવાઃ

**અર્થ.**

કુસ્તી બાંધતા યા કુસ્તી છોડતા યા છોડીને બાંધતા.

આ ઉપરથી નક્કી ઠરે છે કે શદરો અને કુસ્તીની **ચોકસ પરહેજ**ગારી શાચવનારી છે.

હવે જે ત્રણવાર પખોરવી એ વિષે. પહેલ્લે **હેરેમન અવાદશાંન,** બીજી **હેરેમાન દેવાન** અને ત્રીજી **દુશ પાદશાહાંન અવાદશાંબાદ** એનો અર્થ બુરા પાદશોહા દફે થાઓ. તે જે દરવંદે, કીકો, કરફો એવા ને માથેના જે બુરા તે દફે થાઓ. એ પાદશાહો કીઆ તે **સમજવું જોઈએ.**

---

+ કેરશાસ્પનાંમુ.

* હોરમજદ યસ્ત ફકરો ૧૬

૧ ગેરના પતી તે સરવેનો પાદશાહ અવસ્તામોનમાને નમાંનેઃ પેતીમ.

૨ +મહોલ્લાનો પતી તે પાદશાહ અવસ્તામો. વીશો વીશ પેતીમ.

૩ શહેરનો પતી તે પાદશાહ અવસ્તામો. જંતેઓશ જંતો પેતીમ.

૪ દેશનો પતી તે પાદશાહ સરવેથી મોટો તે પાદશાહ અવસ્તામો દંઘહે ઓસ દંગો પેતીમ.

૧ હવે દેરનો પતી દીનના કાયદાને તોડનાર કરે તો તે **બુરા પાદશાઓ દરે થાઓ.**

૨ મહોલ્લાનો પતી દીનથી ઉલટો હોય તોતે પાદશાહો દરે થાઓ

૩ શહેરનો પતી દીનથી ઉલટો હોય તો તે પાદશાહ દરે થાઓ.

૪ દેશનો પતી દીનથી ઉલટો હોય તો તે પાદશાહ દરે થાઓ.

હવે આજના પાદશાહોથી તો આપણે પુરતા સુખચેન અને આપણી દીનના કાયદાથી ઘણાજ સુખી છીએ. આ સરવે પાદશાહોને તો આપણે ઘણીજ સારી દુવા ગુજારવી જોઇએ. કારણ કે જરતોસ્તી દીન તેમ જ બીજી પ્રજાની દીનને પોત પોતાની મરજીપણે ચાલવાનું છુટાપણું છે

ત્યારે સમજવાનું એજ કે જે દીનની બંદગીમ આડો પડે ને અશરોસ્તીનાં કામો કરેને તે આપણી ઊપર ફાવી જતો હોય; તો તેને પાદશાહ ઘણો કુર સમજવો.



+ વીશપરદ હા. ૩ ફકરો ૨



# નવજોત અને તેની કીરીઆ.

આપણા જરતોસ્તી ધર્મમાં બે મારગો હોય છે. પહેલો જાહેર અને બીજો બાતેન. પહેલો જાહેર મારગ સંસારમાં રહી જ્ઞાન મેળવે છે. અને બીજો બાતેનમાં રહી અષોઇ અને કુદરતના કાયદા પામી તે કાયદે ચાલી ખોદાને મળવાની નેમ રાખે છે.

હવે ધરમનો જે પાયો છે તે અષોઇ ઉપર છે. અને તે અશોઇમાં કેમ દાખલ થવું. અને શામાટે દાખલ થવું તે વિષે આપણને સમજ આપે છે. દરેક માણસ જ્યારે સાત વરસનું થાય છે. ત્યારે તેનું **રવાન** પુરતી રીતે શરીરમાં ખીલે છે. એટલે તે પોતાના **રવાનની** ખીલવણીને માટે તે જોઇતી સમજ ધરાવતું થાય છે. તેથી આ ઉમરમાં તે પોતાની કરણી, વિચાર, વાચા, અને કરમ, માટે તે હમેશનો જવાબદાર થાય છે. આપણે જાણીએ છીએ કે માના પેટમાં સાત મહીનેજ બરાબર થઇ શકીએ છીએ. અને જનમ પછીથી સાત વરસે તેનું **રવાન** ખીલવવામાં આવે છે. આ સાત વરસ સુધી તો તેની કેળવણીને માટે તેના માબાપ જવાબદાર છે. હવે સાત વરસ પછી જે તેનું **રવાન** જવાંબદાર થાય છે. ને જરથોસ્તી ધરમમાં અશોઇનો મારગ અખતીઆર કરે છે. તે છેવટની સરજત સુધીનો છે. આ રસ્તાથી અશોઇનો મારગ કરે છે; તો **રવાન અહુ** ની શખતીમો મળે છે. કારણ કે કુદરતની અસર વહેલી યા મોડી તેના **રવાનને** મલનારીજ છે.

ખોદાઇ કાયદા વગરનું માણસ **ગેતી** અને **મીનો** બેઉ આલમમાં પોતાની હાલત તે દેખાડનાર છે. માટે વધારે ફાયદાવાળું તો એકે કાયદામાં રહી અશોઇનાં ફળ દેખડાવવાં એ વધારે રાસ્તી છે. કારણકે જગતમાં મીનોઇ વરધીનો જે પ્રવાહ દોડે છે. તેની સાથે જ્યારે આપણી દુનીઆ ચાલે છે ત્યારે ધરમ વગરનું માણસ ગોયા તે પ્રવાહની સામા

જઇ પોતાનો નાશ કરે છે. પણ કુદરતનો કાયદો મીનોઇ વરખી માટે અશોઇ સંપાદન કરવી એવો હોય કે જેનું છેવટ અમર સુખમાં આવે.

એટલા માટે જરતોસ્તી ધરમમાં સાતમે વરસે દરેક બાળકને દીન માં લેવામાં આવે છે. તે વખતે જે ક્રીરીઆ કરવામાં આવે છે તેને **નવજોત** કહે છે.

નવજોત એ ફારશી ભાષાનો શબ્દ છે. ફારશીમાં **નવજાદ** મળીને થએલો છે. જેનો અરથ **નવ** એટલે નવો અને **જાદન** એટલે જનમવું સામટી રીતે નવો જનમ લીધેલો એવો થાય છે. હવે સાધારણ રીતે એકજ જનમ સમજીએ છીએ.

તે તો આ શરીર ધારણ કરવાનો જનમછે. ખરૂં જોતાં તો એ જનમ મુએલા સમાન છે. કેમકે આપણે ખાકમાં જનમીએ છીએ પણ જ્યારે આપણે + મીનોઇમાં જનમીએ ત્યારેજ ખરેખરાં જીવતાં ગણાઇએ. મીનોઇ જનમ લેવો તે ખરો જનમ છે. જે આપણું સદાનું વતન છે. એ વીશે એક ગાથાની નોંધ જુઓ.

**અવસ્તા.**

અત અવીશતા યઓ જનતેઃ અહુવી તોઇશઃ વધહેઉશ મનંઘહે,
મજદા અશખયાચાઃ ઑઇ જજેનતીઃ વંઘહાઉ સ્ત્રવહી.

**અરથ**

જેઓ એહમનની સુખ્થ હોશ મેળવે છે. તેઓનો જનમ મજદના અમર સુખવાસી મુકામમાં થાય છે.

એજ રીતે બીજો દાખલો ÷ દશાતીર મોટીઃ—

મને તારી રોશનીથી મદદ કર. રોશનીથી જીવતો કર. રોશનીથી બચાવ અને રોશનીમાં એક કર.

આ બેઉ આ આધારો **અહુને** મલનારા છે. ત્યારે નવજોત છે તે મીનો મારગમાં દાખલ થવાનું પહેલું પગથીઉં છે. અને બીજો જનમ છે. આ પગથીઉં એટલું જોખમ ભરેલુ છે કે બાળકોનાં મનમાં બરો બર ઠસાવવું જોઇએ. હાલનો રિવાજ બીતરમાં ઠસાવવાનો નથી. પણ ઉપરથી દેખાડવાનો છે.

+ યજશને હા. ૩૦ ફકરો ૧૦

÷ દશાતીર મોટી

કુદરતનો કાયદો એવો છે કે જેવો એક માણસ અશોઇના મારગમાં દાખલ થાય છે તેવીજ કુદરતની અદીથ શકતીઓ તેની ઉપર દાખલ થાય છે. અને **શીહ્રા** શખતીઓને તોડે છે. એટલાજ માટે આ નવાં ધોરણમાં દાખલ થતાં પહેલાં **કેમનામજદા** કે જે બાળકને તેના બચાવ કરવા માટે આપવામાં આવે છે.

**અવસ્તા.**

* કેમનામજદા ૭ વપીકહમાઇચીત. અરથ જ્યારે **દરેગ વાઓ** મારી ઉપર કીનો લેવાને હીંમત કરે ત્યારે અય **મજદ** મને તથા મારા સાથીઓને તારા આતશ અને મન સિવાએ કયો નર પાસબાની આપશે. જેઓના કામોથી અય **અહુ** અશોઇ વધેછે. દીનને માટે તે જ્ઞાન મારામાં ફેલાવ. તારા કલાંમો જે પાસબાની કરનારાંછે. તે કલાંમથી કયો શખશ દુશમનને મારનાર છે. એઉ જીંદગી **ગેતી** અને **મીનુ**ને માટે મને જાહેર રીતે એક ડાહયો ધરમગુરૂ દેખાડ. જે કોઇને તું ચાહેછે. તેના તરફ અય **મજદ** બહેમન સાથે શરોશ જાય.

હવે આ ઉપલા કલામો જોશો તેમાં ઘણુંજ મોતેબર સમજવાનું છે. પણ આપણે હાલ જે સમજવાનું છે તે **રતુમચીજદી** તે **રતુ ધરમ** ગુરૂ ઉપર છે.

જે ધર્મગુરૂ નવજોત કરે છે. તેની જીંદગી ગુજારવાની રીત ઉપર બાળકની જીંદગી ગુજારવાનો મોટો આધાર રહે છે. એટલા માટે ધરમ ગુરૂ કેવો જોઇએ તે આપણે સમજવાનું છે.

હવે જે બાળકની **નવજોત** કરવાની છે તેને પહેલાં પવિત્ર કરવામાં આવે છે. યાંને નાંન નવારવામાં આવે છે. પણ શરીરને પહેલે પાક કરવાનું એટલુંજ કામ નથી. પણ બાળકના અંદરના શરીરને પણ પાક કરવાની જરૂર છે પહેલાં શરીરની પવિત્રાઇ થાય ત્યારે તેને **ખુરેહનો** પ્રકાશ પુરતો થાય છે. આપણા માંથાની આસપાસ વિચારના જે પ્રવાહે દોડે છે. તેથી **ખુરેહ**માં બી ફેરફાર થાય છે. તેથી પહેલાં તેના **ખુરેહને** વધારવાને બાતેનની પવિત્રાઇ કરાવવી જોઇએ.

આપણે જોતા આવ્યા છીએ કે બાળકનાં શરીર ઉપરથી તેનાં માએ વાલીઓ સાતવાર કરસીઓ ઓવારશે. નવારીને તેમજ સારા દિવસે

* ગાથા ઓશતુ વદતી હા. ૪ ફકરો.

યા શેહાદીનાં દિવસે બારણા આગળ તેને નવાજી લેવા આછુમીછુ કરે છે તે શું છે તે બહારની નજીશાત આલુંડગી દાખલ નહિ થાએ. અને ખુરેહ સાફ રાખવાનું સાધન છે.

હવે બાળકને નવજોત કરતાં પહેલાં પૂર્વ દિશાએ મોંઢુ કરાવી બેસાડવામાં આવે છે. અને ધરમગુરૂ તેની સામે મોંઢુ કરીને બેસે છે. આ પુરવદિશાએજ મોંઢુ કરાવીને શામાટે બેસાડે છે બીજી દિશાએ શામાટે નથી બેસાડતા? એમ ધણા સવાલો ઉભા થાય. પણ દુનીઆને જીવતદાન આપવાને સુરજનો જીવીક પ્રવાહ બામદાદથી પુરવ તરફથી પશચીમ તરફ દોડે છે. અને એક ધરમગુરૂ માતા કે પિતા કે ઉશતાદના આશીરવાદ તે પૂરેવના પ્રવાહની સાથે ચાલે છે. સુરજનો પ્રવાહ પુર્વથી પશ્ચીમ આવતાં સુધીજ તેના રંગની સાથેજ આશીરવાદની બરાબર અસર કરે છે. આજે બગાડ એવો થએલો છે કે સાંજના બાડળની નવજોત કરેછે. એ ઘણુંજ નામુનાસબ છે. કેમકે સુર્યના જે રંગ પૂર્વથી પશ્ચિમ સુધી જે રંગ બને છે; તેવો પછી બનતો નથી. યાને બપોર પછી સવારના જેવી રંગની અસર થતી નથી.

માટે ઘરના ધણીઓને તેમજ ઘરના અથ્રોનાન ને આ જોગવાઇએ જણાવીશું કે ઓજીરન ગેહમાં જે **નવજોત** કરે છે. તેમાં તેની પુરતી અસર બાળકને થતી નથી. તેમજ અથ્રોનાન ને બી તેને જોઇતું ખુરહે રહેતું નથી. કેમ જે સવારના સુર્યનું ખુરહે છે. તેજ ખુરહે બપોરના બદલાઈ જાયચ તેથી એ મહાભારત કીરીઆઓ સવારનાજ થાય છે.

હવે માણુસનું અંતઃકરણ તે તેનો સુર્ય છે. અને જે કીરીઆ સુર્ય મંડલના મધ્ય બિંદુમાં ચાલી રહેલી છે; તેજ કીરીઆ માણુસના અંતઃકરણુમાં ચાલી રહેલી છે. તેથી એક ધરમગુરૂ તેટલોવાર બાળકનો એક જાતનો **સુર્ય** સમાન છે. કે જે પોતાનો આશીરવાદ તે બાળક ઉપર રેડે છે. અને સુર્ય પુર્વથી પશચીમે આવે છે તેની સાથે પુરવેના ઉગના સુર્યની સાથે આશીશ આપી તે બાળકને અશોઇ પાથરી આપે છે. તેથી **નવજોદ**ની કીરીઆ કરનાર **યોઝદાથ્રેગર**ને પુરતી પવીતરાઇની જરૂર છે. કારણ કે મેં ઉપર કહ્યું તેમ જેમ બાળકની ઉપરથી લગન જેવા પ્રસંગે જે માથાં ઉપરથી સાતવાર ઓવારે છે. તે અંગ્રેજી

**મેગનેટીક** નામની પલીદી દુર કરવાને અને ધરમગુરૂ પોતાનો પવિત્ર પ્રાણુ ઉતારવાની ક્રીરીઆ કરે છે. અને **સુદરો** પહેરાવી ઉપર કુસ્તી બાંધે છે. અને માથવાણી ભણી બાળકની આંગળી બેઉ હાથની પકડી કુસ્તી સાથે ફેરવી તેને માંથવાણીમાં ઉતારી તે બાળકની જીંદગીને તદન બદલી નાંખે છે. અને તેને **મીનોઇ** જીંદગી ગુજારવા મુકે છે. આ **નવજોદની** ક્રીરીઆ ઘણી બારીક છે. પણ હાલ આપણે વધારે કહીશું નહી.
હવે આ ક્રીરીઆમાં જે ધરમગુરૂ માથવાણી ભણેછે. તેનો સુરંગ ઉભો થાય છે. અને બાળકને શું અસર કરેછે. તે જોવાથી અ.પણને જાણુવાનું મળે છે.

જેમ વીજળીનો પ્રવાહ કોઇપણ દેખાઇતાં સાધન વગર એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકેછે. તેમજ ટેલીગરાફના તાર જેવું કંઈ સાધન હોય તો તે મોકલવાને સહેલાઇ થાય છે. તેજ મુજબ ધરમગુરૂ કે માબાપ અંત કરણના આશીરવાદો ફકત પરહેજગારીના અંતઃકરણના શબ્દોથી કંઈ બી વીજળી કે ટેલીગરાફ વગર મીથ્રના બળથી આપણે મોકલી શકીએ છીએ. અને તે મીથ્રની અસરથી જે રંગ બનેછે. તેની અસર બાળકને પોહોંચે છે. તેથી આ **નવજોદ**માં બાળકને આશીરવાદ મોકલતાં ચોખા, દાડમ, કોપરૂં, અને બદામની, સાથે તંનદુરસ્તી ભણી તે આશીરવાદને વીજળી જેવા બનાવી મોકલે છે. અને ત્યાર પછી તે બાળકની હાલત ફરી ગએલી સદાને માંટે આપણે જોઇએ છીએ.

હવે સદરો અને કુસ્તી એવી ચીજો છે કે સચાઇ, અશોઇ, પવીત્રાઇ, અન નીરમલ, વગેરે સમાએલી છે. હવે સદરો અને કુસ્તી કયા જમાનાની છે તે વીશે અવસ્તાનો આધાર જોઇએ.

+ **અવસ્તા**—ફરાને મજદાઓઃ બરદ પોરૂ અનેમઃ એવીઆંઘનેમઃ સતેહર પેસંઘહેમઃ મેનીઓતાસતેમ વંઘોહીમદેનાંમમાંજદીયસનીમ.

અરથ બુજોરગ હોરમજદથી સેતારાની મીશાલની ઘણી આરાશ્તે સમારેલી મીનોની ઘડેલી યાને ફરેસ્તાની વણેલી કુસ્તી અને ભલી માજદીઅસની દીન ઉપર અએ હોમ પ્રથમ તું લઇ ગયો.

આ અવસ્તા ઉપરથી હોમના જમાનાની કુસ્તી છે. હોમનો જમાનો જરથોશત કરતાં જુનો છે.

+ યજશની હા૦ ૯ ફકરો ૨૬



# ગુના અને તેનો પસ્તાવો



આપણે પહેલાં ગુનાહની સમજ જાણવી જોઇએ. અને સરવેથી પહેલાં ગુનાહ શાને કહે છે, તે મનમા બરાબર ઠસાવવું જોઇએ. ગુનાહ એટલે શું? આ બોલનો મનમાં બરાબર ખ્યાલ કરીએ તો આપણે આપણી મેળેજ સમજીએ છીએ કે ફલાણું કામ ગુનાહ ભર્યું છે. એમ બરાબર સમજીએ, મનમાં વીચારીએ પછી પોતાના ઉસ્તાદ આગળ માનીયે યાને બોલીએ તો ગુનાહથી દુર રહેવાનો રસ્તો મોકલો થાય છે.

એક કહેવત છે કે " પસ્તાવો એ નેકીના મારગે ચાલવાનો શુધ રસ્તો છે. એને મલતો **એપીકયુરસના** આ શબ્દો છે. કે ગુનાહનું ગ્નાન એ મુકતીની શરૂઆત છે ત્યારે ગુનાહથી વીચારીને બહુજ દુર રહેવું અને મુકતા માંગવી. એજ એક ભલું કામ છે. ગુનાહથી ઉલટું ચાલનાર તે અશોઇની પરહેજગારીમાં ચાલવું એ ઘણુાજ ડહાપણુ વારાનું કામ છે.

હવે આપણે ગુનાહ શબ્દનો અરથ જોઇએ. ગુનાહ શબ્દ ફારશી છે. અને પહેલવીમા **વનાશ** છે. પહેલવી **વનાશ** શબ્દ તે અવસ્તાનો **વીનસ** છે. એ શબ્દનો અરથ **તદન નાસ પામવું** એમ કરવામાં આવે છે. **વીનસ** એટલે જુદો અને નેસ્ત. જંદમાં વી નો અરથ બનાવે **અને નસ** નો **અરથ** નાશ પામવું થાય છે. એ અરથ પ્રમાણે પહેલવીમાં **વનાશ** ફારશીમાં **ગુનાહ** થાય છે એટલે તદન નાશપામવું. હવે ગુનાહ શબ્દનો **અરથ** એજ કે જે કામ આપણા શરીરની યા આત્માની ખરાબી કરે તે ગુનાહ ગણાય.

વળી બીજી રીતે **વનાશ** અથવા ગુનાહનો અરથ એમ થાય છે કે વી-એટલે વધારે અથવા આરપાર અને **નસ** એટલે પહોંચવું ત્યારે સામટી રીતે લેતાં **વીનાસ** એટલે આરપાર પહોંચવું વધારે પહોંચવું હદથી બહાર જવું.

+ પતેત શબ્દનો અવસ્તા **પઇતીત** છે. જેને પહેલવીમાં **પતીત** જેનો અરથ પણ પાછું ફરીથી થાયછે. ત્યારે પતેત શબ્દનો અરથ પાછું જવું થાય છે. એનો પુરો અરથ એજ કે જે કંઇ થયું હોય તેમાંથી પાછું હઠવું. પાછું ફરવું એટલે **પસ્તાવો કરવો.**

વળી એમબી થાય છે કે કંઇ થયું હોય તેમાં પોતાને પાછી સજા કરવી. એટલે દલગીર થઇ પસ્તાવો કરવો. ત્યારે ગુનાહ એટલે ખોદાતાલાએ નીમેલા અથવા સરજેલા નીયમની બહાર જવું યાને ઉલટું જવું. અને પતેત એટલે તે બહાર ગએલા મારગપરથી પાછું ફરવું.

હવે ગુનાહ વિશે તો જોયું કે દાદારહોરમજદના કાયદાથી અથવા નિયમથી બહાર જવું. પણ **પતેત** તે બહાર ગએલા મારગપરથી પાછું. ફરવું પણ કયાંથી પાછું ફરવું તે તપાસવું જોઇએ. તે બાબત અવસ્તામાં નીચલો ફકરો મલેછે.

આએવો પનતાઓ યો અશહે. વીસ્પે **અનયએશાંમ અપન ાંમ,**

અરથ:—જે અશોઇનો મારગ છે. તેજ ખરો મારગ છે. અને બીજા તમામ આડા મારગો છે.

અવસ્તામાંની ઉપલી હકીકતથી જણાય છે કે પતેત અથવા પઇતિત એટલે પાછું જવું. પાછું કયાં જવું તો અવસ્તામાં કહે કે **પનતા આયો અશહે** એટલે જે અશોઇનો મારગ તે તરફ પાછું જવું.

એનેજ મળતો બીજો દાખલો અવસ્તા **શરોશોહમે ·અશરોશતો એશનોએદઅમે** એનો અરથ અશોઇના મારગપર જવું. અગર તેનાથી ઉલટું જવાયું તો તેને તજી દઈ પાછું ફરવું. જેને અશોઇ નહિ તે દરવંદ ગણાય છે. ઉપલા અવસ્તાથી ઉલટા તે દરવંદો ગણાય છે. દરવંદ એટલે રાસ્ત મારગથી આડે જનાર અથવા દોડનાર થાય છે.

હવે સુરજ, ચંદર, જેવા આકાશી ગોળાઓ એક નિયમ ઉપર ચાલે છે. તેમજ અશોઇવારા એક નેમથી ચાલનારા છે. તે અશોઇની પેદાએશના ગણાય છે. ત્યારે પતેત એટલે દરવંદીના મારગ ઉપરથી પાછા અશોઈના મારગ ઉપર આવવું. અથવા પાછા ફરવું થાય છે.

---

+ પતેત **પશેમાની.**

વળી આપણા મન ઉપર બે શક્તિઓ અસર ચલાવે છે. પહેલી **વોહુ મન** અને બીજી **અકોમન** વોહુમનના મારગ ઉપર ચાલે તો ભલું છે. ને અકોમનના રસ્તાપર ચાલવું ભુડું છે યાને ગુનાહ ભરેલું છે. **વોહુમન** તે **સપેનામીનો** અને **અકોમન** તે **અંગ્રમીનો** હવે ગુનાહનુ મુળ જોશો તો નાફરમાની ફરમાનથી ઉલટો છે. નાફરમાની તે **અશરોશતી** તમો શરોશના સાચા ફરમાનમાં ચાલો તો ગુનાહ થાય નહિ. જો કે શરોશના પાકીજંગી ના આધારે + પતેત શરોશનાજ યાદમાં શરૂ કરી છેવટ બીશરોશની પનાહ ચાહીએ છીએ. તે એજ કે પાછા પરહેજગારીમાં તે દાદારના ફરમાનમાં આવીએ.

જે મારગ અશોઇવારો ખરોછે. તે એજ કે પતેત કરી પાછું ફરવું જો એથી ઉલટા ગયા તો તમે તમારો ખરો મારગ ભુલી ગયા ને ભટકતા બનીઆ. એડલે **અશરોશતોઇશ** અથવા દરવદીમાં ગણાયા. તેથી શરોશની પનાહ મુજબ ચાલવું એજ ખરો રસ્તો છે.

ફરમાન બરદારીના હુકમો પાળવા આપણી દીનના કાયદાઓને માન આપવું, પાદશાહના કાયદાને માન આપવું. મંડળીના કાયદાઓને માન આપવું.

હવે ગુનાહના બે પ્રકારો છે. આપણા ધરમ પુસ્તકો મુજબ ગુનાહ ફકત ગુનાહ ભરેલા કામો કરવાથી અને ભલાં કામો કરવાની તક ચુકવાથી યા ફરજ નહિ બજાવવાથી થાય છે. દાખલા તરીકે ભલું કરવામાં એક જરતોસ્તીએ પાણીમાં નસો યાને કોઇ નુકશાન કારક ચીજ નાંખી હોય. તેથી તે પીવા લાયક પાણી બગડે અને તે પીનારાઓને નુકશાન થાય તો તેણે ગુનોહ કરીયો કહેવાય જો નહિનાંખીહોય તો ગુનોહ કરીઓ કહેવાય નહિ.

બીજી રીતે દાખલો વહેતાં યાને ચાલતાં પાણીમાં નસો પડેલો છે તો તેને અખાડા કરીને જતું રહેવું નહિ. પણ તેને તે પાણીમાંથી નસો જેમ બને તેમ કાઢી નાંખવો કે જેથી પાણી બગડતું અટકે. એ મુજબ અકલથી ભલાઇના સદગુણો દેખાડવાનું ફરમાન છે. એક રીતે નાંખનાર ગુનેગાર છે. ને બીજી રીતે તે જોય છતાં કાઢી નહિ નાંખે તે પણ ગુનેગાર છે. ઉપર જોયું તેમ પહેલો ગુનોહ ખોટું કામ કરનાર

+ પતેતની શરૂવાત તથા શેવત શરોસથી છે.

નો અને બીજો ગુનોહ ખોટુ કામ કરનારનો અને બીજો ગુનોહ ભલું કરવાની ફરજ ભુલનારનો છે.

એજ પ્રકારના આપણે પતેતમાં એવા બે પ્રકારના કાયદા ભણીએ છીએ.

**અવસ્તા** કુકાંમે દાદાર હોરમજદ ભુદઃ ઓઅેમઆવાંયસ્તમનીદન
ઓઅમ ન મનીદઃ ઓઅમ આવાંયસ્ત ગોફ્તન ઓઅેમ
ન ગોફ્ત ઓઅેમ આવાંયસ્ત કરદન ઓઅેમ ન કરદઃ

અરથ—જે કંઇ દાદારની મરજી હતી તે પ્રમાણે મારે વિચાર કરવો જોઇતો હતો. તેમ જો મેં નહિ કરયો હોય. જે પ્રમાણે મારે બોલવું જોઇતું હતું તેમ જો નહિ બોલ્યો હોઉં. જે પ્રમાણે મારે કરવું જોઇતું હતું તેમ જો મેં નહિ કર્યું હોય તો તેવા નહિ કરવાના યાને ફરજ ચુકવાના ગુનાહથી હું પસેમાંણ થાઉં છું.

**અવસ્તા**—કુકાંમે આહરેમન ભુદઃ ઓઅમ ન આવાયસ્ત. મનીદન ઓઅમ
મનીદઃ ઓઅમ ન આવાયસ્ત. ગોફ્તન ઓઅમ ગોફ્તઃ ઓઅમ
ન આવાયસ્ત. કરદન ઓઅમ કરદઃ

અરથ—જે કંઇ આહેરમણની મરજી હતી. તે પ્રમાણે મારે વિચાર કરવો ન જોઇતો હતો તે જો મેં કરીઓ હોય. જે પ્રમાણે મારે ન બોલવું જોઇતું હતું તે જો હું બોલીઓ હોઉં. જે પ્રમાણે મારે ન કરવું જોઇતું હતું તે જો મેં કરયું હોય તો તેવા ગુનાહથી હું પસેમાણ થાઉં છું.

હવે ઉપરના બે ફરમાનો શું દેખાડે છે કે ભુડું કામ કરવાના વંકને અને ભલું કામ કરવાની મકશદ ચુકીને તે ભલું કામ ન કરીલું હોતે ને ફરજ ચુકીઓ હોય તો તેનેબી ગુનાહ ગણેલા છે. એજ મુજબ વંદીદાદમાં પણ આવા ગુનેહેગારોને દરવંદ ગણીઆ છે.

નેક જરસ્તોસ્તીએ ચપળ સદગુણો દેખાડવા જોઇએ. તેનો વિચાર આપણા કીરીઆમાં એક હથીઆર ઉપરથી મલે છે. એક અશોનાંનનાં નવા બનતા અશોનાંનનાં હથીઆર તરીકે આપણાં ગરૂજ વપડાય છે. એ દેખાડે છે કે જ્યાં નુકસાન થયું હોય ને નુકસાન ટાળવા માટે નુકસાન ડાળી દેનારૂં હથીઆર લઇ તેની સામું જવું.

+ વળી ખુરશેદની નીયાએસમાં આપને ભણીએ છીએ કેઃ—

અવસ્તા—યજાઇ વજરેમ- હુનિવખતેમઃ કમેરેદે પઇતી દએવનાંમઃ
મીશ્ર હે વોઉરૂઅઓય એઇતો ઇશઃ

× પતેત પસેમાની કરદો. ૬ તથા ૭ + ખુરસેદની નીયાએસ ફકરો ૧૫

અરથ—દેવોના માથા ઉપર મારવાને માટે બહોળી જગતવાળા મેહરના સારી પેઠે તીકેલા ગુરૂજને હું આરાધું છું.

કેટલાએક અણુ સમજુ માણસો વગર સમજવે આજતેથી યા પીશાબ કરીને હાથ મોહું ધોઇને તેની ફરજ બજાવતા નથી. પણુ તેઓ બરોબર ફરજ બજાવે તો તેઓના ફાયદા માટે ખાસ અગત્યનું છે. તેમ જ તેની આજુ બાજુઓના ને પણ આડકતરી રીતે ફાયદા સમાયેલા છે.

ધરમ ક્રિયાનું જે કામ ગણાય છે. અને એજ વખતે સવાબ અને ગુનાહ તેને સમજવામાં આવે છે.

હવે આપણે જોયું કે પતેત કરવી યાને પસ્તાવો કરવો. ખોટા મારગથી પાછું ફરી ખરા મારગ પર આવવું. દરવંદી ઉપરથી અશોઇના મારગપર જવું. વળી ઊપર જોયું કે ગુનાહના બે પ્રકાર છે. તેમાં જે નહિ કરવું જોઇએ તે કરવું. અને જે કરવું જોઇએ તે નકરવું તેનો આપણે વિચાર કરીએ. પણુ આપણે બંદાઓ જેઓ ગુનાહને પાત્ર છીએ. ત્યારે હવે ગુનોહ થયો તેને શું કરવું. તો તેને માટે ગુનાનોહ પસ્તાવો યાને ગુનાહને ભુશરી નાંખવાને કોશીશ કરવી. ગુનાહનો પસ્તાવો છે તે બે રીતે થઇ શકે છે. પહેલું મનસની, ગવસની, કુનસની. વીચાર, વચન, અને નેકકામોથી. બીજી રીતે બોલીએતો બંદગીથી, ભલાં કામોથી, અને અંતઃકરણથી, હવે બંદગી ગમે તેટલી કરો પણુ ગુનાહનો પસ્તવો હોય ત્યારેજ બંદગી દાદારની હજુર કબુલ થાય છે. જો તમે તમારા ગુનાહની ભુલ કબુલ કરો ને તેને મુકત કરો તો બંદગીમાં જવાસે. તેનો દાખલો લેવો કોઇબી જાનગનો ભાગ લેશો તો શરૂઆત માંજ પતેત કરવાને અને પસેમાન થવાને ફરમાન છે.

વળી આપણા અવસ્તાનને આધારે આપોને ફરમાન છે કે જે ગુનાહ થયો હોય તેને ધરમગુરૂઓ જેવાકે દશતુર મોબેદ આગલ આવી પોતાના ગુનાહની દીલગીરી જણાવવી. એવિષે.

* અવસ્તા. શરો શાદા વેરેજીયા. પીશેરદ દસતુરે દીની:

આવાંયસ્ત ગરજીદન ઓઅમ ન ગરજીદ:

અરથ—તાબેદારી ભરી વર્તણુંકથી દીનના સરદાર યા દસ્તુરની આગળ જે ગુનાહહોની ગમગીનીથી જાહેર કરવા જોઇતા હતા. તે નહિ જાહેર કીધા.

---

* પતેત પશેમાંન. કરદો. ૧.

આ ઉપરથી ઠરે છે કે આપણાં ટોળાંના દસ્તુર મોબેદ પરહેજગારી વાળા આગળ પોતાના થએલા ગુનાહનો પસ્તાવો કરવો. જે મુલ પતેત ની બંદગી માહેના બીજો, પ્રકાર તે પસ્તાવો યાને દીલગીરી છે.

એજ કાયદે ખ્રિસ્તીઓમાં ખાસ કરીને કેથાલીકોમાં પાદરીઓ આગળ ગુનાહ કબુલ કરી દેવાનો રિવાજ છે.

વળી ઇટાલીના મોટા દેવળોમાં જોશો તો ખટકે ખટકે લાકડાના માંચડાઓ ગોઠવેલા જોશો. કે જેમાં પાદરીઓ બેસે ને ત્યાં યજમાનો આવી ખાનગી રીતે પોતાના ગુનાહ કબુલ કરે છે.

આપણા આજના વખતને અનુસરીને દસતુર મોબેદ આગળ તો ન કરતા પોતાના સાફ દીલથી 'ખોદાતાલાની હજુર પોતાના ગુનાહની તોજેશ ચાવી એજ બરાબર થશે. કેમજે આજે સબલ ઇચ્છાના ધરમ ગુરૂ વીશે વધારે કહેવા જેવું નથી.

ઉપર જોયું કે પતેતમાં આવાં યસ્ત ગરજી દન એ શબ્દમાં દલગીરીનો અંશ સમાયલો છે. એટલે ગુનાહ કબુલવા એમ નહિ કે ઇનકાર કરવા જાણીજોઇને યા અજાણતે જેજે ગુનાહ થયા હોય તે ખરેખરા કબુલવા એ જરૂરનું છે. વળી એટલુંજ નહિ પણ હવેથી ગુનાહ નહિ કરશ એવા પ્રકારની કરેલી પતેત બરાબર છે. જો ગુનહ કર્યા કરે ને પતેત ભણ્યા કરે તો તે ફોકટ છે. વળી તે દાદારપાસે આપણે માંગવું જોઇએ કે હવેથી હું ગુનાહ નહિ કરી શકું તેમ હું શકિતમાન થાઉ એવા એકરાર કરવા જોઇએ.

ગુનાહના પસ્તાવામાં આપણે હરવખતે બંદગીમાં બોલીએ છીએ કે કેરફેમોજદ ગુનાહ ગુજારસનેરા કુનેમ. એટલે સવાબનાં કામો હું ગુનાહની તોજેશને માટે કરૂં. આ કેરફેમોજદ હમેશ છેવટે ભણવામાં આવે છે. તે એજ કે ગુનાહ નહિ કરૂં, શવાબ અને ગુનાહ એ એકેકથી ઊલટાં છે.

આપણી દીનના કાયદે શવાબ કરનારને બેહસ્તનો દરજ્જો છે. ત્યારે ગુનાહના કામ કરનારને દોખજનો દરજ્જો મલે છે. આ બેમાંથી કયું પસંદ કરવું તો સવાબ અને ગુનાહથી દુર રહેવું.

છેવટની જીંદગી વખતે રસનેરાસ્તને હિસાબ આપવો છે તે શીવાય ગુનાહનોજ તોલ કરાવવાનો છે.

આ દુનીઆમાં આપણે જે સરજેલા છીએ. તે બંદગીને માટે અને આપણી આવતી જીંદગીને માટે છે. આવતી સારી જીંદગીને મળનાર છે. તે **શપેનામીનો** ના શવાબથી છે.

શવાબ અને પાપ એ બેઉ ગોયા બે કરાંની મીશાલે છે. અને તે કરૂં એક એકમાં ભેરવેલું છે. દાખલો લેવો જે કોઇબી શખસ પીશાબ કરીને કસ્તી કરશે તો **શવાબ** ની પેદાએશમાં છે અને એનાથી ઉલટું પીશાબ કરી કુસ્તી નહી કરશે તો પાપ યા ગુનાહમાં ઉતર્યો જોઇએતો ગુનાહના કરાંમાં ફસો કે જોઇએતો શવાબના કરાંમાં આવો.

આ બે શકતી કરણીનો જવાબદાર છે. એ વિષે જે શખસો પરહેજગારો છે. તે કદી ફસતા નથી. પણ અણુસમજુ તેમ કરે છે. પણ આખરે પસ્તાવોજ છે. એ વિષે આપણુને શીખામણ મલે છે. યજશની હા ૪૬ માં જરતોસ્ત કહે છે. જેઓ કહયા મુજબ ચાલશે અને કહયા સર રહેશે. તેઓને પેલી દુનીઆમાં બટટો બદલે મલસે.

છેવટે ગુનાહથી દુર રહેવાને + યજશની હા ૩૩ માં અવસ્તાના અરથમાં જણાવે છે કે ઓ અતીશે ફાયદો કરનાર અહુરમજદ અસપંદાદમદ આરમેતી **ડહાપણ આપનાર ખોદાઈ શકિત** દુનીઆને આબાદ કરનાર **અરદીબેહસ્ત** સચાઇ શીખવનારી ખોદાઇ શકિત **બેહમન,** ભલા વિચાર ઉતપણ કરનારી ખોદાઇ શકિત **શેરેવર** જે કોઇબી રીતનાં પાપ મારાથી થયાં છે. તે તમે સાંભળો અને રહેમ દીલે માફ કરો.



+ યજશને. હા. ૩૩. ફકરો ૧૧ ત્થા ૧૨



# માથ્ર વાણી ભણવાથી તેનો નતીજો આપણને જરૂર મલેછે.



માથ્રવાણી ભણવાથી જે ભણતાં તેના શરીરમાંથી જે શરોડ યાને અવાજ બહાર નીકળે છે. તે અવાજ હવાનાં ગુબારમાં અથરે છે. જેમ કોઇ ચીજ ઉપર એક જોરથી કંઈબી મારશું તો તેનો અંદીથ અવાજ બહાર પડશે. જેમ વીજળી પડવા પછી હવાને સુધારશે. તેમ અવાજ થવા પછી તેનો પાછો જવાબ જે બને છે તે રોસ્ની છે. તે રોસ્ની આપણુને પાછી મળે છે.

÷ દબેસ્તાન કેતાબમાં એ વિષે આપણુને જાણવાનું મલેછે. કે આ બંદગીનો જવાબ તે ઘાંટાના જેવો છે. એવા ઘાંટાના શાદને **આબાદ આવા** યા **અનાંહોદ** તથા **સોતેસુખલક** કહે છે. ખોદાએની દરગાહમાંથી ઘાંટાની મીશાલે એક અવાજ આવે છે. અને જેમ સુરજ માંથી તેના કીરણોના રંગો અને ખુરહે બાર પડે છે. તેમ તેની સાથે આપની માથ્ર વાણીનો અવાજ મલી જઇને એક જાતનો રંગ બને છે. તે રંગનીજ બંદગી કરવાને આપોને ફરજ આપેલી છે. જેમ સવારની બંદગી તેમ બપોરની એવી છ બંદગી તે આપણા ખુરેહના રંગો છે. એ અવાઇ ઘાંટ છે.

હવે આપણે ભણી રહેવા પછી ભણ્યાનો સંતોષ પામીએ છીએ. તેજ આપણુને ભીતરમાં અવાજ રૂપે સંતોષ આપે છે. એ વીષે

÷ દબેશતાંન. નજર.

+ યજશનીમાં જણાવ્યું છે કે બંદગી કરનાર દાદાર અહુરમજદ પાસે વીનંતી કરે છે કે ઓ સાહેબ હું તારી આગળ ફરીઆદ કરૂંછું કે તું મારી તરફ જો. અને જેમ એક દોસ્ત બીજા દોસ્તને મદદ કરે તેમ તું સાહેબ મને મદદ કર. અને અશોઈ સાથેનું ભલા વિચારનું કૌવત તું મને આપ.

ઉપલા દાખલા પરથી જણાશે કે દર વખતની બંદગી એ આપણી અંદીથ શેહાદતો છે. માટે હરદમ બંદગી કરી પોતાના ખુરહેને સારૂજ રાખવું.

હવે બંદગી કરતાં પોતાનું અંતઃકરણમાં એવી કાંઇબી નીશાની મનમાં ચીતરવી. જેમકે કોઈબી ફરેસ્તાને ચીતારવો. અથવા કોઇબી મહાપુરૂષને મનમાં ચીતારવો. અગર જોઇએતો પોતાનાં ધરમાંના પરહેજગાર રાખશોને ચીતારી એક ચીતથી માંથ્રવાણીની બંદગી કરવી. કેટલાએક સાહેબો આપણા જરતોસ્તની તસવીરને નમે છે. અને તેને ચીતારે છે. પણ આજના જુદા જુદા ફોટાઓથી જે જરતોસ્ત સાહેબની છબીઓ છે. તે કોઇજ ખરી નથી. જેટલી બને છે તે બીલકુલ નહી ધારવા જેવી છે. ખરી તસવીર ઇરાનમાં તાકે બોશતાનના પહાડ ઉપરથી **માલકમ** યોરોપેન ગણાં વરસો ઉપર પહાડ ઉપરથી ફોટો પાડી લાવ્યા હતા. તે ફોટો હવે કેથે જોવામાં આવતો નથી. અને આજે જુદા જુદા લેબાસ કે આતશો લાકરી નીચાણ પકડેલી વગેરે જે ગની તસવીર આવે છે. તે નાપાયાદાર છે. તેથી ફકત એવી છબીઓને મનમાં યાદ નહિ કરતાં ફકત જરતોસ્ત પેગમ્બર એજ નામને વમાશવાથી જોઇતી આશરો થશે.



+ યજશને. હા. ૪૬ ફકરો. ૧—૨



# આપણે જે બંદગી કરીએ છીએ તે આવતા ભવને માટે છે.

આપણે માણસો જે વેળા કરણીનો બદલો માયને પેટે પેદા થયા છીએ તેમાં આપણા કરમના લેખ તો નકકી થયા છે. તેમાં કાંઇપણ ફેર કે અટકાવ થતો નથી. તેથીજ આપણે કરમના નશીબ ઉપર આધાર રાખી સંતોષ પામીએ છીએ. પણ જે બંદગી કરીએ છીએ. તેમાં પહેલે આપણા શીતારા જે કરનાર છે, તેને મદદ કરવાને શકતીમાણ કહીશું. તેમાં કંઇએક આવતી નરશ શકિતને તોડનારછે તે અવસ્તા છે દાખલો લેવો કે નશીબમાં ફલાણું બનશે. તેતો નકકી બનશે. પણ તેમાં જે કરણીના સારા ફળ હશે. તો તેની આરે નરશ શકતી આવવામો તે ફાવસે નહિ, તેને જે બનાવ બને છે. તેમાં સંતોષની નજરથી જોશે. પણ જે જે દરગેહેની બંદગી છે. તે તો આવતા ભવને માટે એકઠી થાય છે. જેને રસને રાસ્તનું તરાજુ રહીએ છીએ.

હવે જે બંદગીનું તરાજુ છે. તે સારા કામથી છે. ત્યારે આપણા જરથોસ્ત સાહેબે આપોને શીખવી ગયા છે કે આવતી જીંદગી સાચવશો. એ જીંદગી તે કરણી છે.

સારી કરણીથી આવતા ભવમાં સારા શીતારામા પાછા ચન્તામાં જવાશે ગોએ હસ્ત છે હવે દાદાર અહુરમજદે બે શખતી માણસના શીતારાની ઉપર મેલેલી છે. એ બે શખતી તે **શપેનાંમીનો** અને **અંગરેમીનો** છે. જોઇએ. તો તમો શપેનાપર ચાલો કે જોઇએ તો અગ્રેપર ચાલો.

આ બેઉ શખતીથી જે આપણે ચાલશું, તે **રશનાનું તરજુ** છે તે આ બે શખતીથી પાછા તમારા નશીબનો લેખ થશે. એજ બહેસ્ત કે દોજખ છે.

માણુસ ચરતો અને ઉતરતો છે એ આપણે જોઇ લીધું કે બે શખતીથી નવા શીતારાનું મંડાણ થયું છે.

તેજ શીતારાથી આપણા કરમનું નકકીજ બનશેજ. પણ હવેનો ભવ સુધારવો તે બે શકતી ઉપર છે. એ બે શકિતી જેવી હશે તેવીજ તેને કેરદાર દેખાશે. ને તેનાજ તોલ ઉપર આવતો ભવ સુધરે કે બગડે. ચરતો કે ઉતરતો જેમ પાદશાહ અને ફકીર ત્યારે રાસતીથી ચાલી પાપથી મુકત રહી બંદગી કરીને સારાં કામથી આવતી જીંદગી સુધારવી એ વીષે + યજશનીમાં જણાવે છે કે હોરમજદના કહેઆં તમામ કલામોને હમો વખાણીએ છીએ. જે **કલામો** બદ વિચારને નાબુદ કરનાર છે. જે **કલામો** બદ સખુનને નાબુદ કરનાર છે. જે **કલામો** બદ કામને નાબુદ કરનાર છે, જે **કલામો** બદ વિચારનો તદન નાશ કરનારા છે.



+ યજનશી હા, ૭૨ ફકરો ૭મોં,




# ગોમેજેમ યાને તરો એ વિષે આપણને મળેલું જરથોસ્તનું ફરમાન.



ગોમેજેમ અથવા તરો યાને નીરંગ એ બોલો આપણા અવસ્તાના છે. એને ફારશીમાં **આબેજર** કહેલો છે. "નીરંગ અથવા તરો એ બોલનો અરથ નાપાકી અને પલીદી દુર કરવી અને વીત્રાઇમાં દાખલ થવું એમ થાય છે. તેજ રીતે ફારસીમાં **આબેજર** એટલે સુનાનું પાણી. ફારસીમાં **આબ** એટલે પાણી અને **જર** એટલે સુનું. ત્યારે સુનાનું પાણી એવો અરથ થાય છે.

હવે નીરંગ યાને તરો એમાં શું ગુણ સમાયલો છે. તે જ્યારે આપણે જોઇએ છીએ. ત્યારે તેની કદર આપણે સમજીએ છીએ. જે માણસો તરાથી નાવાકેફ છે તે લોકો જુદું બોલનારા છે. કે એ તો મુતર છે. ગંધાતો છે. અને એ ધરમમાં નથી. આ બોલવામાં કશો ટેકો નથી. પણ તરો વાપરવાને આપણને ઘણા મજબુત આધારો અને ખુદ જરતોસ્તના ફરમાંનો મલે છે. તેથી આજના સુધારાવારાઓ અને નાનાં બચ્ચાંઓને પુરૂં સમજવાની જરૂર છે.

**નીરંગ** યાને તરો દરરોજ સવારના લેવો. યાને વખતસર શરીર ઉપર યા શરીરની અંદર વાપરવો. ઘણો સજાવાર છે. અને તે વિષે આપણા પેગમ્બર સાહેબ અશો જરતોસ્તનું ફરમાંન છે. તેથી નીરંગ યાને તરો વાપરવા વગર બંદગીની અસર પાકીજગી ભરેલી થઇ શકતી નથી. નીરંગ યાને તરો એ ગાયનું અથવા વરશીઆનું કે બળદનું મુતર છે. એજ નીરંગ યાને તરો છે.

આ તરાને ગંધાતો છે એમ રૂપ આપીએ તો તે ખોટું છે. ગાય, વરશીઆ કે બળદનો તરો અને માણસ જાતની પીશાબ યાને **મુતર** એ

બેઉમાં મુકાબલો જોશો તો જમીન અને આસમાન જેટલો ફરક છે. માણુસ જાતનું મુતર રેગીસ્ટ છે. અને ખરાબ ગંધવાળું છે. ત્યારે તેથી ઉલટું ગાય, વરશીઆ કે બળદનું મુતર અતીશે ગુણવાળું છે. ગાય, વરશીઆ કે બળદનો ખોરાક ઘાસ, દાણો, જડીબુટી, અને ખુદરતી પાકેલી નીરમળ પાકીજગી વસ્તુઓનો છે. તેમજ બોલવા વગરના સાચાં વાંછાં રાખનારા છે. ત્યારે તેથી ઉલટું માણુસ જાતનો ખોરાક અનાજ, ગોશ, માછલી, તેવીજ મેળવેલી વસ્તુઓ અને પકાવેલી ચીજોનો છે. તેમજ વચનો રાસ્ત બોલનાર નથી. જેમ ઘાસ, જડીબુટી, ખાઇને ગાવ, અને વરશીઆ કે બળદ પાણી પીએ છે. તેમ માણુસ બી અનાજ, માછલી, અને ગોશ, ખાઇને પાણી પીએ છે. આ બેઉના ખોરાકમાં અને માણુસ અને ગાયમાં કેટલો તફાવત છે તે અકલમંદો વીચારશે. તેથી જેમ માણુસનાં મુતરમાં ગંધ છે. તેમ ઝાડ પાન, જડીબુટી, ખાનારમાં તેવી ગંધ નથી. ઓર માણુસનાં શરીરને તંનદરોસ્તી આપનારાં તત્વો તરામાં સમાએલાં હોય છે.

મારી દલીલના ટેકામાં હું એટલુંજ જણાવીશ કે માણુસનું નરક જેમ વાસ મારે છે. તેમ આ ગોસપંદોનું નરક યાને છાણુ વાસ મારતું નથી. પણ એથી ઉલટું તે ઘણી રીતે તંનદુરસ્તીના ઉપયોગમાં આવે છે. દાખલો લેવો કે ગામડાંમાં તેમજ શહેરોમાં ઘરની જમીન ગાયના છાણુથી લીપવામાં આવે છે. વળી એજ છાણુ સુકાવાથી આપણે તેને છાંણું દાખલ પાક આતસપર બાળીએ છીએ. જેમ સુકાં લાકડાં તેમ સુકાં છાણાં છે. એટલુંજ નહિ પણ એ છાંણાંની રાખથી આપણે આપણા દાંત સાફ કરીએ છીએ. એટલુંજ નહી પણ જો કોઇ માણુસને **કઉઅચ** અથવા સમુદ્રમાંની **જેલીફીશ** કે એક જાતની માછલી લાગવાથી તેને કીર થાય છે. તે કીરના દરદ ઉપર બળદનું છાણુ સારી તરેથી મશલીઉં હોય તો તુરત આરામ થાય છે. છાણુમાં કીર અને અગન નરમ પાડવાનો તેમજ સુજેલા ભાગને સારો કરવાનો ઉમદા ગુણ સમાયલો છે. હવે **તરા** વિષે એમ બી બોલાય છે કે એ તો **ફરમાન** નથી. પણ **રસમ** છે. પણ મારે જણાવવું જોઇએ કે રસમ નથી પણ ખાસ **ફરમાન** છે. મગર જરતોસ્તી દીનનું ફરમાન છે. તે બી દસ્તુર કે દાવરનું નથી. પણ ખુદ જરતોસ્તનું પોતાનુંજ છે. કેમકે આપણા જરતોસ્તના કાયદા મુજબ પહેલા સદરો પહેરવાની આગમજ પહેલાં તેણે નાન નહાવું જોઇએ. તેમાં તેણે તરો પાવોજ જોઈએ અને ચોપરવોજ જોઇએ. તોજ તે દીનદા-

રીમાં આવેલો કહેવાશે. વળી ઇઓજ દાથ્રેગરી મોબેદીનું કામ કરવાને લાયેક થનારને બરસનુંમ લેવું તેમાં તરો મુખ્ય પહેલ્લે છે. ત્યારેજ યોજ દાથ્રેગર બનશે. વળી નસાઓ, ગલીચી અને તેઓમાંથી ખરાબ મરજો નીપજે છે તેને તરા થીજ પાક કરવાનં આપણને ફરમાન મલેછે. અને પહેલાં તરાથી પાક કરીને પછીજ પાણી લેવાનું ફરમાન છે. જેમ આપણે નહાવા બેસીએ તો પહેલાં તરોજ ત્રણવાર આખે બદને ચોપડીને પછી પાણીએ નહાવાનું ફરમાન છે. હવે આપણે * વંદીદાદ કે જે ૧) આખો નુંસકનો સંપુરણ ભાગ છે. તેમાં જોઇએ તો તરોજ આપણી દીનને સાચવનારી પવિત્ર કરનારી ચીજ છે. જેમકે મુએલું છોકરૂં જણનારી ઓરતને નીરંગના ૩, ૬, અને ૯ ટીપાં રાખમાં ભેળીને પાવાનો હોકમ છે. કે જેથી મુએલાં બચ્ચાનું ઝેર તે ઓરતને ચઢે નહિ. ને તેને પાક કરે. વળી તેજ ઓરતને નાવાના ફરમાનમાં પહેલ્લે આખા બદનને તરાથી નાવું. અને પછી પાણીથી નહાવાનું ફરમાન છે.

+ વળી અરકાએલાં કપડાંને પહેલાં તરાથીજ ધોવાનું ફરમાન છે. એટલુંજ નહિ પણ એ ચોખ્ખાં કરેલાં કપડાંને પવીત્રાઇની કીરીઆમાં નહિ લેતા ફકત દસ્તાનવાલીજ વાપરે એમ ફરમાન છે. ÷ અરકાએલાંનાં વાસનો ચોખાં કરવાનેબી પહેલાં તરાથીજ ધોવાને ફરમાન છે. ૪ વળી માણસના તથા કુતરાંના કાલબુદોને જે અરકે છે. તેને પાક કરવામાં પણ તરોજ છે. ૧ વળી બરશનુંમ કેમ લેવું ને તરાનો કેમ ઉપયોગ કરવો. તે સરવેનું બેહાન છે. જરતોસ્તીઓ સવારમાં ઉઠીને પહેલે તરો લઇ તરાની બાજ ભણે છે. તેબી દીનના કાયદાનેજ અનુસરતું છે. ‖ સવારના તરો લીધા વગર પહેલે પાણી વાપરે છે. તો તેને ઘણો ગુનાહ કહેલો છે.

નીરંગ યાને તરો તે શક્તીવાલો એક જાતનો ખાર છે. ઘાસ ચારો ખાનારાં પશુઓના તરા માં **એમોનીઆ** જેને અંગ્રેજીમાં કહે છે. તથા

---

૧ વંદીદાદ પરગરડ ૮

* વંદીદાદ પરગરડ ૫મી તથા ૭મી ફકરો ૬૨થી ૬૫.

+ વંદીદાદ પરગરડ ૭ ફકરો ૩૫, ૩૬, ૪૧, ૪૮.

÷ વંદીદાદ પરગરડ ૭ ફકરો ૮૩–૮૮ ૪ વંદીદાદ ૫–૮ ફકરો ૧૧ થી ૩૦ અને ૭૧ થી ૯૯.

‖ ઘરાની પતેત.

ચુરીઆબી કહે છે. એ નામનાં બે ગુણકારક તત્વો હોય છે વૈદક શાસ્ત્રમાં જણાવ્યા મુજબ શરીરની સુસ્તી તથા નબળાઇ તથા બેહોશીના મરજોને દફે કરવાના ફાયદા તરો ધરાવે છે. વળી જેટલા ગુણો આ પશુ એના તરામાં છે. તેવા બીજા કોઇમાં નથી. * વંદીદાદમાં નાના ગોસ-પંદો તથા મોટા ઢોરોનું નીરંગ યાને તરો વાપરવાને ફરમાન આપેલું છે. વળી હજરત મહમદ પેગમ્બરના વખતમાં આરબ લોકોમાં એક ઉડતો મરજ પેદા થયો હતો. તેના ઇલાજમાં આ પેગમ્બરે તેઓને ઉં-ટડીનો નીરંગ પાવાનું ફરમાવ્યું હતું. વળી એવું કહેવાય છે કે કેટલાં-એક વરસ ઉપર ઇરાનમાં એક વેળા ઉડતો રોગ ફાટી નીકળ્યો હતો. જેથી મુસલમીન, યાહુદી, અને આરમાની, એ લોકોને ઘણું ખમવું પ-ડયું હતું. પણ આપનાં તરા ની આપોને અસર હોવાથી જરતોસ્તીઓને એ મરજની અસર લાગીજ નહિ. વળી રગતપીત નો મરજ બીજી કોમ-વાલાઓને વધારે જણાય છે. પણ આપણાં ટોળામાં નહિ હોવાથી તે તરા નુંજ કારણ છે. વળી બીજાં ઘણાં દરદો તરાથીજ સારાં થાય છે. વ ળી વૈદો યાને ડોકટરો પોતાની દવામાં ગાયના નીરંગ યાને તરા નો ઘણો ઉપયોગ કરે છે. નીરંગ યાને તરામાં એટલા સારા ગુણ છે કે તેવા બી-જામાં નથી. પવિત્રાઇ અને તનદુરસ્તીની બાબતમાં તરો બહુજ ફાયદા-વાળો છે. આપણા સરવેથી પુરાણી જરતોસ્તી દીનમાં જે જે શોધો થઇ છે. તેની સરવે બીજા ધરમવાળાઓએ નકલ કરેલી છે. જો કે જરતોસ્તે બીજી ચીજોને નહી માનતાં નીરંગ યાને તરાનેજ પવિત્ર કરવાને શોધેલો છે. આ વાતની બેવડી ખુબી હાથ આવે છે. પહેલી એ કે જે ગુણકારક તત્વો જરતોસ્તી દીનની પવીતરાઇના અનેક પ્રકારનાં કામોમાં હમેશ રાત દિવસ આવે તેમ પસંદ કરેલું છે. અને બીજી ખુબી એ કે જેમ પાણી સહેલાઇથી મળી આવે છે. તેમ વગર ખરચવે અને સહેલાઇથી આ તરો મળી આ વે છે. વળી તરાથીજ ક્રીઆની પવિત્રાઇ રૂપને એતેકાદ આવે છે. જો કે પહેલા દીનનું એતેકાદ રાખવું એમ ઇચ્છનારે પેલે નાંન નાવાનીજ તલબ દેખાડશે. અને તરો પીવો ચોપડવો અને પછીજ તેને દીનનો એતેકાદ કુદરતીજ ઉત્પન્ન થાય છે. આ તરાનો ચાલ પુરાતન જમાના-થી ચાલતા આવેલા ફરમાનને વળગેલાંજ રહેવું એમાંજ ખરા જરતો-સ્તીપણું કહેવાશે.

* વંદીદાદ પરગરડ ૮ ફકરો ૩૨થી ૩૫ સુધી.

÷ વળી બાંમદાદને વખત સુતો ઉઠીને પહેલો નીરંગ યાને તરો લેવો. અને પછીજ પાણીથી પાદીઆબ કસ્તી કરવી, અગર તરા વગર પાદીઆબ કરે તો તેની કરેલી બંદગી ખુદાની દરગાહમાં કબુલ થાય નહિ.

+ વળી જે ધાતુ નસાથી નાપાક થાય. તેને નીરંગથીજ પહેલાં ધોઇને પછી પાણીથી ધોવું. વળી તેમાં લખે છે કે સુનાંને એકવાર, રૂપાંને બેવાર, કલાઇ તથા પીતળને ત્રણવાર, લોઢાંને ચારવાર, અને પત્થરને છવાર, નીરંગથી ધોઇને પાક કરવું. અને જે કંઇ લાકડું કે ઠીકરૂં અડકાએ તે પાક થાય નહિ. તેને ધોઇ લેવુંજ નહિ. પણ તેને નાંખી દેવું.

† વળી જરતોસ્તી દીનની રાહે કીધેલાં વરશીઆનો નીરંગ યાને તરો લેવો સજાવાર છે. **અવસ્તા ગોમેજેમ ગઉઓ દાએતીઆઓ એશઆપેમ મજદ દાએતીઆઓ** એનો અરથ—ગાય યાને વરશીઆના નીરંગ યાને તરાથી બદનને ખુબ ધોએ અને પછી પાણીથી ખુબ ધોએ અવસ્તા **દઓજદાત બોન વહુમનો દઓજદાત બોન મશીઓ.** એનો અરથ—પાક થાએ બહતર મનશાનીનો મરદ અને પાક થાએ રીમની અને અજુરદે થએલો મરદ.

આ ઉપરથી ચોકસ ઠરે છે કે નીરંગ લેવાનું ખાસ હોરમજદની તરફનું ફરમાન છે. નીરંગ યાને તરો લેવાથી નબળાઇ, બેહોશી, રગતપીત, કોડ, ખુજલી, હરસ, અને બલોર, એ વીગેરે બીજા ચેપી રોગ જે એક એકને ઉડે છે. તે રોગ તરો લેનારને ઉડતો નથી. ઉપર જોયું તેમ જેટલો ગુણ તરામાં છે તેવો ગુણ બીજા કોઇમાં નથી. વળી ખરા જરતોસ્તી તરીકે ઓળખાવનારા અને ખરાં ખોટાંની કસોટી પારખવાની એક ઉમદા ચીજ છે તે તરોજ છે. જે સખશ તરો યાને નીરંગ નહિ વાપરે તો તે સખશ ગુનેગાર ઠરે છે. નીરંગ યાને તરો લીધા વગર જે બંદગી કરે તો ખોદાની દરગાહમા કબુલ થઇ શકે નહિ.

વળી તરો યાને નીરંગ ઉપર એવી સરવેથી મોતેબર કીરીઆ થાય છે કે તેથી કરીને આપણી દીનનો પાયો સચવાય છે. અને એ મોતેબર

÷ સદદર ૫૪ દરવાજો.

+ સદદર ૯૨ દરવાજો.

† વંદીદાદ પરગરડ ૧૯.

કીરીઆનો નીરંગ કદી બગડતોજ નથી. જેમ એ કીરીઆથી નીરંગ બગડતો નથી, તેમ મરનાર જરતોસ્તી માણુસોને પહેલવેલે તરાનીજ કીરીઆથી તે મરનારના ખાકી તનને પવીતર કીરીઆ કરીને સંજોગે છે. તેમજ તેના ખાકી તનને ઠેકાણે પાડવામાંબી તરોજ કામ કરે છે. જો આવી જગે તરો નહિ હોય તો દીનના કાયદે તેમ ચાલેજ નહિ.

જો જીવતો શખસ તરાને નાપસંદ કરે પણુ આખરે તરાથીજ તેનું ખાકી તન ઠેકાણે પડે છે. તેમજ તરો યાને નીરંગમાં બીજો શું ગુણ છે તે તપાસો. * મથુરાં દેશની વસ્તીમાં **રામરાહુ** નામનો એક જોશી મહા પંડિત ૯૦ સને ૧૫૦૪માં થઇ ગયો. તેને ત્યાં ૧ વરશીઓ યાને સફેદ ગોધો હતો. તે વરસીઓ લીલું ઘાસ તથા સારા પાલા અને જડી બુટી વગર બીજું કંઇબી ખાતો નહિ. તેને ત્યાં યાને પેલા **રામરાહુ** પંડિતની આગળ દરરોજ ઘણા દરદીઓ આવતા. તેમાં ખસુસ કરીને કોઢવાળાં, તથા સડેલાં માંસવાળાં, તથા લંગડાં, અને આંધળાં, આવતાં તેને યાને દરદીઓને ફકત પેલા વરસીઆનુ યાને ગોધાનું મુતર અથવા તરો આપતો. તે તરો કોઇને ભરવા તો કોઇને તેના પરમાણમાં પીવા આપતો. તેથી પેલા દરદીઓ નીરંજન થાતા ને સારૂંજ થતું. એમ ઘણા વખત સુધી તરાથીજ તે પંડિત ડોકટરપણું કરતો. એક વખત બીજો શખસ તે ગોધાને ચોરી લઇ જઇને તેને જગે બીજો તેના જેવોજ મુકી ગયો. જેવો પેલા પરેજગાર પંડિતે પોતાનો **વરસીઓ** ચોરી લઇ જવાનું જોન્યું. અને તેની જગ્યાએ બીજો તેવોજ મુકી ગયાનું જોયું. ત્યારે તેને પોતાની પરહેજગારીથી પેલા બીજા વરસીઆના તરાથીજ દરદીઓને હમેશ મુજબ સારાંજ કરતો હતો. તેને પુરેપુરી ખાતરીજ હતી કે ખુદ ગાય, ઢોરના તરામાંજ ગુણ છે. તેથી મારો ગોધો બદલી લીધો તો શું થયું. પણુ જેમ સારા ડોકટરને નાડીની પુરી સમજ હોય છે. તેમ તરો નાનાં મોટાં માણુસને કેટલો આપવો તેમજ તેનો બાંધો વપાસી વધારે ઓછો આપતો તેથી તેની ફતેહજ થતી. પણુ પેલા ચોરે શું કીધું કે માણુસને તેની શખતી ઉપરાંત કે ઓછો ઉપયોગ કરવા માંડયો તેથી તે આખરે નીષ્ફળ થયો. ને સાંમો રૂશવા થયો. ત્યારે આખરે પસેમાણુ થઇને

* ધનજી પાદરીનો જવાબ.

પેલા **રામરાહે** પંડિત આગળ આવી પોતાના ગુનાહની માફી માગી. ત્યારે પેલા પંડિતે કહ્યું કે તારૂં આકીન બરાબર રાખીને તરો વાપરતે તો તુનેબી ખોદાથી ફતેહ થતે. તે મુજબ આકીન રાખી રોજ તરો લેવો. અને તેનો ચોકસ ઉપયોગ કરવો. *

+ બાંબદાદે ઉઠીને તરો યાને નીરંગ લેવો. અગર કદાચ નીરંગ નહિજ મળે અને દેશાવર તેવા કારણોથી નહિ મલે તો લીંબુ અથવા ઝાડનાં પાંદડાંનો રસ લેવો. એ વીશે સદદર કેતાબમાં જણાવેલું છે.



* ધનજી પાદરીના સવાલનો જવાબ.
+ સદદર ૮૪ દરવાજા.



# દસ્તુર હઝરત આઝર કએવાન,

# અને તેના શાગેરદો.



દશતુર હઝરત અઝાર કએવાનની માનું નામ **શીરીન** અને શીરીનના બાપનું નામ **હોમાંઈઉન** એ પાદશાહ નોશેરવાન આદેલની ઓલાદમાં હતો. દસ્તુર હઝરત આઝર કએવાંને પોતાની પાંચ વરસની ઉંમરમાંથી થોડું ખાવાની અને રાતના ખોદા તાલાની બંદગીમાં જાગવાની આદત પાડી હતી. એ દસ્તુર હઝરત આજર કએવાન ૨૮ વરસ સુધી બંદગી કરવા બેઠો હતો. અને ત્યાર પછી ઇરાનની જમીનમાંથી નીકળીને હિંદુસ્તાનમાં આવ્યા હતા. અને ગુજરાતના **પતણા** નામના શહેરમાં ઘણા વરસ સુધી રહ્યા હતા.

**ફરજાને બહેરામ** નામના દાંનાવે **શારસ્તાન** નામની કેતાબ બનાવી છે તેમાં લખીઉં છે કે જે દસ્તુર હઝરત આજર કએવાને બંદગી યાને પહેલાં તપ કરવા માડ્યું તેથી દુનીઆની તમામ હસ્તી જાણી અને સરવે ઇલમ હાંસલ કીધો.

દબેસ્તાન કેતાબનો જોડનારો એક **શઇઅદ ઈમામ** હોશેનની ઓલાદનો શીરાજ શહેરનો રહેનારો આરેફ નામનો હતો. તેનાથીં સાંભળીઉં જે કે કોઇ બે મુસલમીન સખશો ઘણાએક કાબેલ હતા. તેઓ બંને જણા એક દહાડો દસ્તુર હઝરત આજર કએવાનને મલવા ગયા પણ હઝરત આજર કએવાનની કાબેલીઅત વિષે ચોકસ સમજીઆ નહિ. તેથી તેઓ **આજર કએવાનની** બદબોઇ કરવા લાગ્યા. તેવામાં બેઉ સખસોનો ઉસ્તાદ હતો. તે જાતે મુસલમાન હતો. તે શખ્સ એક દહાડે રાતના રીઆજત કરતામાં એકાએક બેહોશ થયો. અને તે બેહોશીમાં તેઓના પેગમ્બર **મહમદ** નું નુર ભરેલું મોઢું જોયું. મહમદે કહ્યું કે તારા જે બે મુરીદ છે યાને ચેલા છે. તે દસ્તુર કએવાનની બદગોઇ કરે

છે. પણ દસ્તુર આઝર કએવાન કામેલ અને પુરો પહોંચેલો છે. તેમજ ગેબી નુરને જોનારો છે. અને દાનાઇમાં સરવેથી ચઢતો છે તેઓ તેની બદગોઇ નહિ કરે. અને તેને સરવેથી મોહો જાણે આટલું બોલી તે ઉસ્તાદને કહ્યું કે તું બી દસ્તુર આઝર કએવાનની ખીજમતમાં રહે. જ્યારે પેલો ઉસ્તાદ ખાબમાંથી હુશીઆરીમાં આવ્યો. ત્યારે **સઇઅદ આરેફ** કહે છે જે મને તે ઉસ્તાદ ઉઠીને કહેવા લાગ્યો જે દસ્તુર આઝરકએવાન એ શહેરમાં કોણ છે. સબબે કે ખોદાના **પેગમ્બર મહમદે** તેની ઘણીએક વખાણ વાને તારીફ કીધી છે. અને મને તેની પાસે જવાનો હુકમ કીધો છે. ત્યારે સઇઅદ આરેફ તે ઉસ્તાદની સાથે દસ્તુર આજર કએવાનને ઘેર જવા નીકળીઓ. થોડોએક રસ્તો ચાલવા પછી રસ્તામાં ભુલા પડીઆ. તેવામાં એક **ફરહાદ** નામનો દસ્તુર હઝરત આઝર કએવાનનો શાગરીદ આવી પહોંચ્યો. અને કહેવા લાગ્યો જે મારો ઉસ્તાદ તમને બોલાવે છે. તમુને રસ્તો માલુમ નથી તેથી મને સામે તેડવા મોકલ્યો છે. પછી જયારે **ફરહાદની** સાથે દસ્તુર આઝરકએવાનની ખીજમતમાં આવી પહોંચીયા; ત્યારે ઉસ્તાદે એમ ધારીઉં જે હું પહેલો આઝર કએવાનને સલામ કરીશ. પણ તેમ તેનાથી પહેલાં સલામ થઈ શકી નહી. પણ પહેલો તો **આઝર કએવાને** ફારસી જબાનમાં સલામ કીધી. ત્યાર પછી **અરબી** જબાનમાં વાત કરવા લાગ્યા. પેલા ઉસ્તાદે ખાબમાં જોયું હતું તે સરવે વાતો દસ્તુર આઝર કએવાને પેલા ઉસ્તાદના બોલીઆ વગર કહી સંભળાવી. ત્યાર પછી આઝર કએવાને કહ્યું કે એ વાત કોઇને જણાવશો નહી. અને એ ભેદનો પરદો ઉઘાડશો નહી. એ દસ્તુર આઝરકએવાન દુનીઆના લોકથી ઘણો ખરો કમ મળતો હતો.

ફરજાને બહેરામે **શારેસ્તાન** નામની કેતાબ બનાવી છે તેમાં લખેલું છે જે દસ્તુર આઝર કએવાન કહેતો હતો જે મારા **રવાનનો** મેલાપ તન સાથે જે મીશાલે જાંમાનો તન સાથે છે. તે મીશાલે છે. કારણ કે જયારે હું ચાહું ત્યારે **રવાનને** તનથી છુટું કરૂં. અને જયારે ચાહું ત્યારે પાછું તનમાં દાખલ કરૂં એટલે **ખલ્લે બદન** કરૂં છું.

દસ્તુર આઝરકએવાન પોતાની ૮૫) વરસની ઉમરે પટણા શહેરમાં સને ૧૦૨૭માં મરણ પામ્યો. હીજરી સને લખવાનું કારણકે તે વખતે મહમદી રાજ્ય હતું.

* હવે બીજો **ફરજાને બહેરામ** એ ફરહાદનો છોકરો છે. એ

* દબેસ્તાન.

ફરજાને બહેરામ ગોશવાદના ગોદરેજની ઓલાદનો હતો. તે શીરાજ શહેર માંથી નીકળી **પીના** શહેરમાં આવ્યો હતો. **દસ્તુર આઝર કએવાન ની** ખીજમતમાં એલમ, નજુમ, ફારસી, પહેલવી, તથા આરબી, જુબાનમાં દીનઆઇનાં એલમમાં તથા બીજી તમામ એલમોમાં ઉસ્તાદથી ઘણો કાબેલ થયો હતો.

એણે **શારેસ્તાંને ચેઆર ચમન** નામની કેતાબ બનાવેલી છે. તેમાં પોતે લખે છે કે આતશ, બાદ, ખાક, અને આબ, એ ચાર ચીજથી જે દુનીઆ પેદા થઇ છે. એ સરવે હું હઝરત આઝર કએવાનથી અને તેની મદદથી સમજીઓ અને પહોંચ્યો.

એ ફરજોને બહેરામ એક વખતે અઝરત આઝર કએવાન આગળ ઉભો હતો. ત્યારે તેણે દીલમાં ધારીઉં જે મારા દીલનો ભેદ વગર બોલવે દસ્તુર આઝર કએવાન મને કહે. ત્યારે તેમ આઝરકએવાને વગર બોલવે કહયો. એ કેતાબમાં એમ કહે છે જે ફરજાને બહેરામ જાહેરમાં દેખાઇતો વેપારી હતો. એ ફરજાને બહેરામ લાહોર શહેરમાં બેહસ્તનશીન થયા હતા.

+ ત્રીજો મોબેદ હોશીઆર એ તેહમતન રૂસ્તમની ઓલાદનો હતો. તેણે એક **શરોદ મશાતાન** નામની કેતાબ જોડેલી છે. એ સખશ ઘણો હુશીઆર હતો. એ મોબેદ હોશીઆર દસ્તુર અઝરત આઝરકએવાન તથા તેના શાગેરદો આગળ આવી પહોંચીઓ હતો. એ પહેલી રાતથી તે બામદાદ સુધી તમામ રાત **મોરદે ખોશાપ** સુતો હતો. તેથી એપણ એજ મુજબ સુતો. **મોબેદ હોશીઆર** સને **૧૦૫૦** હીજરી મુસલમાની વરસમાં અકબરઆબાદ શહેરમાં બેહેસ્તનશીન થયો હતો.

+ ચોથો મોબેદ **હોશ** એ જામાસ્પ હકીમની ઓલાદમાં હતો. દબેસ્તાન કેતાબનો જોડનારો કહે છે જે સને **૧૦૩૬** હીજરી મુસલમાનીના વરસમાં **કાશમીર** શહેરમાં મોબેદ હોશ મલીઓ હતો. એ સખશ હાથનાં આંગળાં ઉપર તમામ બદનનો ભાર જીલીને ઉભો રહેતો હતો. તે અરધી રાતથી તે સવાર સુધી ઉભો રહીને બંદગી કરતો હતો. એ **મોબેદ હોશે** ઘણી કેતાબો જોડેલી છે. જેવી કે **નોશાદારૂ, સીકનગબીન** અને **જરેહસ્તઅફસાર** વગેરે.

---

+ દબેસ્તાન.

+ દબેસ્તાન.

* પાંચમો મોબેદ શરેશ એની ભુનીઆત બાપની તરફથી હઝરત જરતોસ્તની ઓલાદની હતી. અને માના તરફથી જામાસ્પ હકીમની ઓલાદની હતી. એ સખસ ઘણો ખબરદાર અને પહોંચેલો હતો. એ અરબી, ફારસી, અને હિંદી, જબાન જાણુતો હતો. અને ઘણોજ પરેજગાર હતો. અને તમામ રાત બંદગી કરનાર હતો. અને એ અઝરત આજર કએવાનની ખીજમતમાં આવીને કેટલીક એલમ શીખ્યો હતો. એ દુનીઆના લોકોથી દુર રહેતો હતો. દબેસ્તાનનો બનાવનાર કહે છે કે **મહમદ મોહશન** નામનો શખસ મને કહેતો જે મેં ૩૬૦ સવાલો યાને તકરાર ખોદાને સાબેત કરવાને **મોબેદ શરેશને** મહોંડે સાંભળી હતી. તેમજ મોબેદ શરેશની કરામત એવી હતી જે એક ગુમ થએલી ચીજને પેદા કરવી. અને એક ચીજ મોંહડાં આગળ હોય તેને એકાએક ગુમ કરવી. અને એક કાગળ બીડેલું હોય તેની બીના વગર જોવે અને વગર વાંચવે કહેવી અને ઘણા દહાડાની મંજલને થોડા દહાડામાં કાપવી. અને લોકોના ભેદ કહેવા. અને એકજ વખતે ઘણાંએક જગાએ દેખાવું. જે વખતે આપણી આગળ બેઠેલો હોય તેજ વખતે ૧૦૦ કોશ ઉપર બીજા આદમીઓની નજદીકમાંબી બેઠેલો દેખાય. તે જાનવર, ઝાડ, પથર એ સરવેની બોલી સમજતો હતો. અને બેઠાં બેઠાં ખાણું પીણું પેદા કરતો. અને પાણી ઉપર, હવામાં તથા આતશમાં, ચાલતો હતો. એવી એવી બીજી ઘણી કરામતો કરતો હતો.

દબેસ્તાનનો જોડનાર કહે છે જે સને **૧૦૩૬** હેજરી મુસલમાની વરસમાં **કાશમીર** શહેરમાં મોબેદ શરેશ મને મળ્યો હતો. અને કહે છે જે **શીદુશ** નામનો એક શખશ હતો. તેને એક ગુલામ **ફતેહકારી** નામનો હતો. તે ગુલામ ઘણોએક કાબેલ, પરહેજગાર અને દાનાવ હતો. તે કહેતો હતો જે ઘણીએક વખત **મોબેદ શરેશે** મારા દીલનો ભેદ કહયો હતો.

છઠો ઇઅજદાન શતાએ. એ મોબેદ શરેશનો શાગેરદ હતો. એ ઘણો દાનાવ હતો. એ પણ બંદગીના જોરથી ઘણાએક ચમત્કારો કરી બતાવતો હતો. એક દિવસ મોબેદ હોશીઆરને થોડાએક રૂપીઆની જરૂર પડી. ત્યારે તે **મોબેદ શરેશના** શાગેરદ **ઇઅજદાન શેતાએ** પાસે ગયો. અને પોતાની ગરજની હકીકત કહી સંભળાવી. ત્યારે ઇઅજદાન શેતાએ હાથ લાંબો કરીને ભાગેલાં ઠીકરાંનો કકડો ઉંચકયો

* દબેસ્તાન.

અને તેના ગોળ ૨૦ કકડા બનાવી તેની ઉપર ફુંક મારી તેથી તે ૨૦ કકડાની ૨૦ સોનાની મહોર થઇ ગઇ. પછી તે મોબેદ હોશીરને આપી અને તે તેના ખરચમાં ચલાવ્યા. મોબેદ હોશીઆર કહેતો હતો કે **ઈઅજદાન શતાએ** કોઇ વખત પોતીકા ઘરમાં એવું કરતો જે જે કોઇ તે ઘરમાં જઇને જોતું તો તે ગરમા **અફતાબ** નજરે આવતો અને **ઈઅજદાન શતાએ** જ્યારે પોતાના દોસ્તો સાથે બેસતો. ત્યારે એવો દેખાતો જે ગોયા મગરમછ બેઠેલું હોય તે તમામ મજલેશ લોકો ને ખાવાનો ઈરાદો કરતો હોય તથા લોકો બીને ધ્રુજી નીકળતા **ઇઅજદાન શતાએ** પોતાની પાઘડીને આતશમાં નાંખતો પણ બળતી નહિ યાને સલામત રહેતી અને કોઇ વખત બેઠો બેઠો હાથ હિલવી યાને કાંઇ પઢીને નજર આગળથી એકાએક ગુમ થતો. અને કોઇ વખત હવા ઉપર નજરે આવતો અને કહેતો જે હું તમારી આગળ બેઠેલો છું પણ તમોને એવો દેખાઉં છું **અનુશનો** છોકરો **શીદુશ** કહેતો જે એક વખ તે હું **ઇઅજદાન શેતાએની** આગળ બેઠેલો હતો. તે વખતે તેણે એક પાણીની તસ ભરીને તે મધે **ચેરાગ** સળગાવ્યો કે તુરત કેટલાએક **મોર** તે જગાએ પેદા થયાં અને પાણીની તશમાં ડુબકી માર વા લાગ્યાં ત્યાર પછી તે મોર નાચવા લાગ્યા જે તમાશો જોઇ હમો ઘ ણાં હેરત થયા વલી એમ કહેવામાં આવે છે કે **ઈઅજદાન શેતાએ** આતશની ચેહ રોશન કરી તે મધે બેસીને ખેલ કરવો દબેસ્તાન કેતાબ નો જોડનારો કહે છે જે **ઈઅજદાન શતાએ** આતશ ખાતો મેં મારી નજરે જોએલો છે. ઇઅજદાન શેતાએ સુતેલા આદમીની છાતી ઉપર એક ચીજ એવી મુકતો જે તે આદમી જે કંઇ આપણાં દીલની મુરાદ હોય તેના જવાબ ઉંગમા દેતો.

÷ મોબેદ ખોદાજોએ **હેરાત** શહેરનો રહેનાર હતો. તે ઘણાં વરસ સુધી બંદગી તથા દાનાવ લોકોની ખીજમતમાં હતો. તે કહેતો હતો જે મેં એક દહાડો ખોઆબ જોયો. કે તમામ ખેદાના લાલ તથા **ઓલીઆ** લોકો એકઠા થઇ મારી આગળ આવીને કહેવા લાગ્યા જે કોઇ સાફ ઢીલનો ને વગર કીનાનો દીન મહજબની અદેખાઇ નહી રાખે તેવો પી ર યાને ઉસ્તાદ શોધી કાઢુ ત્યારે કેટલાક વરસ સુધી મેં શોધ કીધી પણ તેવો કોઇ મળીઓ નહિ. ત્યારે ફરીથી મેં **ખોઆબ** જોયો. કે

× દબેસ્તાન.

દસ્તુર અઝરત આઝર કએવાન નામનો એક મરદ વગર કીનાનો નીખાલેશ દીલનો છે. તે ઇશતખરના પારસ શહેરમાં છે. ત્યારે ફરજાને ખુશી નામનો દસ્તુર અઝરત આઝર કએવાનનો શાગરીદ હતો. તેની મારફતે હું દસ્તુર અઝરત આઝર કએવાંનની ખીજમતમાં પહોંચીયો. મોબેદ ખોદાજોએ અરબી તથા ફારશી, એલમમાં કાબેલ અને ફાજેલ હતો. સારી રાત બંદગીમાં મશગુલ રહેતો હતો. અને કદીપણુ રાતના સુતો નહી. અને ચીઆર પહોર સુધી પોતાનો દમ બંધ કરતો હતો અને દરરોજ ખાનુ ઘણું કમ ખાતો અને જુઠું બેજા બોલતો નહી. જે કંઇ બોલતો તે ભેદ ભરેલું અને દાનાઈ ભરેલું બોલતો. પણ તે કોઇના પુછયા વગર બોલતો નહી. અને દસ્તુર અઝરત આઝર કએવાને જે કાંઇ ખોદાઇ ચમતકાર જોએલા તેની હકીકતની એક કેતાબ પોતે દસ્તુર અઝરત આઝર કએવાંને જોડેલી છે તે કેતાબ ઉપર મોબેદ ખોદાજોએ પોતે જાંમે કેખોશરો નામની એક શરેહે લખેલી છે. તેથી તે બેતોની કેતાબનો ખુલાશો આજે આપણાં જાણુવામાં આવે છે. દબેસ્તાન કેતાબનો જોડનારો કહે છે જે સને ૧૦૪૦ હીજરી મુસલમાની વરસમાં કાશમીર શહેરમાં મોબેદ ખોદાજોએ મને મળ્યો હતો. અને એજ વરશમાં દાનાઇ અને કાબેલીઅતથી ભરેલો મોબેદ ખોદાજોએ બહેસ્તનશીન થયો હતો.

+ મોબેદ ખોશી એ બજમઘા નામની એક કેતાબ બનાવેલી છે. તેમાં અઝરત દસ્તુર આજર કએવાનના તમામ શાગેરદોનો મરતબો તથા હકીકત લખેલી છે. તે મધે પોતે લખી જણાવે છે કે જુવાનીના વખતમાં મારી ખુશી એ હતી જે કોઇ પીર યાને ઊસ્તાદ શોધી કહાડું. ત્યારે ઇરાન, તુરાન, રૂમ, અને હીંદુસ્તાનના, તમામ શહેરો મધે જે કોઇ મુસલમાન, હીંદુ, આરબી, તથા યાહુદી, લોકોના શેખ યાને પીર હતા. તે સરવે પાસે હું ગયો ત્યારે તે સરવે લોકોએ કહ્યું જે તમારી દીન મુકીને અમારી દીનમાં આવ. પણ મારૂં દીલ પોતાની દીન મુકીને બીજાની દીનમાં જવાંનું નહિ. કારણ કે મારા દીલમાં જે મતલબ યાને મોરાદ હતી તે કાંઇ તે લોકોથી બર આવી નહિ. પછી મેં જોયુ કે આ લોકોની તમામ વાતો હસરત ભરેલી છે. અગર તે શેખ, પીર લોકો પોતાને સાફ દીલના અને વગર કીનાના

+ દબેસ્તાન.

કરીને કહેતા હતા. અને પોતે પોતાની ઘણી એક વખાણ કરતા હતા. પણ મારૂં દીલ કાંઇ તે લોકો ઉપર લાગ્યું નહિ. ત્યાર પછી મેં એક દહાડે ખોઆબ જોયો કે એક મોટો દરીઓ છે. અને તે દરીઆની આસપાસ કેટલાંએક નદીનાળાં લાગેલાં છે. અને તે નદીનાળાં નું પાણી પણું એક ફરીને પાછું તે મોટા દરીઆમાં જાય છે અને તે નદીનાળાં મોટા દરીઆને મળેછે. ત્યારે હું તે મોટા દરીઆને મુકી પેઆશો હતો તે નદી નાળાંનું પાણી પીવા ગયો તે નદીનાળાનાં કીનારા ઉપર ગણોએક ચીકણો અને ગંદો કાદવ કે જે મધે આદમી પગ મુકે તો માથાં સુધી ગળી જાય તેવો હતો તેથી કરીને તે પાણી નજદીક જઇ ન શકયો. ત્યારે હું નાચાર થઇ પાણી પીવાની ફીકરમાં પડયો. તેટલાંમાં હોશ યાને અકકલ આવી મને કહેવા લાગી જે તું ખોદા પાસે માગ કે જે તને મોટા દરીઆના પાણી આગળ પહોંચાડે. તેટલાંમાં મારે કાને એકાએક અવાજ આવ્યો કે આ આદમી મોટા દરીઆને મુકીને પાણી વાસ્તે નદીનાળાંની પછવાડે શા માટે ખરાબ થાય છે. તે અવાજ સાંભળી હું તરતજ દરીઆની તરફ ગયો. પછી મુબારક ફરેસ્તાએ મને બશારત આપી અને કહયું જે એ મોટો દરીઆવ તે દસતુર અઝરત આઝર કએવાન છે. ત્યારે હું સમજ્યો જે એ નદીનાળાંને કિનારે જે કંઇ ગંદો કાદવ છે. તે એ વાસ્તે જે બીજા સરવે શેક પીર લોકો **તઆશાબ** યાને અદેખાઇ તેમ જ કીનાની નદી છે, તે નદીના કીનારા ઉપર જે કોઇ જાય તે અદેખાઇના કાદવમાં ફસે. હવે જ્યારે મારી મુસ્કેલી આંશાંન થઈ ત્યારે હું **મોબેદ ખાદાજોએની** મારફતે મોટા દરીઆવ જે દસ્તુર અઝરત આઝર કએવાન હતો. તેની ખીજમતમાં પહોંચ્યો. અને જે કંઇ હું શોધતો હતો તે મને મળ્યું.

+ નવમો ફરજાને બહેરામ દસ્તુર અઝરત આજર કએવાનની ખીજમતમાં હતો. એને **ફરહાદની** પાસેથી એલમ શીખી કાબેલ થયો હતો. અને **અરેજંધ** નામની કેતાબ બનાવી છે. એ ઘણાએક ઇલમવાળો અને કાબેલીઅતને પહોંચેલો હતો. પણ દુનીઆના લોકોથી દુર અને ખોદાતાલાને મળતો હતો. અને અરબી, ફારસી, ફીરંગી. અને હીંદી, બોલીમાં ઘણો કાબેલ હતો. શેખ શાહબુદીન મકતુલ નામના એક દાનાવ મુસલમાને એક **હોકમતની** કેતાબ અરબી જુબાનમાં બનાવેલી છે. તે કેતાબનો **ફરજાંને બહેરામે** ફારસીમાં તરજુમો કીધેલો છે. ફરજાંને

+ દબેસ્તાન.

બહેરામે કેતાબો લખીને પોતાનું જુજ ગુજરાન ચલાવતો હતો. અને તમામ રાત બંદગી કરતો હતો. પણ રાતના હરગેજ થઇને સુતો નહી. દબેસ્તાનનો બનાવનાર કહે છે જે મેં એક દહાડે **મોબેદ હોશીઆર** શાથે લાહોર શહેરમાં **ફરજાને બહેરામને** જોયો. અને તમામ રાત હું તેની પાસે બેસી રહયો. પછી સવારથી તે સાંજ સુધી મોબેદ હોશીઆર તેની આગળ બેઠો હતો. પણ હમો બંને જણાએ જોયું કે **ફરજાને બહેરામ** પછાડે પગ કરી ઉગમણી તરફ મોહું કરી એવો બંદગીમાં બેઠો હતો. કે તમામ રાત અને દહાડો બોલીઓ નહિ. અને બંદગીમાં મશગુલ રહયો. એવું ઘણીએક વખતે જોવામાં આવ્યું હતું. વળી કહે છે જે કોઇ વખત બે ત્રણ દહાડા સુધી એવો બંદગીમાં બેશતો કે ખાણું બી ખાતો નહિ. તેમજ પાણી બી પીતો નહિ. અને પીઠ જમીન સાથે બી લગાડતો નહિ. અને તે દુધ પણ બે ત્રણ દહાડે પીતો. સને ૧૦૪૮ હીજરી મુસલમાની વરસમાં ફરજાને બહેરામ **કાશમીર** શહેરમાં બહેસ્તનશીન થયો.

+ ૧૦ મોબેદ **પરશતાર પટણા** શહેરમાં જનમીઓ હતો. તેનો બાપ **ખોરશેદ ઇસ્પહાન** શહેરનો રહેનારો હતો. મોબેદ **પરશતાર** ઘણોએક પાકમરદ હતો. અને પાક પરવર દીગારની મદદથી થોડી ઉમરમાંથીજ ખોદાતાલાની બંદગીમાં પુરો પહોંચીને દસ્તુર અઝરત આજર કએવાનની ખીદમતમાં પહોંચીઓ હતો. એણે અરબીનો એલમ, તથા દાનઈ, કાબેલીઅત, તથા ઈનસાનીઅત અઝરત આજર કએવાનના શાગેરદોથી શીખ્યો હતો. એણે ઘણી ખરી મોબેદ **શરોશ**ની ખીદમત કરી હતી. એણે **વીજે મોબેદી** નામની એક કેતાબ બનાવી છે. એ પહેલી રાતથી તે બામદાદ સુધી **કપાલ આસન** યાને માથું નીચે અને પગ ઉપર કરીને ઉભો રહેતો. અને બંદગી કરતો. સને ૧૦૪૯ હીજરી મુસલમાની વરસમાં દબેસ્તાન કેતાબ જોડનારને કેશમીર શેહેરમાં મોબેદ પરશતારને મળ્યો હતો.

+ ૧૧મો મોબેદ **પીશકાર**નોબી જનમ પટણા શહેરમાં થયો હતો. એ મોબેદ પરશતારનો નાનો ભાઇ હતો. એ શખશ હિંદુસ્તાની રાગ રાગણી, બેતો, શેરો તથા દોહેરા જોડવામાં હિંદુસ્તાનના લોકોમાં એક કાબેલ હતો. અને દસ્તુર અઝરત આજર કએવાન તથા તેના શાગેરદોની

+ દબેસ્તાન.

+ દબેસ્તાન.

ખીજમતમાં ઘણોએક વખત સુધી રહયો હતો. પણ તે **મોબેદ શરોશ** ની ખીદમતમાં ખોદાઇ બંદગી કરવા શીખ્યો હતો. એ દુનીઆના લોકો- થી છુટો અને વેગળો રહેતો. અને કોઇ ધરમ અને દીનના મજબના કજીઆખોર લોકથી ઘણોએક દુર નાસતો હતો. અને કોઇ મઝહબને જુડો યા ભલો કહેતો નહિ. સરવેને સરખું જાણતો. એ પોતાના વડા ભાઇ મોબેદ **પરસતાર** સાથે કેશમીર શહેરમાં આવ્યો હતો. અને ત્યાંથી **પોતા શહેર**માં રવાના થયો હતો. **મોબેદ પરશતાર** દમ બંધ કરવામાં ઘણો પહોંચેલો હતો. તે ઘણીએક વખતે દમ બંધ કરીને બે પહોર સુધી પાણીમાં ડુબકી મારતો હતો.

દસ્તુર અઝરત આજર કએવાનની શાગેરદીમાં બીજી પરકોમવાળાઓએ પણ કરેલી છે.

મુસલમાન ૩. (૧) **મહમદઅલી શીરાજી** શાહ ફતેઅલીશાનો નીમાણીઓ. (૨) **મહમદ સઈઅદ ઇસફહાની** ઉસઇદ હજરત (૩) **ઇમામ હોશેનની ઓલાદનો આશુબેગકરમાંનલ.**

યાહુદી બે. પહેલો **મુશા** અને બીજો **હારૂન**

ફીરંગી ૧ **અનતોન પશોઆ દફરહાજ**

રામભટ ઋષિ કાશીનો બ્રાહ્મણ. **ક્ષત્રી રામચંદ્ર.**

આપણા ધરમમાંથી બીજા ધરમવાળા શીખીને તે લોકની ભાષામાં લખાણ કરેલાં હોય. એમ અનુમાન લઇ શકાય.





# યોઝદાથ્રેગર, અથ્રોનાંન, આથ્રવન, શર્વેથી ચઢતા દરજ્જાવાલા છે.



આપણી જરતોસ્તી દીનમાં અથવા બીજા ધર્મવાળાઓને જોઇશું તો ધર્મની ક્રીયા કરનારા, ધર્મને સમજાવનારા, મરણ જીવનની ક્રીયા કરનારાઓ છે; કોઇ પ્રજા ક્રીયા વીનાની નથી.

આપણી જરતોસ્તી દીનમાં દીનને આરાસ્તગી આપનારા મહાપુરૂષો થઇ ગયા છે. આ મહાપુરૂષોમાં જે હોરમજદની શકતી પુરેપુરી જાણનારા ઓને **પેગમ્બરો** તરીકે ગણી ગયા છે. આ પેગમ્બરો પછીના તેના શાગ્રેદો યાને તે અથ્રોનાંન વર્ગો છે.

હવે આપણે ઘણી જુની તવારીખ જોશું તો તેમાં **જમશેદ** છે એના રાજ્યમાં **અથ્રોનાં**નોના વર્ગને પહેલો ગણેલો છે

૧ અથ્રોનાંન ૨ રથેશતાર ૩ વાસ્તરીયોશ ૪ હુતોખ

આ ચાર વર્ગો જમશેદે બનાવ્યા છે. તેજ રીતે હિંદુ **મનુની** ધારા પોથીમાં પણ ચાર વર્ગો મલે છે. જેમકે ૧ ગોર એટલે બ્રાહ્મણ, એટલે મગજશકતીવાળા ૨ લડવૈયા એટલે છાતીના કામવાલા ૩ ખેડુત એટલે ખેતીવાલા. ૪ શુદ્ર એટલે અનાર્ય યાને મજુરી કરનાર.

ઉપર જોયા તે ચાર વર્ગો કંઇ થોડા કાળના નથી. પણ હજારો વરસના છે. હવે **જમસેદે** જે ચાર વર્ગો બનાવ્યા છે. તેમાં

પહેલો અથ્રોનાાંન તે **માથાં તરીકે** બીજો પહેલવાન તે **હાથ તરીકે** ત્રીજો ખેડુત તે **પેટ તરીકે** અને ચોથો કારીગર તે **પગ તરીકે.**

હવે આપણા મોટા પાદશાહો જે પેશદાદીયાંનથી. તે **શાંશાંનીયાંન** સુધીના કેટલાએક **અથ્રોનાનમાંજ** ગણાએલાં છે. કેમજે પાદશાહ છે તે માથાથી મગજશક્તીથી સુધી છે. હવેજ**મસેદ અથ્રોનાન**ને પહેલો માથાં તરીકે મુકેલો છે. * અવસ્તા-મેહેર યઝદની બેઉ બાજુએ બે શકતીઓ જે **રશને** અને **ચીસ્તી** છે તેમા **રશને** જમની તરફથી જાય છે અને **ચીસ્તી** ડાબી તરફથી જાય છે. બેઉ ફરેસ્તાઓ તે રાસ્તી ક્રીયા કરનારાઓ તે અથ્રોનાંનો છે કેમજે રશને તે રાસ્તી અને ચીસ્તી તે ક્રીયા કરતી શફેદ શકતી છે.

= અવસ્તા—ઉશતનો જાતો આથ્રવ યોસ્પિતામો જરથુસ્ત્રો.

અર્થ—સુકરાનાં આપણે માટે સપેનતમાન જરતોશત નામનો એક **અથ્રોનાાંન** જન્મીયો છે. કે અવેશ સર્વે રાસ્તી શીખવશે, ત્યારે બ્રાહ્મણો તે અથ્રોનાાંન છે. દાદારની પેહેલી ઉપ શકતીને અથ્રોનાાંન ગણેલો છે. કેમજે રાસ્તી અને ક્રીયા એ બેઉ સાથે જોજમાં છે.

આથ્રવન કોણને કહેવો તે વીશે ÷ જે શખસ તમામ રાત અશો સંકટમાંથી છુટકારો કરનારી ચિનવત પુલ તરફ કુશાદગી આપનારી અને સૌથી સરસ બેહેસ્ત મેલવવાની નેકી તે તરફ પોહોંચાડનારી એવી અક્કલને ચીનવતપુલ પશાર કરતા ખુલ્લાશાથી જઇ શકાય છે ત્યારે અથ્રોનાાંન સર્વેથી પહેલો છે.

હવે હિંદુ **મનુની** પોથીમાં ૪ વર્ગોમાંથી બ્રાહ્મણોનો મોટો દરજ્જો છે. કે જ્યારે ઇશ્વરે જગત શરજ્યું ત્યારે તેના મુખમાંથી બ્રાહ્મણો નીકળ્યા જરથુસ્તના મરણ પછી જરથુસ્ત્રો તેમોના જાથનશોનાના આઠ ધર્મ ગુરૂઓ અથ્રોનાાંનોએ **બેબીલોનમાં બે સદી સુધી** અકુમત ભોગવી ગએલા છે. એમ **બેરોસસ** કહી જાય છે. આ ૪ વર્ગોને માથે એક ફરેસ્તો મહુવકલછે. જેમકે **અથ્રોનાનો**

---

* મેહેરયસ્ત કરદો ૩૧ ફકરો ૧૨૬

= ફરવરદીન યસ્ત કરદો ૨૪ ફકરો ૯૪

÷ વંદીદાદ પરગરડ ૧૮ ફકરો ૬

ઊપર આતશ આદરફરોબા. પહેલવાનો ઉપર આતશ આદરબુરજીન. કારીગર ઉપર આતશ આદરખુરદાદ. હવે જેમ આપણા ફરેસ્તા આ ૪) વર્ગો ઉપર મહુવકલ્લ છે. તેમ હિંદુના ૪ વર્ગો ઉપરબી છે જેવા કે બ્રાહ્મણો ઉપર દેવતા શીવ. ક્ષત્રીય ઉપર દેવતા કૃષ્ણ. વૈશ્ય ઉપર દેવતા બ્રહ્મા. શુદ્રો ઉપર દેવતા ગણેશ યા ગણપતી છે. હવે આપણે એજ તપાસીએ કે દીનને માન આપનારા કેવા ગણાય છે.

**અવસ્તા.**

વનેનનાંમ વંઘહેનતાંમ વઓનુષાંમ દએનોશાચામ ઇધ
અશોનામ અષોનેનાંમચ અહુમચ દએનાંમચ બઓધસ્ચ
ઊરવાનેમચ ફ્રવષીમચ યજમઇદે યો અષાઇવઓનરે

* અરથ—દીનના કાયદાઓને માન આપનારા હવે પછી માન આપનારા તથા જેઓ માન આપી ચુકયા છે તેઓના તેમજ દીનનો ઇલમ શીખવનારા અશો નરો તથા અશો નારીઓ એ સઘળાં જેઓ રાસ્તીને માટે ફતેહથી લડયાં તેઓના જાનને, અંતઃકરણને, બુધ્ધિને, રવાંનને અને ફરવષીને આ જગાએ હમો માન સાથે યાદ કરીએ છીએ.

+ વધારે સમજ માટે અર્થ— આ ભલાં પ્રાણીઓ મારા જેવા યજશને કરનાર **જોતીને** તથા હમો યજશની કરનારા **મજદયસ્નો** દોસ્તો, શિષ્યો, હેરબદો, વિદ્વાનો, નરો, અને નારીઓ, ઉમરે નહિ પુગેલાંઓ, કનૈયાઓ, ઉદ્યોગ અને ધંધો કરનારાઓ, એ બધાંઓ માનાને પોંચો આ બેઉ ફકરા ઉપરથી જણાય કે જે જો બહેદીન આશ્રવાન થાએ તો દીનને કાયદે બની શકે છે. કેમ જે ઉપલા યજશનીના ૧૪ માં હામાં યજશની કરનાર જોતી અને યજશની કરનાર **મજદયસનો** દોસ્તો **શિષ્યો** એટલે ઉસ્તાદ, એરબદો, એ બધાઓને એક સરખું માન આપેલું છે. ખરા **આથ્રવનો** છે તેને તો મોટા માન સાથે યાદ કરેલા છે.

÷ ભલામણનો જે મારગ તેઓ **મજદ** મને શીખવીઓ છે. તે દીનના પેશવાઓનો સંપુરણ મારગ અશોઈના તરીકા મુજબ બુલંદ થએલો છે.

---

* ફરવરદીન યસ્ન કરદો ૩૧ ફકરો ૫૫
+ યજશની હા ૧૪ ફકરો ૧૨.
÷ યજશની હા. ૩૪ ફકરો ૧૩

+ બીજો દાખલો હોરમજદી રાહ રશમો દેખાડનાર હોરમજદી પાદ શાહ અથવા દેશના માલીક હોરમજદી દશતુરાંન દસ્તુર જે અશો તથા અશોઈનો સરદાર તેને હું યજન કરૂં છું. મીજલસમાં આદરમાન આપું છું ઉપલા બેઉ ફકરા ઉપર બરાબર જોશું તો હાલમાં અસલમાં મોટો ફરક પડે છે. ખુદ દસ્તુર મોબેદને અવસ્તામાં ફરેસ્તાની માફક આદરમાણુ આપે છે. ત્યારે તેઓ કેવા પરહેજગારો હોવા જોઇએ.

હવે કેવા **અથોનાંન** શોધવા તે વિશે આપણે વંદીદાદમાં જોઇએ.

× જરતોસ્તે હોરમજદને પુછીઊં કે હારમંદ મુલકોના જે માણસો પોતાના **રીમન** થએલાં તનને પાક કરવા માગે તેઓએ શું તદબીર કરવી. અથવા કોને શોધી કહાડવો. ત્યારે **હોરમજદે** કહ્યું કે આ સૌથી પવિત્ર જરતોસ્ત એક અશો નરને જે અશો મરદ સાચા વચન બોલ નારો માંથ ભણનારો, તથા રાસ્ત હોય અને જે મરદ **યોજદાથ્રેગર** પાસેથી માંજદાઅસની પવીત્રાઇને લગતું કામ ઘણી સારી રીતે શીખેલો હોય.

ઉપલા વંદીદાદની પરગરડ ૯ મી નો ફકરો બીજો કહે છે કે **યોજદા થ્રેગર** પાસેથી માંજદીઅસની પવીત્રાઇને લગતું કામ ઘણી સારી રીતે શીખેલો હોય આ ફકરા ઉપરથી ઠરે છે કે **આથ્રવન** અને **યોજદાથ રેગર** એમાં ચઢતો ઉતરતો દરજ્જો હોવો જોઇએ

હવે આથ્રવન કોનને કહેવો + હોરમજદે કહયું કે ઓ અશો જર તોસ્ત તે શખસને **આથ્રવન** કેવો જોઇએ કે જે શખસ તમામ રાત અશોમાં ગુજારે સંકટમાંથી છુટકારો આપનારી ચીનવત પુલ તરફ કુશા દગી આપનારી મદદ આપનારી, દુનીઆને ફતેહ આપનારી, અશો તરફ પહોંચાડનારી અને સઉથી સરસ દુનીઆની **યાને બહેસ્તની** સઉથા સરસ ચીજ જે નેકી તે તરફ પહોંચાડનારી એવી અકલને પુછે યાને એવાને **આથ્રવન** કહેવા.

મારા વીચાર મુજબ **આથવન** તે શેરેશેર ફરીને દીનની વાએજી કરનાર અને **યોજદાથરેગર** તે ચોકશ કીરીઆ કરનાર હોય.

હવે પેગમ્બર સાહેબ જરતોસ્ત આ ૪ તોલાંના સરદાર છે. અને પો તે ધરમને આગળ વધારી આપણુને વધારે શીખવેલું છે.

---

+ વીશપરડ હા. ૧ ફકરો ૯

× વંદીદાદ પરગરડ ૯ ફકરો ૧ તથા ૨.

+ વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૬ થો.

જરથુસ્તે આપણુને **ગેતી** અને **મીનો** આ બેઉ જીંદગીને સુખી કરનાર છે. આ સુખી કરવાને કુદરતી કાયદાની બે શાખા છે. તેમાં પહેલી **સ્પેનામીનો** અને બીજી **અંગ્રેમીનો** હવે આ બેઉ મીનોની ત્રણ ત્રણ ડાળીઓ છે. જેવી કે સ્પેનામીનો **હુમત, હુખત,** અને **હુવરેસ્ત,** ત્યારે અગ્રેમીનોમો **દુશમત, દુજુખત** અને **દુજવરસ્ત** હવે આ ત્રણ ડાળીઓ ઉપ ચાર ઉપર ડાળીઓ છે. તે ડાલી તે ચાર વર્ગો છે. પહેલો અશોનાંન, બીજો રથેશતાર, ત્રીજો વાસ્તરીઓશ અને ચોથો હુતોશ આ ચાર તોલાં તે માણસના શરીર ઉપરના પરીક્ષાના ભાગ છે. હવે આ ચાર તોલાંની ઉપર પાંચ મુલ છે. પહેલો ઘરનો વડો, બીજો મહોલ્લાનોવડો, ત્રીજો શહેરનો વડા, ચોથો દેશનો વડો અને પાંચમો જગનનો સરદાર ધર્મનો વડો જરતોસ્ત સાહેબ. ત્યારે જરતોસ્ત સાહેબ દુનીઆનાં ગુરૂ છે,

+ અવસ્તા—નમાનીઓ વીશીઓ જંતુમો દખીઓમો જરથુસ્ત્રો પોખધો

અર્થ—ઘરનો, મહોલ્લાનો, શેહેરનો, દેશનો, અને પાંચમો જરતોસ્ત સાહેબ પાદશાહનાબી સરદાર છે. હવે આપણા અવસ્તામો **અહુ** અને **રતુ**ના બે શબ્દો મલે છે. તે જરતોસ્તી દીનનાં ટોળાંનો રાસ્તી ઇન્સાફ કરનાર, આદેલપણું, રાસ્તીપણું, પરહેજગારી, બંદગી, આદેલ વમાસવું, તેજ બહાર પાડવું અને હરદમ અહુરમજદને યાદ કરવા, નેક દીનઆઇનનું કામ પુરતું કરવું યાને કરાવવું. અને **નાવેર જીવાંમ** સાથે જીંદગી ગુજારવી પોતાના **રવાનને** આવતી જીંદગીનો હીસાબ આપવાની હરદમ યાદ રાખવું. અને પોતાના ભીતરમાં **દએન** યાને અંતઃકરણ પાક રાખવું. અને આવતા જીંદગીમાં **રવાનને** રાહેત આપનારા છે કેમજે તે ક્રીયા કરનાર અને કરાવનાર છે. તે અહુ અને રતુ છે.

× અવસ્તા—**યો દએનો દેશો દએન યાઓ હુમાએ દએનાંમ દએશીઆદ** અર્થ—**દિનનો દીન શીખવનાર** જો દીન શીખેલો હોય તો સામાને દીન શીખવનાર થાય છે. અશોનાંનોને શીખવનારને ઉપાધીયો કહેલો છે તે દસ્તુર છે દસ્તુર છે તે આ દુનીયાથી ચઢતી દુનીઆમાં પોંચાડનારો છે કેમજે દીનના દસ્તુર ઉપેર વહુફ્રયાંન આતશ અને હોમયઝદ અને નેરીયોસંગ આ ત્રણ શકતી દસ્તુર ઉપર છે.

---

+ વજશની હા. ૧૯ ફકરો ૧૮

× શરોશહાડોખત યસ્ત કરદો ૩ ફકરો ૧૪

આવા અથ્રેનાંનોનો દરજ્જો સર્વેથી મોટો છે.

હવે આપણા અવસ્તામો અથ્રોનાંન ઉપર આતશ મહુવકલ છે તેમ હિંદુ **મનુના** પુસ્તકમાં બી છે કે જ્યારે ઇશ્વરે જગત સરજ્યું ત્યારે તેના મુખમાંથી બ્રાહ્મણો નીકળ્યા. એ બ્રાહ્મણો ઉપર દેવતા **શીવ** છે. તેજ રીતે અથ્રોનાંન ઉપર આતશ આદર ફરોબા છે.

+ હવે **વોહુ ફ્રીઆન** આતશ અથ્રોનાંન બાપ તરફનું તોખમ અને મા તરફના દુધની અસર ઉપર મહુવક્કલ છે. જો આ બેઉ અસર શરખી હોય તો તેને ત્યાં આથ્રોનાંન જન્મે છે. અને તે રાસ્તી અસરવારો મલે છે. **વોહુ ફ્રીઆન** આતસને યાદ કરેલા છે. અવસ્તા-આતરેમ વોહુ ફ્રીઆનેમ યઝમઇદે.

વોહુ ફ્રીયાંન આતશના પ્રતાપથી જે **અથ્રોનાંન** પેદા થાય છે તે દુનિયાની વૃધ્ધી યાને દીન વધારવાને માટે છે

* અવસ્તા-અથઉરૂનાંસચા પઇતી અજાથ્રેમ યજમઇદે યોઇ યેયાં દુરાત અષો ઇષો દખ્યુનાંમ અર્થ—અથ્રોનાનોનાં પાછા આવી પોહોચ વાને હમો વખાણીએ છીએ જેઓ દેશોની પવિત્રાઇ વધારવાની ખાએશ રાખતા દુર સુધી જાએ છે.

આ અવસ્તા ઉપરથી **અથ્રોનાંનોની** ફરજ વીશે આપણને ઇશારો મલે છે કે દીનનો ફેલાવો કરવા માટે બાજા મલુકોમાં જતા હતા.

**અથ્રોનાંનોને** જે **૧૫** ખસલતથી સાફ ઠેરવેલો છે. તેમાં ફકત ત્રણ શબ્દ **પાક મનશની રાસ્ત ગવશની** અને **બેરેડી કુનશની** આ ત્રણ હોનરમાં મનશની, ગવશની, અને કુનશની, આ **મોતેબર કલામો** **અથ્રોનાંનોને સોંપેલા છે.**

હવે આપણને જાબજા અવસ્તામાંથી ત્રણ વર્ગોના નામ મલે છે. **યોઝદાથ્રેગર અથ્રોનાંન** અને આથ્રવન છે હવે **અથ્રોનાંન** વીષે આજે કંઇએક હલકુ બોલનારા હોય તો તેનું કારણ મારી સમજ શકતી પ્રમાણે અસલમાં સાત વર્ગો હશે. અને તે સાત વર્ગો તેના નીમેલાજ ધંધો કરનારા હશે. કેમજે એ વીષે * વીશપરદમાં જોતી

+ વજશને. હા. ૧૭ ફકરો ૧૧

* હપતન યસ્ત કરદો ૮ ફકરો ૬

* વીશપરદ હા. ૩

યાને યોજ દાથ્રગર રાસ્પી યાને આતર વખશીને ક્રીરીઆ કરતાં સાત વરગ વારાઓને સઉ સઉની જગા ઉપર હાજર રહેવાને હોકમ કરે ત્યારે સરવે સાત વરગ વારા સઉ સઉની જગા ઉપર આવીને જવાબ આપે છે. કે હું હાજર છું આ ક્રીરીઆ વંદીદામાં અથવા ગાહમ બારની વીશ પરડ જેને જોવી હોય તો તેને ખાતરી કરવી. યોઝદાથ્રેગર યાને જોતી અને તેની સામેનો રાસ્પી વીસે નીચલા જોતી અને રાસ્પીના ચક્ર જોવો. ત્યારે અથાનાનોના સઉ સઉના ધંધા અસલ જુદા હોશે ત્યારે આજે અથ્રાનાંનો એક હાથે કરી બેઠા તેથીજ નબળાપણું યાને પાછળપણું દેખાય છે. બાકી અથરોનાંન ટોલું સરવેથી ચઢતો અને સરવેથી સરસ છે.







જોતી બેઠેલો છે. અને ઉપલા સરવે ધંધાવારા વરગોને હાજર બોલાવે છે.

આ વીશપરડના ૩ જોહાની પહેલાં યોજદાથ્રેગર જોતી જે ક્રીરીઆ કરનાર બેઠેલો છે. ત્યારે તેની સાંમે તેનો જે રાસ્પી ઉભેલો છે. તેને જોતી બોલે છે. હાઊઅનાનેમ આશાતાઇએ ત્યારે તેને રાસ્પી તે હાઉઅનાંનની જગા ઉપર જઇ જવાબ આપે છે. કે અજેમનીશાએ એનો ખુલાસો જોતીરાસપીને કહે છે કે હાંવનાને હાજર કર ત્યારે રાસપી તેની જગા ઉપર આવીને બોલે છે કે તમારા હોકમને હું માથે થાઉં છું. એજ મુજબ બીજીવાર જોતી આતરવખશેમ આશાતાઇએ એટલે આતરવખશીને હાજર કર ત્યારે

રાસ્પી વલી તેની બીજી જગા ઉપર જઈને જવાબ આપે છે કે **અજેમ વીશાએ** એટલે હું તમારા હોકમને તાબે થાઉં છું. એજ મુજબ ત્રીજી વાર જોતી **ફ્રશ્બેરેતારેમ આશતાઇએ** એટલે ફ્રશ્બેરતારને હાજર કર. ત્યારે રાસ્પી વલી તેની ત્રીજી જગા ઉપર જઇને જવાબ આપે છે. કે **અજેમ વીશાએ** એટલે હું તમારા હોકમને તાબે થાઉં છું.

એજ મુજબ ચોથીવાર જોતી **આબેરેતીમઆશતાઇએ** એટલે આ બેરેતેમને હાજર કર. ત્યારે રાસ્પી વળી તેની ચોથી જગા ઉપર જઇ ને જવાબ આપે છે **અજેમવીશાએ** એટલે હું તમારા હોકમને તાબે થાઉં છું.

એજ મુજબ પાંચમીવાર જોતી **આશનેતારેમઆશતાઇએ** એટલે આશનેતારને હાજર કર ત્યારે રાસ્પી વળી તેની પાંચમી જગા ઉપર જઇ ને જવાબ આપે છે કે **અજેમ વીશાએ** એટલે હું તમારા હોકમને તાબે થાઉં છું.

એજ મુજબ છઠીવાર જોતી **રથવેશકેરેમઆશતાઇએ** એટલે રથવેશ કેરેમને હાજર કર. ત્યારે રાસ્પી વરી તેની છઠી જગા ઉપર જઇ ને જવાબ આપે છે કે **અજેમવીશાએ** એટલે હું તમારા હોકમ ને તાબે થાઉં છું

એજ મુજબ સાતમીવાર જોતી **શરોષાવેરેજેમ આશતાઇએ** એટલે શરોશના દરજ્જાવાળાને યાને સાંચાંને હાજર કર. ત્યારે રાસ્પી વલી તેની સાતમી જગા ઉપર જઇને જવાબ આપે છે કે **અજેમવી-શાએ** એટલે તમારા હોકમને તાબે થાઉં છું.

હવે ઉપરના દાખલા જોવાથી **અથરોનાનના** સાત જુદા જુદા ધંધા થરે છે. એ સાતે વરગવાળા સઉ સઉના નીમેલાં કામ કરતા હોશે. એ વિષે આપણુને બેહરતનશીન એરવદ કાવસજી એદલજી કાંગા તેમજ શેરીઆરજી ભરૂચા તેમજ યુરોપિયન વિદ્વાનબી સાબીત કરે છે કે આ સાત જુદા ધંધા છે. કેમકે જોતી એક જગા ઉપર બેઠો છે. ને રાસ્પી દરેક નક્કી નીમેલીજ જગો ફરી ફરીને હાજર.નો જવાબ આપે છે. અને રાસ્પી સઉની જગો ઉપર આવીને હાથ અને પગ જોડીને હાજરી આપે છે. ત્યારે આગલા જમાનામાં સાતે ધંધાવાળા હાજર થતાજ હતા. પાછળના વખતના અનુક્રમે બધા ધંધા એક હાથે થઇ પડયા. ત્યારેજ આજે અથરોનાંનોની હાલત આવી જુદી થઇ પડી હોય છેવટે

જણાવીશ કે જે * શખશ યજશની કરીઆ વગર ગાથા ગાયા વગર અવસ્તાને યાદ કરીઆ વગર, પોતે શીખ્યા વગર, બીજાને શીખવ્યા વગર તમામ રાત બીછનાં ઉપર પડી રહે. અને વળી મુઆ પછી પોતાના રવાંન માટે ફતેહને માટે ઇચ્છા રાખતાં હોય તો તે શખસ ઠગાઇથી પોતાને **આપવાંન** કહેવો નહિ. આ વંદીદાદનો ફકરો આજના અથરોનાંનને ખરેખરો લાગુ પડે છે.



* વંદીદાદ પરગરડ ૧૮ ફકરો ૫.



# આતશ અને તેની બુલંદી તેના ધાતુ અને હસ્તી છેલ્લી શોધ મુજબ.



આતસ કુલ દુનીઆને રોસ્ની આપી મદદ કરનાર તેમજ નુર આપનાર છે. આતશ વિષે આપણા અવસ્તામાં બેહદ તારીફ તેમ જ તેના ઘણા ગુણો જણાવેલા છે. આતશને આપણા અવસ્તામાં આથ્રો અથવા **આતર** બોલ મલે છે. એને પાજંદમાં તેમજ ફારસીમાં **આતશ** બોલથી ઓળખીએ છીએ. આતશનો ધાતુ **અદ** એટલે **ખાવું** થાય છે. જેમ ખોરાક ભસ્મ કરીએ છીએ. તે સૂર્યની, વીજળીની તથા જવાળામુખી પર્વતમાંથી નીકળતા ગરમ પ્રકારોની બાળી ભસ્મ કરી નાંખવાની અસર ઉપરથી **આતશ** ખ્યાલ રખાતો હતો. આ આતશ ઉપરથી અરદીબેહસ્તઅમશાશપંદ તેમજ **આદરયઝદ** મવકલ છે. કારણકે **આતશ** એ શબ્દના અવસ્તામાં બે અરથ વપરાએલા છે.

સાધારણ આ દેખાઇતો **આતશ** તેની ઉપર **આદર યઝદ** મવકલ છે. અને અંદીથ અત્યંત વાયુરૂપી હાલત જેને અંગ્રેજીમાં **ઇથર** કહે છે. જેની મારફતે ગરમી ઉત્પન્ન થાય છે. એ **ઇથર** ઉપર અરદીબેહસ્ત અમશાશપંદ મવકલ છે. + આતશ વિષેનું વર્ણન મુખ્ય આવે છે જે આતશની નીયાએશને નામે ઓળખાય છે. તેમજ + પાંચ જાતના આતશ જણાવેલા છે.

+ યજશની હા—૬૨

+ યજશની હા—૧૭

૧. આતરેમ બેરેઝીસવંધ.

૨. આતરેમ વોહુ ફ્રીઆન.

૩. આતરેમ ઉરવાજિસ્ત.

૪ આતરેમ વાજિસ્ત.

૫. આતરેમ સપેનસ્ત.

ઉપર કહેલા પાંચ આતશો તપાસીએ.

૧ પહેલો આતશ બેરેઝીસવંધ એનો ધાતુ **બરેજ** એટલે બુલંદ થવું. એટલે ઘણો ફાયદો કરનાર. એ આતશ વિષે પહેલવી * **બુનદેહેશ** જણાવે તે કે એ આતશ હોરમજદ આગળ મીનુઆન મીનુના તબકકામાં રોશન રહે છે. અને એનું મથક આતશબેહેરામમાં છે. વળી ÷ **જાદસ્પરમમાં** જણાવેલું છે કે શરોશયઝદ આ આતશનો મદદગાર છે. વળી બુનદેશમાં લખે છે કે આ આતશ પૃથ્વી, પહાડો, હોરમજદની પેદાશોમાં, બળતા પહાડ અને બીતરની ગરમી સાથે સરખાવી શકાય છે.

બીજો આતશ વોહું ફ્રયાંનનો ધાતુ ફ્રી એટલે પેયાર **કરવો** એટલે લોહીને ઘણો પ્યારો આ આતશને પહેલવીમાં એનો અરથ **સારી રીતે ફેલાઇ જનાર** કહેલો છે. માણસ અને જાનવરોના દીલમાંનો એ આતશ છે. હાલની વિદ્યા પ્રમાણે પ્રાણીઓના દીલની ગરમી ગણાય છે. એ આતશનું કામ ખોરાક પચાવવાનું છે. તેમજ તનને આરામ આપવાનું અને આંખને નુર આપવાનુ છે. એમ જાદસ્પરમમાં કહેલું છે.

ત્રીજો આતશ **ઉરવાજીસ્ત** એનો અર્થ ઝાડ પાનને જીવાડનાર એનો ધાતુ **ઊરવાજ** એટલે વધારવું. અથવા ઉરવરા જીવવું. આ ઉપરથી **ઉરવાજીસ્ત** બુનદેશ તથા જાદસપરમ પ્રમાણે ઝાડ પાનમાંની ગરમી છે. એ આતશને પાણી જોઇએ પણ ખોરાક જોઇતો નથી. એ આતશનું કામ ઝાડપાનના બીજમાં અને જમીનની બીતરમાં દાખલ થઇ ત્યાંના પાણીને ગરમ કરી જાત જાતના રોપા પેદા કરવાનું છે. જો આ ગરમી હોય નહિ તો પાક શારો થાય નહિ. જ્યાં **ઉરવાજીસ્ત** ગરમી નહિ હોય ત્યાં એમ બને છે.

---

* બુનદેશ બાબ ૧૭

÷ જાદસ્પરમ ૧૧ બાબ

ચોથો આતશ **વાજીસ્ત** એનો અર્થ **સેતાબ જનાર** થાય છે. એના ધાતુ **વજ** ફારસીમાં **વજીદન** એટલે **સેતાબીથી જવું** થાય છે. જાદસપરમ અને બુનદેશ પ્રમાણે એ વીજળીક શકિત અને વાદળાંમાંનો આતશ છે. એ આતશ હવા સાફ કરે છે. આજની વિદ્યા પણ દેખાડે છે કે હવામાં વીજળીનાં તોફાનો થવા પછી હવા સુધરે છે. વીજળી પડવા પછી હવામાંની **ઓકિસજન** નામની ગેસ સંકોચાય છે. જેને **ઓઝોન** ગેસ કહે છે. એ **ઓઝોન** ગેસની ખુબી એ છે કે કોહવાદ તથા ખરાબ વાસ દૂર કરે છે,

પાંચમો આતશ **સપેનીસ્ત** છે. એનો ધાતુ ઉપરથી વરધી કરનાર એવો અરથ થાય છે. બુનદેશ તથા જાદરપરમ પ્રમાણે એ આતશ તે આ પૃથ્વી ઉપર આપણને રોજ નજરે પડતો આ દુનીઆમાં બળતો આતશ છે. આ આતશને ખોરાક યાને કાઠી જોઇએ છે. કેમકે એ આતશમાંથી નજરે પડતું રૂપ છે. તેથીજ વરધી કરનાર છે. અને અનેક કામોમાં વરધી કરનાર છે.

ઉપર જોયું તેમ પાંચ આતશોનું ટુંક બ્યાન યછી આપણે ફકત આતશ નીયાએશ ઉપર તેના ટુક મુદા જોઇએ. આતશ નીયાએશમાં

**આતરે અહુરહે મજદાઓ પુથ્ર.** એનો અર્થ આતશ હુરમજદનો પુત્રછે. આ પુથ્રમાં ઘણો ભેદ સમાયલો છે. સાધારણ માણસ ફકત આતશને હુરમજદનો પુથ્ર જાણી વીચારે છે. પણ એના ઘણા ભેદો ગુપ્ત સમાએલા છે. પુથ્ર યાને બેટો તે હોરમજદની રોશનીમાંનું અંશ છે. **આતરે અહુરહેમજદાઓપુથ્ર.** આ ગુપ્ત મુદાને બરોબર સમજવો જોઇએ. આ દુનીઆની હસ્તીનો તમામ આધાર ગરમી ઉપર છે. ગરમીની ગેરહાજરી થઇ કે તેનો નાશ થયો, આપણામાં જે જીવ છે તેને અવસ્તામાં **ઉશતાન** કહેલો છે. એ **ઉશતાન** ગરમીને લીધે છે. જો ગરમી નીકળી ગઇ એટલે **ઉશતાન યાને જીવ** ખતમ થયો.

આપણા **જીસમની** ચીજોમાં ઘણીજ નુરમંદ ચીજ તે આતસ યાને ગરમી છે. સેમેટીક ધરમમાં જ્યારેબી માણસના દીઠામાં **અહુરમજ** આવીઓ હતો. ત્યારે તે આતશનો આકાર લીધો હતો. એ મીશાલે અહુરમજદનો ખ્યાલ કરવો હોય તો આતશને જોવાથી તેનો ખ્યાલ મનમાં ઉતારી શકાય છે. આવા ગુપ્ત કારણોસર આતસને હુરમજદનો **પુથ્ર** ગણેલો છે. તેથી એ સરવેથી નુર ભરેલો ગણાય છે તેથી એને એક મરતબો છે. તેમજ સામા ભણનાર માણસોને માગેલું નુર અને મુરાદનો

બખશનાર છે તેમજ માણુશ જાતનું રક્ષણ કરનાર છે તેથી એને પુથ્ર કહેલો છે.

એજ પુથ્ર યાને બેટા વિષે તેમજ મુરાદનો આપનાર તથા એ યઝદ છે તે વિષે આપણા ધરમ પુસ્તકોમાં પણ ઘણા ખુલાશા મળે છે. પણ તેથી વધારે તાજુબી ભરેલા ખુલાશા હીંદુઓના વેદમાંથી આપણા ધરમ પુસ્તકોને મળતા મળે છે. તે નીચે પ્રમાણે હીંદુ **ઋગ્વેદમાં** તેના આઠમા મંડળની શરૂઆતમાં પહેલા મંત્રમાં અગ્નિ યાને આતશની સ્તુતિ કરેલી છે. તેમાં **યઝમાન** અને ઈશ્વર શકિતનાં રૂપ કહેલાં છે. એનાથી ઉતરતો દરજજો ઇંદ્રનો ગણેલો છે. વળી એજ વેદમાં લખે છે કે પિતા પોતાનો પુત્રપર કૃપા રાખે છે તેમ એ અગ્નિ આતશ તું અમારી ઉપર રાખજે. વળી એજ **વેદમાં** કહેચ કે અગ્નિ જગતનો પતિ, મનુષ્ય માત્રનો ધણી, પુત્ર અને મિત્ર કરી કહયો છે. એટલુંજ નહિ પણ અગ્નિને સરવેનો ગુરૂ યાને **હોતારી** તે આપણે જે **જોતી** અને રાસ્પીનું મુલ ગણેલો છે.

વળી **અથરવેદમાં** તથા શતપંથ બ્રાહ્મણવાળા ગ્રંથમાં લખે છેકે અગ્નિને **પરમેશ્વરે** દેવતાઇ પેદા કરીઓ છે. અને અગની બે તેજ રાખે છે. એક સફેદ અને બીજો રાતો વળી જેમ આપણે આતશને નુર તરીકે ગણીએ છીએ. તેમ **હિંદુગીતામાં** લખે છે કે **કૃષ્ણ અરજુનને** એવી ખબર આપે છે કે ઇશ્વરનું **સથલ** અગની ચેહમાં છે, આ દાખલાને મલતો આપણી યજશનીમાં મલે છે. કે હોરમજદનું તન બીજાં સરવે તનો કરતાં શ્રેષ્ટ છે. હવે હોરમજદનું તન તે કયું તેની નીશાનીમાં કહે છે કે આ રોશનીઓમાં ઘણીજ બાલાતર છે તે હોરમજદનું તન છે.

આ ઉપલા દાખલાથી સાબિત થાય છે કે હોરમજદનું **અંશ** એ આતશમાં છે. તેથી એને **પુથ્ર** ગણેલો છે.

હવે આતશ નીયાસમાં **ખરેનંગોશેવંઘોમજદદાતેહે એરીય નાંમ ખરેનો મજદદાતેહે કાવયચખરેનંઘોમજદદાતેહે.** એનો અરથ ઘણો નુરમંદ ફાયદેમંદ ઇરાંણીનુર અને કેહાનીનુર વારો એ નુરમંદમાં ઇરાનીનુર અને કેહાની નુર. આ બેઉ નુર આપણા કેહાની પાદશાહોને મલેલું છે. તેજ કાયદે આપણુને બી આતશમાંનું નુર આપણે બી નુરમંદ થવાને ચાહીએ છીએ. આ ઇરાનીનુર તથા કેહાની નુર

ઉપરાંત બીજાં બી નુરો આપણે માણુસ જાત ઉપર વારેદ થાયે છે. પણ આપને ઘણીજ પરહેજગારીથી આપોને તેનો બદલો મલે છે.

અવસ્તા * કવઇશ ઉશરવંઘહે વરોએશ ઉશરવંઘહે અસ્તુઅંતહે ગરોએશ મજદદાતહે ચેચેસતહે વેરોએશ મજદદાતહે.

અરથ—કેયાંની પાદશાહ કેખશરો પાદશાહની તથા **આદર બાદગાંન** શહેરમાં આવેલા કેખશરો પાદશાહના સરોવરની હોરમજદે પેદા કીધેલા **અસલવંત** નામના પહાડની, હોરમજદે પેદા કીધેલા ચએચસ્ત નામના **સરોવરની.**

આ અવસ્તાનો સાર એજ છે કે **આદરબાદગાન** શહેરમાં સરોવરની આગલ કેખશરો પાદશાહે બંદગી કીધી. અને **અશતવંત** નામના પહાડની ઉપર કેખશરોપાદશાહે **આદરગુશસપ** નામના આતશને **તખત નશીન** કીધેલા, અને ચએચશત ચર ને ગોફો ગણેલો છે. પણ આજની શોધમાં તો એને સરોવર ગણે છે. આ ચએચસ્ત સરોવર **આદરબઇજાંનમાં** આવેલો છે.

૪ અવસ્તા—રએવનતહેગરોઇશમજદદાતહે. અરથ—**રએવનત** નામના પહાડ ઉપર **આદરબુરજીન** નામના આતશની જગા હતી. બુન દેશમાં તથા ફારસી રેવાયતોમાં એ **આદર જીબુરન** આતશ વિષે જણાવે છે કે એ આતશને અશો જરતોસ્તે ગુશતાસ્પ પાદશાહની દરગાહમાં લાવીઆ હતા. તેની ખુબી એ હતી કે કાથી સુખદ ખુશબોઇ વગર હમેશ રોશન રહેતો હતો. અને કોઇબી ચીજથી બુજઇ જતો નહિ.

+ અવસ્તા—**નેરયોસંગે યઝતે** એ એક આતશનું તથા ફરેસ્તાનું નામ છે. આ **નેરયોસંગ** યઝદનું કામ દુનીઆને આબાદ કરવામાં પોતાની હકુમત ચલાવી શકે છે. અને બીજી રીતે એ ફરેસ્તાઓ દાદાર અહુરમજદનાં પેગામો પહોંચાડે છે. તેથી આપણેબી આ ફરેસ્તા નેરયોસંગ પાસે સારી શકતીઓ આપણેબીમળે તેવી દુવા માગીએ છીએ. તે નેરયોસંગ આપોને આપેચ.

**આતરશજસત આદદીએચેમ હખહશેએરેતે** અરથ—હાથ ઉપર આતશ નેગાહ કરે છે. જેમ દોસ્ત દોસ્તની નજદીક. આ આપણુને

* આતશ નીઆએશ.

૪ આતશ નીઆએશ.

+ આતશ નીયાએશ.

શું દેખાડે છે. કે હાથ ઊપર નજર કરીને બેઠેલો દોસ્ત ઊભેલો આવનાર દોસ્તના હાથ ઉપર નજર કરે છે.

આ બેઉ દોસ્ત તે જે આપણા માણસના શરીરમાં જે અરદીબેહસ્તની જે ઇથરની ઓછી ગરમી તે અરદીબેહસ્ત તે દોશત **આદર** જે મહાભારત ગરમીવારો તે બેઠેલો દોસ્ત છે. કેમજે આપના રોજમાં અરદીબેહસ્તને ૩જો ગણેલો છે. ત્યારે આદરને ૯માં મુકેલો છે. તે અરદીબેહસ્તથી બેવડી ગરમીવારો હોવાથી આ બેઉ દોસ્તને સંબંધ છે. કેમ જે સુકી કાઠીનો આપનાર અરદીબેહસ્તવારો ઓછી ગરમીવારો છે. આ ઉપરથી જે હમકારા યાને સાથે મળી કામના કરનારા જેવાકે અરદીબેહેસ આદર શરોશ બેહેરામ.

હવે શરોશ અને બહેરામ સાતે તે શરોશ હંમેશ આતશથીજ આપોને અગમચેતી કરે છે. ને **બેહેરામ**, આતશ **આદરાંન** અને આતશ **દાહાદગાંહ** આ ૩ ઉપમાંથી **આતશ** તેને યાદ કરીએ છે. આતશબહેરામના આતશને શરોશયઝદ શાતે મોટો તાલુકો રાખવાથી પાદશાહનો ખેતાબ બખશેલો છે પણ આદરીઆન તેનો વજીરાત તરીકે દુનીઆને કારોબાર ચલાવવાનો છે. તેથી પાદશાહને તાબે વજીર શહેરે શહેર અને ગામે ગામ આદરીઆનના જરૂર જણાવેલી છે. આપને ઈતિહાસમાં દેખાડે છે કે આદરીયાંન જગેજગ અસલ હતા. તે વજીરનુંજ કામ છે. હવે આતશ દાહાદગામાં એ આતશ આપણું રક્ષણ કરનાર આપણને આપણી તંનદુરસ્તીમાં મદદગારી કરે છે.

હવે ઉપલા જે આતશ આગળ ઉભા રહીને તે આતશને યાદ કરીને પછી બીજા આતશો જેવાકે આદર ગુશસ્પ આતશ **અસનવંત** પહાડ ઊપર કેખશરો પાદશાહે તખતનશીન કરેલો તે આતશ છે.

**આદાર ખોરદાદ** એ આતશ વિષે શાહનામામાં લખે છે કે અરદેશર બાબેકાંનના મમાવા **બાબકે** સવપનામા **આદરખોરદાદને** જોયો હતો. વળી જરતોસ્તબહેરામ જરતોસ્ત નામામાં લખેછે કે એ આતશ આપની દીનની ગોવાહી આપવા **આદરખોરદાદ** શાહ ગુસ્તાસ્પની દરબારમાં એક ફરેસ્તા તરીકે આવીઓ હતો.

આદાર બુરજીન મેહર—એ આતશ શાહ ગુસ્તાસ્પે **રઓવંદ** પહાડ **ઉપર પુસ્તે વીશતાસપાન** નામની ટેકરી ઉપર તખતનશીન કીધો હતો. બુન દેશમાં લખેછે કે આ આતશને આપની દીનની ઇમાનદારી જાહેર કરવા માટે તખ્તનશીન કરીયો હતો.

હવે આતશ **મીનોકરકો** જોક આ આતશ વિષે વધારે ખુલાશો મળતો હોય તો એજ હરશે કે ૪ અનાશરો માંના જે પહેલો આતશ, બીજો બાદ, ત્રીજો આબ ચોથો ખાક, હવે આ ૪ અનાશરો માં ઉપલા આસમાનની નીચાણમાં અને આ પૃથ્વીની ઉંચાણમાં જે પહેલો તેકવનાર તે આતશ મીનોકરકો થરે કેમ જે ૪ અનાશરોની એક એકની મદદથી આ પૃથ્વીનું બંધારણ છે. તેમજ સરવેને એ ૪ અનાશરમાં મલી જવાનું છે. તેજ કાયદે આ સરવે આતશોનો ફ્રરરોખ યાને જોત મીનોકરકા શાદ મલે છે. જો કોઇ આ દીનના કાયદે આતશની પુરી જાલવણી કરે તેને તેના રવાંનને છેવટે સારો રસ્તો મલે છે. અને આતશમાંથી જે ફ્રરરોખ યાને રોશની કમ થાય છે. તે ફ્રરરોખ યાને રોશની મીનો કરકામાં મલે છે. માટે સરવેની છેવટે આતશની નીઆયસમાં **મીનોકરકાને** મોતાં માનથી યાદ કરેલો છે.

આ **મીનો** કરકો આતશમાં હોરમજદનું નુર છે અને એ નુરમાંના નુરનું અંશ આ આતશોમાં હોય કેમજે એની ગરમી દુનીઆની વરધી કરનારી છે. તેથી સરવે આતશોનો સરદાર આતશ મીનોકરકો છે. આ દુનીઆમાંથી જે આતશોમાંથી ફ્રરરોખ નીકળી જાય છે તે આતશ મીના કરકા સાથે મલે છે. ફ્રરરોખ તે આતશમાંથી જે રોશનીનું મુલ ગેબ થાય, તે રોશની મીનોકરકો આતશ પાસે મલે.





# આતશ અને તેનો ટુંક ઇતિહાસ.



પ્રાચીન આર્યન પ્રજાઓએ હસ્તીનાં જે ચાર તત્વો ગણેલાં છે. જેવાં કે આતશ, બાદ, આબ, અને ખાક, ગણેલાં છે. આ દુનીઆમાં હસ્તી ધરાવતી સઘળી ચીજોમાં ચઢતી અને ઉતરતી પંકતીમાં આતશના તત્વ સમાએલાં છે. ત્યારે દુનીઆની હસ્તી તે આતશ છે. આતશ ને દુનીઆમાં વસતા માનવીઓની જુદી જુદી કોમો પવિત્ર ગણી ચોકસ ક્રીઆમાં તેનો ઉપયોગ કરે છે. આતશ વગર માણસનું જીવન નથી. જુદી જુદી ભાષામાં આતશને માટે એક સરખો બોલો બોલવામાં આવે છે. જેમકે આતશ એ વિષે અવસ્તામાં આથ્રો, પાજંદમાં આતશ, વેદમાં હતાશ, ખીલારોફીમાં આલીન, ફારસીમાં આતશ, ફરદીશમાં અધી, આરન-એર, અફઘાનીમાં ઓર, બલુચીમાં આયર, આરમેનીયનમાં આતુર, અને ગુજરાતીમાં અગ્નિ, તેમજ દરેક કોમમાં એવાજ શબ્દના હેર ફેરથી આતશને પીછાને છે. જરતોસ્તી લોકો આતશને અતીશે માન આપી તેના નુરમાં **અહુનુ દાદારનુ** નુર આતશમાં સમાએલું છે. એમ ગણી તેને અતી માન આપીએ છીએ.

આતશની ઉત્પત્તી વિષે કહે છે કે પેશદાદીઆંન તબકકાના પાદશાહ હોશંગ જે ૪૦ વરસ રાજ કરી ગયો છે તેણે શોધી કાઢીઓ છે.

ઇરાનના ઇશતખર ફારશમાં આવેલા એક પાહાડ આગળ એક જબર જશત **અજદાહ** જણાયો, અને તે **અજદાહને** એક પથ્થર મારીઓ તે પથ્થર અજદાહને નહિ વાગતાં એક ચકમકના પથ્થરને વાગવાથી બેઉની અથડામણ થવાથી તેમાંથી એક અજબ રોસ્નની પ્રગટી નીકળી. તેને રોશન કરવા તે જગાના ઘાશ અને લાકડાં સળગીઆં અને તે આતશ માંથી એક ગેબી અવાજ નીકળ્યો; કે ઓ પાદશાહ એ ગેબી નુર છે;

અને એને કેબલો કરવાને લાયેક છે. આ નુરનો **અવાજ** સાંભળી તે નુરની શેતાએશ પાદશાહે કીધી; અને તે આતશને **શહેર**માં લાવી એક ગુમજ બાંધી તેમાં મુકીઓ. અને તેનું નામ **નુંરેખુદા** કરીને રાખ્યું. તે દિવસથી આતશની રોશની શરૂ થઇ. પાછળથી આ આતશનું નામ **ઈરાનીઓ આદરખોરદાદ** કહેતા હતા. અવસ્તામાં આ આતશને **આતશહોરવતાત** કહે છે. આ આતશના કેબલાને રોશન કરવામાં આવીઓ તે દિવશે આપણો રોજ ૨૬ મો અને માહ ૯ મો હતો. એ દિવસે મોટું જશન પાદશાહ હોશંગે કીધું હતું કે જે જશનનું નામ **જશનેશદેહ** કરીને રાખીઉં હતું. આ **જશને શદેહ** આજેબી જાહેર છે.

**યુનાની લોકોમાં** એવી કથા છે કે દુનીઆમાં આતશ નહતો, પણ **પ્રોમીનયુસ** નામના દેવે બેહસ્તમાંથી લાવી આ પૃથ્વીમાં આપીઓ હતો.

**રૂમીઓ** આતશને અતી માન આપતા હતા. અને **વેસતા** દેવીને મવકલ થએલી જણાવે છે. આ રૂમીઓમાં **ટ્રોયની** લડાઇ પછી ૬૦ સ૦ ની પુર્વે **ઈરસ** નામે એક પહેલવાને પુજા કરવાનું દાખલ કરેલું. છે. તે પછી **રોમના** બીજા રાજા **નયુમાને** એક મકાન બાંધી **પેલે સ્તાઇનની** ટેકરીની હેઠળ બંધાવીને ત્યાં આતશને સદા બલતો રાખીઓ હતો. આમ એક હજાર વરસ સુધી ચાલ્યું હતું. અને મરદોને બદલે છોકરીઓને રાખી હતી. આ છોકરીઓને ૭થી ૧૦ વરસની ઉમર સુધી આતશ કેમ જાળવવો તેનું શિક્ષણ આપતા. ત્યાર પછી બીજાં દશ વરસ સુધી નવી કુમારી છોકરીઓને શીખવવાનું કામ કરાવતાં હતાં. આ કુમારીકાઓનું કામ આતશની જાળવણી અને સંભાળનુંજ હતું. જો આતશને નવેસરથી બનાવતાં તો તેઓ કાચની મારફતે સુરજની ગરમીથી આતશ મેળવતાં હતાં. આ કુમારીકાઓનો પોશાક તમામ સફેદ હતો, અને સફેદ રંગ શીવાય બીજા રંગનાં પેરણ હતાં નહીં.

જરમનીમાં ચોકશ ભાગના લોકો આતશની પુજા કરતા હતા. અને આતશની બંદગી કરતા હતા.

**બલગેરીઅનો** જેઓ તુર્કસ્તાનમાં રહેછે. તેઓ હજુ આતશની પુજા કરે છે. અને આતશને **સુરજા** અથવા **સુરવા** કહે છે. આ **સુરજા** અથવા **સુરવા** તે સુરજને માન આપનારબી છે.

યુંનાન દેશમાં **અથેનસ** શહેરમાં **પેલેશએયેની** એ નામનું એક મકાન હતું. તેમાં બંદગીને માટે જાથુક આતશ બળતો રાખવામાં આવતો હતો.

**ગ્રીસ ફાયર** એટલે પ્રાચીન ગ્રીકલોકો પાસે એક એવો આતશ હતો કે તેઓ તેની મદદથી દુશમનોને સહેજમાં નાશ કરી નાખતા હતા. આજે એ આતશ રહયો નથી.

**યુથોનીક બોહિમીઆ** તથા તાતાર લોકોમાં એક એવો રિવાજ હતો કે એક અપવિત્ર માણસને પવિત્ર બનાવવો હોય તો આતશને સળગાવી તેમાંથી તેને લઇ જતા. ત્યારપછી તેને પવિત્ર થએલો ગણતા.

**ફ્રિમેશનો** પણ પોતાની **મારકમાસ્તરસ** નામની દીગરી કેજે ત્રીજી પદવીમાં આતશના પાતરાંની આગળ ગુઠણે નમીને સેજદો કરવાને શીખવે છે. અને આતશ ઉપર ખુશબો મુકવાસારૂ તેઓ એકને ક્રીરીઆ **બોએદનાર** ઠેરવે છે. એ ક્રીરીઆ કરનારને **હાઇપ્રીસ્ટ** કહે છે. આતશ ઉપર ખુશબો મેલવાને ફ્રીમેશનો એવું સમજે છે કે તે ખુદાને પસંદ છે. અને ઘણું ઉત્તમ કામ છે.

**યાહુદી** લોકો પોતાના દેવલોમાં બંદગી કરતાં એક બંદગીમાં આતશની સ્તુતિ કરે છે. તેમાં એવું બોલે છે કે ફરેસ્તાઓ પણ એક બીજાને કહે છે કે તમો આતશને બુજાવશો નહિ. વળી તેજ બંદગીમાં ખુદાની બંદગીમાં કહે છે કે તું પોતે અશો છે. અને બળતા અંગાર જેવો છે. વળી યાહુદી લોકો માને છે કે દેવલના મુરતને દિવસે આકાશ ઉપરથી **અગ્નિ** યાને આતશ ઉતરીઓ હતો. અને તે ઘણી મુદત સુધી જાળવી રાખ્યો હતો. જેમ જરતોસ્તીમાં વીજળીનો આતશ મેળવે છે તેમ યાહુદીઓએ પણ મેળવેલો છે.

**મુશાપેગંબરે** એક દહેરૂં બાંધીઉં હતું અને તેમાં એક શમેદાની ગોઠવી હતી. જેને યાહુદીઓ **ધી હોલી કેડલ સતીક** કહેતા હતા અને તે દરસાંજે સળગાવવામાં આવતી હતી.

**સુલેમાનના** દેહરાંમાં એવી ૧૦ સુનાની સમેદાની આખીરાત સળગાવવામાં આવતી હતી. એનેજ મલતા જમશેદ પાદશાહે એજમતી ચેરાગ સદાનો બલતો બનાવીઓ હતો.

**હીબરૂઓ** પોતાના રહેવાના મકાનમાં આખી રાત ચેરાગ બાલવાની પોતાની ફરજ સમજતા હતા. કદાચ તે ચેરાગ બુજાઇ જતો તો મોટી આફત ગણતા હતા.

**બાઇબલમાં** એવું જણાવેલું છે કે **પાપીનો ચેરાગ બુજાઈ જશે. લાટીન** જુનાની લોકો પોતાનાં દેવળમાં એક ચેરાગ અને જાહેર સરઘસમાં મશાલ બારવાનો શવાબ સમજે છે. અને તેથી રોમના **સેંટપીટરસના** દેવલમાં અને બીજી બીજી જગ્યામાં રાત દિવસ ચેરાગ બલતો રાખવામાં આવે છે.

**ખ્રીસ્તીઓનાં** બાઇબલમાં લખે છે કે **મુશા તથા ઇજીહલ** અને **દાનીઅલને** ખુદાતાલાએ પોતાનાં ફરમાંનો જે જાહેર કરીઆં હતાં તે આતશના બલતાંમાંથી બતાવીઉં હતું. વલી **ક્રાઇસ્ટ** જે છેલ્લે દિવસે આવનાર છે તેબી આતશના બલતાંમાંથી દેખાવાનો છે. વળી એ બાઇબલમાં જણાવે છે કે ખુદા છે તે આ દુનીઆની રોસ્ની અને જીંદેગી અથવા નુર છે.

**હીંદુ ધર્મશાસ્ત્રમાં** આતશની સ્તુતિ વીશે આવેલું છે. ઋગ્વેદનાં દશ મંડલો છે. તેમાં આઠમાની શરૂઆતનું પહેલું મંત્ર અગ્નિની સ્તુતિનું જોડેલું છે. અને તેની સરવતી **વાસી** કરી ગણેલું છું. જેને પ્રીતિપુર્વક વહાલા યજમાન તરીકે બોલવામાં આવે છે. અને તેને ઇશ્વર શકિતના રૂપ તરીકે કહ્યો છે. અગ્નીથી ઉતરતો દરજ્જો **ઇંદરનો** ગણેલોછે. વળી ગીતામાં કૃષ્ણ અર્જુનને એવી ખબર આપે છે કે ઇશ્વરનું સ્થળ અગ્નીની ચેહમાં છે.

વિષ્ણુ પુરાણમાં બ્રહ્માના મુખમાંથી પેદા થએલા પુત્ર અગ્નીનું વર્ણન આપે છે. વલી હિંદુઓ હોમ યજમાં આતશનો ઉપયોગ કરે છે. મોટા મોટા યજ્ઞ કરતાં આતશને સૌથી ચઢતો ગણે છે. અને તેથી એની જગા ઘણીજ ચઢતી રાખે છે. આપણે આતશને હોરમજદનો પુથ્ર ગણીએ છીએ. તેજ રીતે આ ઋગ્વેદમાં પણ છે. **મહુમદીઆન લોકો** આતશને ઘણી ક્રીઆ વખતે આગળ રાખે છે. ને સુગંધી ચીજ બાળે છે. તાબુત અને ઓરસ એ બેઉ ટાંકણે આતશને માન આપે છે. કેમકે તાબુતમાં ધુપ આપીઆ વગર તાબુત કરતા નથી. અને ઓરસ વખતે રાતના લાઇટ સલગાવીઆ વગર ઓરસ થતો નથી.

એ સિવાય હલકી કોમવારાબી મરણ વખતે અને લગન વખતે આતશને હાજર રાખે છે.

હવે આપણે આતશને સરવેથી મોટો દરજ્જો રાખી આતશબહેરામ, આતશ આદરીઆન, અને આતશદાદગા, એવા ખેતાબથી ઓળખીએ છીએ.

હવે આતશબેહેરાંમ એમાં શબ્દનો ફેર છે. આતશબેહેરેઆમ. આ **આતશ બેહેરેઆમ** એ ખરો છે. આતશ એટલે **અગ્નીઃ તત્વ પ્રકાશીત ઝરો** બહેરે એટલે **મુરાદ** અને આમ એટલે **ખલકત** હવે **આતશબેહેરેઆમ** એનો અર્થ સામટી રીતે એમ થાય છે કે **સર્વ જગતની પ્રજાની મુરાદ બર લાવનારો અગ્નીનો ઝરો**. ઉપલા બોલ ઉપરથીજ આપણે આતશબેહેરાંમ બોલીએ છીએ.

હવે કદીમ જમાનામાં ઇરાનમાં ફકત **આતશગાહ, આતશ કદેહ, આતશખાંને** હતા. હવે આતશ બેહેરામ એ બોલ કેમ આજે વપરાય છે. તેનું કારણ છે. જ્યારે ઇરાનથી આપણું ટોળું હિંદુસ્તાન આવવા દરીઆઇ મારગે નીકળ્યું હતું. તે દરીઆમાં કુદરતી ઘણું તોફાન થયું. ત્યારે અથોરનાંનોએ આ તોફાનથી બચીએ તેમ ધારી માનતા લીધી કે જો આ મુશકેલીના વખતમાં બેહેરામ યઝદ યાને બેહેરામ ફરેસ્તો મદદ કરે તો હિંદુસ્તાનની જમીન ઉપર ઉતરતાંજ પાક **બેહેરામ યઝદની** યાદમાં એક **આતશ બેહેરામ** બાંધશું. આ મુરાદ બર આવી અને સહી સલામત હિંદના દરીઆ કિનારે આવી પોહોંચ્યા. ત્યાર પછી માનેલી મુરાદ **બેહેરામ** ફરેસ્તાને યાદ કરી **આતશ બેહેરામ** બનાવીઉ બનાવવાની પહેલાં **જાદીરાણા** જે રાજા હતો. તેની પરવાનગી લીધી અને પોતાની સાથે ખોરાશાનથી લાવેલા આલાતોથી આતશ બેહેરામ બનાવી આ બનાવવાનો હિંદુ સંવત ૭૭૭ સાત્તસો સીત્તોતેર અખાડ વદ ૯ને દિવસે. એટલે સંવત ૭૭૭ના ૯મા મહીનાના ચોવીશમે દિવસે **આતશબેહેરામ** તખ્તનશીન કીધા. આતશ વિષે કથા ચાલે છે કે પ્રથમ આતશ બેહેરામ કીધા તે વેળા વીજળીનો આતશ મેળવવા માટે વડા દસ્તુરે જંગલમાં પતથરની એક મોટી શીલા ઉપર સુખડ મુકીઉ અને ચારે દીશાએ ચાર પરહેજગાર મોબેદોને ભણતર ભણવા ઉભા રાખીઆ. અને બુલંદ અવાજે માથરાણી ભણીઆ. વડા દસ્તુરે આકાશ જોઇ ગેબી શકિતવાલા મીથ્રના કલાંમો ભણીઆ. તેવો તુરત એક વીજળી પેલા સુખડપર પડી. અને આતશ રોશન થયો. આ વાતને ઘણી મુદત થઇ, આ વીજળીનો આતશ બીજા આતશો સાથે હાલના ઉદવાડાના આતશબેહેરાંમમાં છે.

આ આતશ બેહેરાંમ બનાવતાં ૧૬ જાતનાં આતશોને સામેલ કરવામાં આવે છે. વળી પાદશાહને ઘેરના આતશ તેમ ફકીરના ઘેરના આતશ સાથે થાય છે. તેમજ આતશબેહેરામનો સેજદો કરવાનું પાદશાહને ફરમાન છે. તેમ ફકીરનેબી છે.

હાલમાં જરતોસ્તીઓનું વડું આતશબેહેરામ ઉદવાડા ખાતે છે. આ ઉદવાડાના આતશબેહેરામ છે તેજ આતશબેહેરામ ઇરાનથી આવી જાદીરાણાની રજાથી પ્રથમનુંજ બનાવેલું છે. એ આતશબેહેરામમાં ખુદરતી વીજળીનો આતશ છે.

હવે આ ઉદવાડાના આતશબેહેરામની તવારીખ એવી છે કે ઇરાનથી આવ્યા પછી **સંજાણમાં** જાદી રાણાના રાજમાં **સંજાનેજ** બનાવીઉં હતું. ત્યાર પછી **જાદીરાણાના** વંશના તાબામાં ઘણાં વરસો રહ્યા પછી ઇસ્વીસન ૧૪૬૫માં **મહમુદબેગડાએ** ચઢાઇ કરીને **જાદીરાણાનું** રાજ લીધું. ત્યાર પછી જરતોસ્તી ઉપર જુલમ ગુજરવા માંડયો. આ જુલમથી **આતશબેહેરામને** લઇને **બાહારોતના** પહાડોની ખીણોમાં ૧૨ વરસ સુધી જઇ રહ્યા. તે પછી ત્યાંથી વાંસદાના જંગલમાં જઇને ૧૪ વરસ સુધી રહ્યા. આ વખતે નવસારીમાં ચાંગા આશા નામે એક તવંગર બેહેદીને મદદ કરી આ આતશબેહેરામને નવસારીમાં ઇસવીસન ૧૪૯૫ માં લાવી સ્થાપના કરી. નવસારીમાં આ આતશબેહેરામ ઇ૰ સ૰ ૧૭૩૨ વેર નવસારીમાં રહ્યા હતા. પણ ઇ૰ સ૰ ૧૭૩૨માં પીંડારાઓનો જુલમ ગુજારવા માંડીઓ તેથી મોબેદોએ તેજ સાલમાં સુરત લઇ ગયા. ને ઇ૰ સ૰ ૧૭૩૩માંજ પાછા સુરતથી નવસારી પાછા લઇ ગયા. આ પછી સંજાના મોબેદોને અને નવસારીના મોબેદોને હકનો વાંધો ઉઠીઓ. તે વાંધાનો ઇનસાફ **સોનગઢ** ગાયકવાડની દરબારમાં ગયો. આ ઇનસાફ સંજાણા મોબેદોના લાભમાં ઉતરીઓ. ને ગાયકવાડે આતશનો પરવાનો કરી આપ્યો. તેથી નવસારીમાંથી આ આતશબેહેરામને ઇ૰ સ૰ ૧૭૫૧ માં તા૰ ૧લી અકટોબરે વલસાડ લઇ ગયા. ત્યાર પછી સર્વે મોબેદોએ એકમત થઈ આ અંજુમને **દામાજીરાવ** ગાયકવાડ પાસેથી પરવાંનો લઇ ઇ૰ સ૰ ૧૭૫૨ના અકટોબર મહીનાની તા૰ ૨૮મીએ ઉદવાડા ખાતે જઇ આ આતશબેહેરામને હંમેશના સ્થાપન કીધા કે જે હાલમાં પણ ઉદવાડામાં કાયમ છે. એ ઉદવાડાના **આતશબેહેરામને** સરવેથી મોટું માન છે. તે ખુદ ઇરાનની શાખા છે.

હવે જરતોસ્તીઓની વસ્તી ઘણીજ નાની છે. અને મુખ્ય આતશબેહેરાંમો હિંદુસ્તાનમાં તથા ઇરાનમાં મલીને ૧૦ આતશબેહેરામ છે. તેમાં ૨ ઇરાનમાં છે. જેમાંનું ૧ યઝદ શહેરમાં છે અને એ આતશબેહેરામ શાથાનીઆન પાદશાહના વખતનું છે. બીજું આતશબેહેરામ **કેરમાનમાં** છે. અને હિંદુસ્તાનમાં ૮ છે. તેમાં ૧ બનાજીનું ૨ હોરમજીવાડીઆનું

૩ દાદી શેઠનું ૪ અંજુમનનું ૫ ઉડવાડાનું ૬ દેશાહીનું નવસારીનું ૭ સુરતનું દાદાભાઇ મોદીનું ૮ મું પેસ્તનજી કાબાભાઇનું કદમી સુરતનું છે.

હવે આપણે ભણતી વખતે આતશબેહેરામની સાંમે આતશબેહેરામ આદરફરા બોલીએ છે. હવે આતશબેહેરામનો આપણે અરથ એમ કરીએ છીએ કે **સરવે જગતની મુરાદનો બરલાવનાર** હવે આપણે **આ-દરફરા** સાથે બોલીએ છીએ **આદરફરા** તે ફીઓ આતશ છે તો **આ-દરફરા** તે આપના શરીરમાં જે આપણા દહાપણનું વધતું ઓછું પરમાણ છે. આપણે સમજવાની શકતી રાખીએ છીએ તે **આદરફરા** છે.

**આદરફરામાં** બીજા ૩ આતશો સમાય છે. જેવા કે **આતશેફરા આતશે દારા, આતશે નેરીઓ, આતશે ખોરહે.** તેમાં

૧ આતશ દારા.

૨ આતશ નેરીઓ.

૩ આતશ ખોરહે.

૪ આતશ ફરાહ.

આ ચાર આતશો માણુસ જાત મો છે. એને આપણે સામટી રીતે **આદરફરાથી** ઓળખીએ છીએ.

હાલની આપણી શકતી **આતશેદારા** ઉપરછે. જયારે **આતશે નેરીઓ** ઉપર આવે ત્યારે તેની બુદ્ધિ ઘણી ખીલેલી હોય છે. અને જયારે તેથી બી આગળ વધે ત્યારે **આતશખોરહે** અને **આતશફરાહ** ઉપર આવે. ત્યારે માણુસની વાતને અને સામા માણુસના વીચારને બોલવા વગર પામીએ છીએ. અને દુનીઆના કારોબારથી અંદીથ વાકેફ થાય છે. આ વા પરહેજગારો હિંદુસ્તાનમાં ગણા વરસ ઉપર થઇ ગયા છે. **એ વિષે આગલાં પાનાંઓમાં જોવું.** તેમજ હાલના વીદવાંનો છે અને અવસ્તાના અબીયાશીઓ છે.





# આપણાં વહાલાં ગુજર પામેલાંઓ, તેનું રવાન, અને તેની ફરવષી.



આપણી ભલી દીન જરથોસ્તી એવું માને છે કે એક માણસ મરણ પામીઓ કે તેની સાથેનો સંબંધ છુટો થયો. પણ તેમ નથી. તેનું **રવાન યાને આત્મા** અમર રહે છે. ગુજરેલાં આપણાં વહાલાંઓ જીવતાંઓથી દેખીતી રીતે તુટે છે. પણ તે ગેબી અંદીથ રીતે ચોકસ હદમાં ચાલુ રહે છે. એક માણસ જે પોતાના મોતની છેલ્લી ઘડી સુધી પોતાનાં વહાલાં માટે ફીકર ભર્યા અને કાળજીમંદ હોય છે. અને તે વીચારશે કે મારા મોતથી મારાં વહાલાંઓનુ શું થશે. એવા અંદેશાવાલાનું મોત. થવા પછી તે વહાલાં માટેની કાળજી અને મોહોબત ભુલી જાય. જેને માટે ઘણી ઘણી રંજ ખેંચી તે મરણ બાદ તેને તદન વીસરી જાય તેમ નથી. અને આપણા પાક ધરમમાં એમ છેજ નહી. આપણા ધરમ પ્રમાણે દરેક જરસ્તોતીઓની ફરજ છે કે પોતાના મરણ પામેલા વહાલાઓની ભલી યાદદાસ્ત મનમાં તાજી રાખવી અને ગુજર પામેલાઓનું આભરોનું એહેસાન જાહેર કરવું.

ગુજરેલાં વહાલાંઓ અને જીવતાં વહાલાંઓ વચ્ચે અરસપરસનો ઘણો અંદીથ સંબંધ રહે છે.

જો જીવતાંઓ પોતે સદગુણી નીવડીને મરનારની મદદ પામવાને લાયક થાય તો ગુજરેલું ખેસી તે વહાલાંઓ ઉપર રહેમ ભરી નજર ચાલુ રાખે છે. અને તેઓના હકમાં આશીશ યાને દુવા દે છે. એટલુંજ નહિ પણ જીવતાંઓની મદદ અને યારીએ આવે છે.

જે ગુજર પામેલા તેઓના જીવતાંઓ સાથે મોહોબત ભર્યો સંબંધ ધરાવે છે: તે અશો **ફરોહરોની** મારફતે છે. આપણે જાણીએ છીએ કે

માણુસના **આતમીક** ભાગ **રવાન** અને **ફ્રેરોહરો** અને એ **રવાન** તેમજ **ફ્રેરોહરો** બેઉ જુદાં છે. હમેશાં માણુસનું **રવાન** કરણીનો જવાબદાર છે. અને માણુસનું **ફ્રેરોહર** રેહબર છે આ દુનીઆમાં એક માણુસે જે કામો કરીઆં હોય તે માટે તેનું **રવાન** જવાબદાર છે. પણ **રવાન** અને **ફ્રેરોહર** એ બેઉને એક એકની જોડેજ તેને કી-રીઆની ભેટમાં યાદ કરીઆ છે.

જેમ **અશો રવાન અશો ફ્રેરોહર એ દરીયાદ બાદ** હવે માણુસના મરણ બાદ ત્રીજી બાંમદાદે તેનું **રવાન** ચીનવદપુલ આ ગળ મેહેરદાવર તેમજ રશનેરાસ્ત આવે છે. અને આસ્તાદયઝદ સા થે મેહેર તેનો ઇનસાફ આપે છે. આ વખતે તેના કરણીએ તે **રવાન** પહોંચે છે. પણ ફ્રેરોહરોનું તો કામ **રવાનને** હમેશાં સારો મારગ દેખા ડવાનું અને **રવાંનની** રેહબરી કરવાનુંજ છે.

જો ફ્રેરોહરની રેહેબરી કબુલ રાખી જો **રવાન** ભલા કામો કરેછે તો બેહેસ્તમાં યા નહી તો તે તેની કરણીએ પહોંચે છે.

દાદારઅહુરમજદે દુનીઆમાં સરવેની **ફ્રરવષી** સરવેથી પહે લી પેદા કરેલી છે. અને **ફ્રરવષીને** કંઇબી રીતની જવાબદાર રાખી નથી આપણને એક પુરી સાબેતી આપણી ભલી દીનમાં મલે છે તે એજ કે આપણી ધરમ કીરીઆમાં અશો **રવાંન** અશો ફ્રેરોહર સાથે લઇ જે જે કીરીઆ અથોરનાંનો કરે છે. તેમાં **રવાનને** ચડતે દરજજે જવાનો અને **ફ્રેરોહરોને** ખુબી કરી **આપને** સંતોષ લેવાનો છે.

જે મરણ પામનારને પહેલે ત્રણ દિવસની જે કીરીઆ આપીએ છીઇએ. તે ગુજરેલા રવાનના ભલા માટેછે. તેથીજ શરોશ તેને નેગેબાનીમાં રાખે છે. અને ચોથે દિવસથી મરનારની અશો ફ્રેરોહરોની કીરીઆ કરવા માં આવે છે.

હમેશા **ફ્રેરોહરોને** જયારે આરાધીએ છીએ. તે વખતેજ **ફ્રેરોહરો** આપણી આગલ અંદીથ આવે છે. એટલા માટે કોઇબી ભણ-તરની કીરીઆમાં હંમેશાં અશો **ફ્રેરોહર** એ શબ્દ વિના આગલ ચાલ-વાનો રસ્તોજ નથી. એ વિષે અવસ્તા— * **અશાઓનામત્રંઘોહીશ શુરાઓ સપેનતાઓ** ફ્રરવષીઓ **યજમઇદે યાવીશાદ આવચેઇનતી**

* ફ્રરવરદીનયસ્ત કરદો ૧૩ ફકરો ૪૯, ૫૦, ૫૧ અને ૫૨.

હુમશપથમેદ્દેમ પઈતીતુમ આઅહઅથર ત્રીચેરેનતી દશપૈરે ખશફ્નો અવત અવોજીશના ઓધ્રેહુમનાઓ કોનોસ્તુવાદ કો યજાયને કોઉફ્રીઆદ કોફ્રીનાદ કોપઇતેજનાદ ગઓમત જ-શત વસ્તરવત અસનાસ નેમંવહે કેહુનોએદ નાંમે આધેઈરયાદ ફહે ઉરૂવ ફ્રરાયોજયાદ ફહુમાએ નોઇતદ દેમ હાથરેમદ્દીઆદ.

આઅત યો નાહીશ ફ્રરાયો જાયતે ગયોમત જશાત વશતરવત અષનાશ નેમંધેહે અમાંએઆફ્રીનેનંતે ખશનુંતાઓ અઇનીતાઓ અદબેહુસ્તાઓ ઉગરાઓ અષાઉનામ ફ્રવશીઓ.

બુઇયાતઅમોનમાંને ગેઓસચવાંથવ વીરનામચબુયાદ આસશચ અરૂપોદેરેજશચ વાખશો બુઆદ નાશતાઇઓ વથાખનો યોનોબાદ ફ્રરાયોજાઇતિ ગઓમતજશત વસ્તરવત અશ-નાશ નેમંધહ.

અરથ—અશો ફ્રરોહરો હંમશપથમેદેમ યાને હર વખતે અ-વસરઉપર કુટુંબ અથવા મહોલ્લા તરફ આવે છે. અને ૧૮ દિવસ યા હરવખત ફરેછે. કે કીયો મરદ હમારી સ્તુતી કરે છે. કોણુ અમોને આરાધે છે. કોણુ અમોસાથે સંબંધ રાખે છે. અમોને કોણુ ચાહે છે. કોણુ અમોને ગાય અને વસ્તર સાથે માન આપે છે. હમારામાંનું કોનું અહીં નામ લીએ. તમારામાંથી કોનો આત્મા અમોને આરાવે. અમારામાંથી કોનને તે બખશેશ આપે. કે જે હમેશાં હમેશ ખાવા લા-યક ખોરાક હોય.

હવે આવી મોતેબર ફરોહરોની કીરીઆની ભેટ ફરોહરો લઇને આપોને જીવતાં વાહલાંઓને તે શું દુવા દઇ જાયેચ તે તપાસવું.

જે મરદ તેઓને યાને અશો ફરોહરોને ગાયો અને વસ્તરવાલા હાથથી અને પવીતરાઇને પહોંચનારી બંદગીથી આરાધે છે. તેને તે ખુશ-નુંદ થએલા નહીરંજીદે થએલા અને નહી આજુરદે થએલા અશો ફરો-હરો દુવા દેછે કે આ ઘેરમાં એટલે જે ગેરમાં તેઓની આરાધના થાય છે. ત્યાં ગોપંદોના અને માણુસનાં ટોળાંની વરધી થજો. અને ઝડપ વાળો ઘોડો અને મજબુત ગાડી થજો. જે સખશ ગાયો અને વસ્તર વાલા હાથથી અને અશોઇને પહોંચનારી બંદગીથી અમોને હંમેશાં આ-રાધે તે શખશ સ્તુતિ પામેલો અને વખણાયેલો થાએ.

ઉપલી દુવા ખુદ ફરોહરો આપણે જીવતાંઓને દુવા ગુજારેછે. ત્યારે આપણે સજાવાર છે કે તેને કદી નહી છોડતાં તેની કીરીઆને

માટે ઘણાજ ઉસ્તવાર રહેવું. અને હંમેશ તેનો દારો દીશો જરૂર કરવો. તે વિષે આપણને ફરજ છે.

વળી ગુજરેલાંની યાદમાં અને તેની કીરીઆમાં જે જે જણાવેલું છે તેમાં ટુંકમાં જણાવીશ કે આએ આફ્રીગાનમાં ફુલ, ફળ, તેને લગતી પવીતરાઇ પાકીજગી ચીજો વિષે આપણને શું દેખાડે છે.

અવસ્તા * **યાઓ મદહેમચીદ મીયજદનામ બઓવને ઉપવજેનતે**

**અરથ**–અશો લોકોનાં ભલાં બહાદુર વરધીકરનાર **ફરોહરો** ને અમો આરાધીએ છીએ. જેઓ મીયજદો, અરપણ કરેલી ચીજોની વચ્ચે હજારો હજાર આવે છે.

આ અવસ્તા ઉપરથી ઠરે છે કે **ફરોહરો** તેઓનાં મલતાંઓની સાથે અતરે આપણી થતી કીરીઆમાં અંદીથ હાજરી આપે છે. અને ખુશાલ થાએછે. અને તેના ખેશના **ફરોહરોને** સાથે લાવે છે.

અવસ્તા.

+ અઓર વંઘઉઇશ ઉપશેએતે યાઓઆપો યાઓસચઉરૂઅરાઓ યાઓસચ અપાઓનામ ફરવષીઓ ઈદ ફરીથાઓ પઇતીજંતાઓ ખુયત અહમીઅ નમાનેઈદ આથરવનો.

અર્થ—ઓ ભલાં પ્રાણીઓ, ઓરવરો, અને અશોનાફરોહરો, અહીં નીચે તમો મકાન કરો. અહીં આ ઘરમાં પ્યાર પામેલાં થાઓ. અહીં દેશના અથરોનાંનો ભલી અશોઇનો વિચાર કરે છે.

આ અવસ્તા ઉપરથી ફુલ, ફળો, યાને ઓરવરો, અને પ્રાણીને, **ફરોહરોહની** સાથે સંબંધ છે.

એ ઉપરથી આપણી આફ્રીગાનની કીરીઆમાં ફળ, ફુલ, ઓરવર, અને પાણી, હંમેશ વાપરીએ છીએ. તે અવસ્તાના ફરમાંનથી છે.

હવે આપણા ઘરમમાં તેમજ પારકા ઘરમમાં જે ફુલ વધારે વાપરવાને આપોને ઘણા દાખલાઓ મલે છે. પણ અત્રે એકજ દાખલાથી જણાવીશ કે આપણામાં સુગંધી ફુલપાનથી અશો આદમીઓના રૂહને ખુશ થતાં જણાવેલાં છે.

---

* ફરવરદીન યસ્ત કરદો ૨૨ ફકરો ૬૪.

+ ફરવરદીનયસ્ત કરદો ૩૧ ફકરો ૧૪૭

* **પવન હોસ્બામે સે દીગર વલમન રોબાને આહલોબન દયન ઓરવરે બુઈએ બસી મબર ગશત**

એનો અર્થ ત્રીજી બાંમદાદે તે અશોનું **રવાન** ખુશબોદાર ઝાડ પાનોમાં ફરતું ( હોય છે ).

આવા કાયદાથી આપણે હંમેશ ખુશબોદાર ફુલને અતીશે માન આ-પીએ છીએ.

હવે એ ફુલ વિષે જાણવું જોઇએ કે આરેના અથરોનાનોમાં તેમજ હાલના **ઈરાનના** અથરોનાંનોમાં ફુલ કેમ માંડવાં અને કેટલાં માંડવાં એ વિષે મતફેર છે.

શાપુર કામદીનની રેવાએટમાં પાંચ ફુલથી સાધારણ આફ્રીગાંનમાં વાપરવા લખે છે. અને એ પાંચનો અંદાજો પાંચ ગેહનો ગણે છે ચીઆરમનુ આફ્રીગાન કરે છે. ત્યારે તેમા ફુલ ત્રણ માંડવાનું લખે છે. ત્યારે હાલ આપણે પાંચની સાથે બીજાં ત્રણ જોડી નાંખીને ૮ માંડીએ છીએ. એ વિષે હાલ વધારે લખવા માંગતો નથી. હવે જોતી રાથવીને ફુલ આપી માનથી ઉભો રાખે છે. અને **અહુરહેમજદાઓ રેવતો ખરે નંગતો** બેઉ અથરોનાનો ભણે છે. તે એજ કે હોરમજદ જેમ પેલી દુનીઆનોસાહેબ છે. તેમ આ ગેતીનો પણ છે. તેથી હુરમજને બેઉ દુનીઆની ખુશાલી કરવાને આ જોતી રાથવી ઉભો રહીને માનની યાદ આપે છે. અને છેવટે જોતી તથા રાથવી એક એક સાથે હમશરીક થઇને ફુલને ઉપરથી નીચે અને નીચેથી ઉપર હુ**મતનાંમ હુખતનાંમ અને હુવરશતનાંમ** બેઉ આપ લે કરે છે. તે એજ કે એક એકની સાથે જુજ સમાયલો છે. એને હમશરીક થાય છે.

વલી અરદા વીરાફનામામાં તથા **મીનોખેરદમાં** કહે છે કે આ જેહાનથી આપણું જવું હુમત, હુખત, અને હુવરશતના ૩ કદમથીજ છે અને બહેસ્તના સાત દરજ્જા છે. પણ તેના ૩ વિભાગો છે, તેમજ **રવાન** અને **ફરવશીને** તેના કરણીના દરજ્જામાં પહોંચવાને બી ૩ વિભાગો છે. જેવા કે **અશાઓનામ ફરવશનામ** આ **ગેરેનામ એવેશુરેનામ** આ પહેલો તબકકો છે. **પોએરીઓદકએસનામ ફરવસનામ** આ બીજો તબકકો છે. અને **નબાનજદીસતનામ ફરવસનામ** આ ત્રીજો તબકકો છે.

---

* અરદાવીરાફનામું બાબે ૪.

ઉપર કહ્યું તેમ **અસાઓનામ ફ્રરવસનામ** માં ત્રણ વિભાગ છે. મરણ પામનાર પોતાની કરણી મુજબ તેના દરજ્જાને પામે છે. જે મરનાર સખસ અશોઇમાં હોતો નથી તો તેને **દુશમત, દુઝુખત, દુઝુવરશાત**ના ઉલટા દોજખમાં દરજ્જાવાલુ થાય છે. દોજખને અવસ્તામાં **દરૂજોદ્દેમાને** કહેલો છે.

હવે **રવાંનને** તો તેની કરણી મુજબ ઇનસાફથી બેહસ્ત યા દોજખ મળે પણ તેની **ફ્રરવશી** યાદ કરનાર શખશો આગળ આવે છે. એ નકકી છે.

•જો **રવાંન** પોતાના શવાબમાં હોયતો **રવાન**બી કીરીઆમાં આવે તેથી આપને કીરીઆમાં **અશોરવાન અશો ફ્રરોહરને** યાદ કરીએ છીએ.

હવે **રવાન** અને **ફ્રરવશી** કીરીઆની ભેટની સાથે યાદ કરવાની જરૂર છે. તે વિષે એક દાખલો બતાવીશ.

:+: દાદાર અહુરમજદની તથા અમશાસ્પંદોની ખુશનુંદીને માટે અશોવાલા ફ્તેહમંદ દુનીઆની આબાદી કરનાર અશો શરોશયઝડની ખુશનુંદીને માટે **માહરૂ** ઉપર મુકેલી જોર સાથની બરશમથી હાવનના વખતમાં ખોરાક, મીયઝદ, પાણી, એરવર, ગોશીદો, હું તૈયાર કરવાને ચાહું છું. જરથોસ્તના **ફ્રરોહરને** ખુશાલ કરવાને માટે હોમ, પરા હોમ તથા સઘળી ચીજોને પાક કરનાર આતશ ખુશનુદીને માટે એશમ બોય, તૈયાર કરૂં છું.

ઉપલી કીરીઆના આલાતોથી **રવાન** અને **ફ્રરવશી**ની કીરીઆ થવી જોઇએ. હવે **રવાન ફ્રરોહુરો** આપણી પાસે નહીં નજરે પડે એવી નેયામતો માંગે છે.

અવસ્તા + **ખનવઈતીશ અશહે વેરેજો યઝમઈદ્દે યાહુ ઈરીસ્તનામ ઉરૂઆંનો શીયનતી** અરથ—અશોઇનાં ચળકતાં કામોને હમે આરાધીએ છીએ કે જેથી ગુજરેલાઓના **રવાનો** ખુશી થાય છે.

આ દાખલા ઉપરથી જણાશે કે અશોઈ તે અંદીથ ચલકતી છે. અશોઇ હોય નહીં તો અંદીથ ચળકાટ હોય નહીં, આ અશોઇ ખુદ અથરોનાંનોને ઘણી સમજવાની છે.



:+: યજશની હા. ૩ ફકરો ૧–૨

\+ યજશની હા. ૧૬ ફકરો ૭



# અશો ફ્રવર દેગાંનનાં દિવસો અને તેના ભેદો.



ફ્રવર દેગાંનનાં દિવસો સરવેથી મોટા, સરવેથી પવિત્ર, સરવેથી સરસ એમ આપણે સમજતા આવેલા છીએ. જ્યારે સરવેથી પવિત્ર ગણીએ છીએ ત્યારે એની પવીતરાઇની મતલબબી સરસ હોવી જોઇએ. ફ્રવરદેગાંન એટલે શું અને એ શબ્દનો અરથ શુ? ત્યારે ફ્રવરદેગાંન આ ત્રણ શબ્દને છુટા પાડશું. ફ્રવર અથવા પરવર, એટલે **પરવસી** કરનાર પીતા એ ઉપરથી પરવર દેગાર; દે, એટલે આપવું, અર્પણ કરવું; ગાંન, એટલે જાન યા જીવ યા **આત્મા** ત્યારે ફ્રવરદેગાંન એટલે **પરવશી કરનાર ખુદાને રવાન આપવું, રવાંનનો ભોગ આપવો.** એમ થાય છે. ફ્રવરદેગાંનના દિવસો એટલે **જાન કુરબાંનના પવિત્ર દિવસો.** હવે મુકતાદ એ શું મુકતી મેલવવાના દીવસો આ મુકતાદ એ શબ્દ અવસ્તા ભાષાનોનથી. પણ હિંદુસ્તાની શબ્દ છે. પણ ફ્રવરદેગાંન અને મુકતાદ પણ એકેકને મલતાજ છે. મુકતી યા અમરગી એને સામટી રીતે મુકતી મેળવવાના દિવસો. હવે ગાહામબાર ખુદાતાલાએ છ તબકકે એક પછી એક પેદાશો પેદા કીધી, તેની યાદ આપનારા **ગાંહામબારના** દિવસો છે. એજ પ્રમાણે ફ્રવરદેગાંનનાં દિવસો તે માણુસ જાત સંપુરણે પહોંચી જાન કુરબાંની કરી અમરગી મેળવતાં જે જુદા જુદા તબકકામાંથી પસાર થશે તે જાહેર તરીકા મુજબ બતાવનારા આ દિવસો છે. જેમ ગાંહામબાર ગયા બનાવની યાદ આપે છે, ત્યારે ફ્રવરદેગાંન આવતા બનાવોની યાદ આપે છે. ગાંહામબારનું કરવું છે તે ગઇ ફસલ પુરી થઇ તેનું છે. ત્યારે આ આવતા બનાવ યાદ આપે છે.

જ્યારે ખાકી શરીર ધારણ કરતાં **રવાન** અને **ફ્રવષી** હસ્તીમાં આવ્યાં ત્યારથી તે પાછું સંપુરણે પહોંચી અમરગી મેળવતાં જે જુદા

જુદા તબકકામાંથી પસાર થયું છે, અને થશે. તે એક વરસના એટલે **ફરવરદીન** મહીનો ને **હોરમઆઝદ** રોજથી તે નવાં વરસનાં એજ મહીનાના અમરદાદ રોજ સુધીની ગેહો, રોજો, હમકારાઓ, જશનો, ગાંહાંસબારો, ફરવરદેગાન વિગેરે પવિત્ર દિવસો અને એ દિવસોએ થતાં કીરીઆ કામો મારફતે જાહેર તરીકાની રીતી મુજબ ચિહન રૂપે બતાવે છે. જેથી માણુસ કયાંથી આવીઉં, અને તેનું છેવટ શું છે, તેની યાદ માણુસ જાતને દર વરસે મલી આવે છે. અવસ્તાનો અરથ. * અએ અશો **રવાંન** ફાની દુનિયામાંથી હંમેશની દુનિયા તરફ અહીંયા અમારી આગળ તું કહાં આવીયું **ફરવરદેગાન**ના દિવસો અસપંદાદ મહીનો ને અમરદાદ રોજે પુરાં થાય છે. આ પવિત્ર હંગામને ત્રણ તબકકામાં (માચીમાં) વેહેચી શકાય છે. જે પહેલો અરસેશવંગ રોજથી તે અનેરાન રોજ સુધીનો છે. એને પંજીએ કેહ + (નાના) ગણેલા છે. જુના વરસની આખેરી આવે છે.

જુના વરસની આખેરી બતાવે છે કે માણુસ જાત આ દુનીઆની ખાકી જીંદગી પુરી કરી મીનોઇ આગળ વધે છે.

**અસપંદાદમદ** જમીનનો પ્રતીનીધી હોવાથી એ મહીનાની આખેરી બતાવે છે, કે માણુસ જાત અંગ્રેમીનોની ઉપર ફતેહ મેળવશે અને સપેના મીનોની **ફરવશી**નું રાજ થશે. પણ એ રાજયમાં દાખલ થવા પહેલાં માણુસ જાતે ૭ કદમ ભરવાં પડશે તે આરશેશવંગ રોજથી તે અનેરાંન રોજ સુધીના દિવસો છે.

હવે સરવેથી પહેલો દિવસ અરશેશવંગ એને લગતા અવસ્તાના લખાણો ઉપરથી સમજી શકાય છે. **અરસીસવંધને અસનો** સાથી ગણવામાં આવેલો છે. તે ઉપરથી એવું સમજાય છે કે માણુસ જાત **અશોઈ** ને અનુસરી વિચાર, જ્ઞાન, વચન, બંદગી, કામ કર્મ, અને કીરીયા કરતી થશે.

ત્યારે આસ્તાદ તેનું ખોરેહ પવિત્ર થઇ દરૂજોના હુમલા સામે પોતાની મેળે બચાવ કરવાને તે શકિતમાન થશે. આસમાન તેના ભીતરની મીનોઇ સેતારાઓ પ્રકાશીત થશે. જમીઆદ તેના હોશના દરવાજા ખોલશે. મારેસ્પંદ તે મિનોઇ ડહાપણ મેળવશે. અનેરાંન તેનું શરીર મિનોઇ રોશનીથી દીપતું થશે. આવી વીગતોયસ્તો ઉપરથી મેળવી શકાય છે,

* વંદીદાદ પરમરડ ૧૯ ફકરો ૧૯

+ પંજીએ કેહ તે આસ્તાદ રોજથી તે અનેરાંન સુધીના દિવસો.

માણસ જાત પોતાની સરવે ઇંદ્રિયો ઉપર કાબુ રાખવાને શકતીમાન થશે. અવસ્તા પરમાણે શરીરના નવ દરવાજા (છિદ્રો) ઉપર ફતેહ મેળવશે. જેથી તેનું **અકોમન** નાબુદ થઈ **એશ્યમન** થશે. જેથી તે મીનોઇ જીંદગીને લાયકની થશે.

આ ૭ કદમને માગીથી ઓળખીએ છીએ. તેથી એ દીવસ છેલ્લો હોવાથી એને માન આપી સરવે ચીજો નવેસરથી ફીરીઆને લગતી શરૂ કરશે. હવે બીજો તબકકો જુનાં વરસ અને નવાં વરસની વચ્ચેનાં પાંચ ગાથાનાં **મીનોઇ ગાયનોનાં** દિવસો છે.

* ગાથા મીનોઇ વિષે **અવસ્તાનો અરથ** જે ગાથા હમોને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા **મીનોઇ** ખોરાક જેવા છે. તથા જે ગાથા હમારા **રવાંનને** માટે ખોરાક તથા વસતર બેઉ છે. તે ગાથા હમુને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા **મીનોઈ ખોરાક જેવા** છે તથા તે ગાથા હમારા **રવાનને** માટે ખોરાક તથા વસતર બેઉ છે. હમારા શરીરનું તથા બુદ્ધિનું એક બીજા પછી છુટું પડવાથી યાને હમારા ગુજરવા બાદ તે ગાથા હમુને પેલી ચઢતી દુનીયામાં સારો બદલો આપનારા, પુરતો બદલો આપનારા તથા અશોઇનો બદલો આપનારા થાય.

ઉપલા અવસ્તા ઉપરથી જોયું કે જુનું વરસ તે ખાકી જીંદગી અને નવું વરસ તે **મીનોઇ** જીંદગી બનાવે છે. આ બે જીંદગી વચ્ચે માણુસ જાત આવી પહોંચશે, એટલે નહિ માણુસમાં કે નહિ ફરેસ્તા જેવા ખશલત જેવા. કેમકે **ગાથા મીનોઈ ગાયન બતાવે છે.** * માણુસો બસારત મેળવતાં મીનોઇ ગાયન સાંભળે છે. કોઈબી બશારત જોશો તો તે મીનોઇજ અવાજ સાંભળશો. તેમ બીજી દુનીઆ સાથે વહેવાર રાખતાં થશે. પણ આવી ઉંચી હાલતે પહોંચતાં તેને પહેલા પાંચ કદમ પહેલા તબકકાથી આગળ વધવું પડશે. જે **ગાથાના** પાંચ દિવસો બતાવે છે. તેમાં છેલ્લા ગાથા **વહેસ્તોયસ્ત** એ શબ્દનો અરથ **બેહેસ્તનો પ્યાર આપનાર** થાય છે. હવે બેહેસ્તી હાલતે પહોંચવાની પહેલાં **પ્યાર મેળવવો જોઈએ.** હવે એ પ્યાર તે આપણી ફરવશી છે. જે મીનોઇ મેળવે છે. હવે માણસનું **રવાન** તે આશક અને ફરવશી તે માશુક છે. પણ આજે **અકોમનનો** પરદો આપણા ઉપર છે એ પરદો દુર કરવાથી **રવાન** અને **ફરવસી** હમશરીક થાય છે. જેથી માણુસ પોતાના ખોદાને પીછાની શકેછે. અવસ્તા વાણીમાં જણાવેલું છે કે પહેલી

---

* યજશની હા. ૫૫ ફકરો. ૨

* પાંચ ગાથાના દિવશો તે પંજીએ મેહેના દિવસો છે.

સંપુર્ણતા એ પહોંચવાથી માણુસના બાબમાં તે એક નવોજ દિવસ ગણાશે, માટે આ પવિત્ર દિવસને **નવરોજ**થી પીછાનેછે. જરતોસ્તી ફીલસુફી પ્રમાણે દરેક માણુસે પહેલી સંપુર્ણતાએ પહોંચવું જોઇએ એટલે **મીનોઈ,** થવું જોઇએ. એમ હોવાથી એ નવરોજને નવરોજે **આમ** કહે છે. પણ આપણે જે કરણી મેળવ્યે તે +**નવરોજે આમ** છે. **ખાશને** માટે બીજી રીતે હોય. આ છેલ્લા ગાથા વહીસ્તોવસ્ત ને ઘણોજ મોટો દિવસ ગણેલો છે. અને **નવરોજ** તેથી એ દિવસ છેલ્લો હોવાથી એને માન આપી સરવે ચીજો નવેસરથી ક્રિયાને લગતી શરૂ કરશે, કેમકે **મીનોઈ ગાથાનો** છેલ્લો દીવસ છે.

હવે ત્રીજો તબકકો નવા ફ્રરવરદીન મહીનો ને હોરમજદ રોજથી અમરદાદ સાલ સુધીનો છે. નવું વરસ બતાવે છે કે માણુસ જાત એક નવીજ દુનીઆમાં એક નવીજ જીંદગી ગુજારતી થશે. આ નવું સાલ તે ફ્ર**રવષી**ની દુનીઆ ફ્રરવરદીન મહીનાથી **ફ્રરોખ ફ્રરવરદીન** શરૂ થાય છે, તે સપેનામીનોનું ફતેહનું થશે.

હોરમજરોજે સવારના જે **વનત** કાપેછે, લોખંડની છરીથી તે બતાવે છે કે દરૂજનો રસ્તો કપાઈ જશે. જુદાઇ દુર થઇ વનત જે મીઠી છે, તેનો મીઠાશ મોહોબતનું રાજ થશે. જેથી છ **ખુનીઓ વનત** સેતારો પરગટ થશે. સઘળાં સુખી થશે. આ વરસના પહેલા દીનને **પતેતી** કહેછે. કેમકે ગુજરેલામાં પશ્ચાતાપ શરૂ થશે. જીવતાંઓ છે તે આ દુનીઆમાં દોજખી છે, કેમકે આપણે બાકી જીવતાઓ અશોઇના રસ્તાઓ ઉપર સાથે **હુમાંજોર** હમા **અશોબેદ** એટલે અશોઇમાં હવે આગળ વધશે. આ દીવસથી ગરમીની ફસલ શરૂ થશે. અને દાદાર હોરમજદની છ શકતી યાને છ અમશાસ્પંદોની શકતી ચાલુ થશે.

પહેલી શકતી બેહેમન રોજ એ દિવસે અકોમન નાબુદ થશે. અને સઘળાં **વોહુમનમાં** વાસો કરશે. બેહ્મન, ગોશપંદો, અને રવાનો ઉપર મહવકલ છે. તે બતાવે છે કે **રવાનોના** પશ્ચાતાપથી તેઓનું **અકોમન** નાબુદ થઇ **વોહુમન** થશે.

બીજી શકતી અરદીબેહેસ્ત એ દીવસે અશોઇના રસ્તા ઉપર આવશે. અને **ઈથરની ગરમી** વધારનાર છે. અને નવીજ ફસલ દાખલ કરી સરવે મુએલા અને જીવતાં **રવાંનોને** ખુશાલ કરે છે. અને ગરમીથી શરદીની રચના છે. તેને બે

+ નવરોજે આમ તે આપણા સંસારી લોકો

ચાણ કરી **અષહે વેહુસ્તના** આથ્રોાં યાને આતશને ઇજીઆથી બેઉ દુનિયાને ખુશાલી આપે છે. અને દક્ષિણનો પવન **શરૂ કરે છે. અને** નવી ફશલ બખશે છે. યાને ગરમીની ફસલની ખુશાલીમાં રપીથવનનું જશન શરૂ થાએ છે.

ત્રીજી શકતી શેરેવર આ **ખસથ્રવઈરીય** એ પાહાદશાના ખજાના ઉપર છે અને પેલી જહાંનનાં **રવાનોને** મલતું તીક્ષણપણું છે.

ચોથી શકતી **અશપંદારમદઆરમેતી**એ ડહાપણ આપી દુનિઆમાં આવેલાંરવાંનોને આ **આરમેતી** ખુશી થઇ તેઓને ખુશી કરવા આપણે **વરવાઓની** બાજ કરી તેને ખુશાલી બખશીએ છીએ, એટલે જે **રવાંનો** આવેલાં **છે,** તે વરમના થનાર છે. આ દિનસે સરવે ચીજો નવી બનાવશું વરાવાઓને માન આપીશું તેથી ત્રીજી માંચી ગણીને સરવે નવું બના:વશું.

પાચમી શકતી **ખોરદાદ** (પુરતાપણું) એ દિવસે જેમ આ દુનીઆના મોટા બનાવો બનેલા છે. તેમ રવાનોના હકમાં તે જહાંનની સારા રસ્તાની ખુશાલી પુરતી મલે છે. અને આપણા વરવાઓને તે જહાંનનું સુખ ફર્યે છીએ. એટલે હવે **રવાંન**ને તે જહાંનની પુરતી ખુશાલી મેળાશે. આ ખોરદાદ સાલ વિષે ધણું જાણુવાનું છે. પણ ટુંકમાં **ખોરદાદ અમશાસ્પંદ** ગેહ, દહાડા, મહીના અને વરસ ઉપર હમેશાં મહવકલછે. ખોરદાદ શાલ વીસે બારે મહીનાના જશનોમાં વાંચો.

છઠી શકતી **અમેરદાદ** જેમ ખોરદાદે પુરતાપણું આપી ખુશી કરેલાં છે. ત્યારે અમેરદાદ અમરગી યાને ઇનસાફ મુજબ અમર જીંદગી ગુજારવા, આ અમર જીંદગીમાં આવેછે. જો રવાંને પોતાની ઇચ્છા રાસ્ત રાખી હોએ તો તે અમર રહી બેહસ્ત મેલવે છે. આ અશો દિવસોમાં જેમ બને તેમ પાકીજગી અષોઇ રાખી માંથ્રવાણી ભણી મરનારનાં **રવાંન ફરવષીને** દુવા ચહાવી. કેમજે રવાનો આપણને દુવા દે છે. કે + **આહુફરશદનામ,** જીવજંતુને સુખ બખશનારી. **વાંથવો** ફરાદનામ, સઘળી પેદાશનાં ટોળાંઓની વરધી, **ગેથોફરાદનાંમ** દુનીઆંની અફજાએશની, **ખશેતો ફરાદનામ,** માલમીલકતની વરધીની, દંગહુફરાદનામ દેશોની આબાદી, જે આ ખુબીઓ સચવાઇ રહેલી છે. તે પાણીના **ફરોહરેથી** છે.

અવસ્તા—÷ **અહુમચ દએનાંમચ બહોદસ્ય ઉરવાનેમચ ફરવષીમચ યજમઇદે.** તે રવાન ખાકી તન છોરવા પછી તેની કરણીએ

---

+ ફરવરદીન યસ્ત કરદો ૧

છેક કેયામત સુધી સાથે જોડાઇ રહી તે પોતાના ફ્રેરોહરની પાસબાં નીમાં સદા રહે છે.

હવે રવાંન અને ફ્રરવષી આ મોટા દિવસોમાં યા તેના મરણોના દિવસોમાં યા તેનાં ખેશમાં ક્રીયા થાએ છે, તે રવાંનોને પહોંચે છે કે નહિ તેને માટે આપણને અવસ્તા મલે છે.

અવસ્તા—÷ યાઉહુજબાતાએ મૈનયુ વહીસ્તાએ યાઉહુજબાતાએ મૈનયુંસુતાએ ફ્રેરુસેનતે બરેસનવો અવંઘહે અશનો.

અરથ—જે અશો ફ્રેરોહરો જયારે ઘણાં ભણાએ છે, ત્યારે મીનોમાં ઘણાં ભલા ખુશાલ થાએ છે. જે અશો ફ્રેરોહરો જયારે સારી રીતે ભણાએલાં થાય છે, ત્યારે મીનોમાંથી બુલંદ આસમાન તરફ ખુશીમાં હીલચાલ કરેછે.

આ ફકરા મુજબ ફ્રેરોહરોના દિવસોએ અવસતાવાણી જેમ બને તેમ ભણવી યા પરહેઝગારીથી ભણાવવી બહુજ ફાયદાવાળી છે.

હવે આ જગ્યાએ હું દાદાર અહુરમજનું ફ્રેરોહરો તથા અમશાશપંદોના ફ્રેરોહરો તથા મીનો યઝદોનાં ફ્રેરોહરો તથા બેઉ જહાંનનાં ફ્રેરોહરોનો સરવે ચીજોના ફ્રેરોહરો વિસે એક ખુલાસો કરૂં છું

અવસ્તા. +વીશપનાંમચ આઓંઘહાંમ પઓઇરયનામ ફ્રરવશનાંમ ઇધ યજમઇદે ફ્રરવષીમ અવાંમ. યામ અહુરહેમજદાઓ મજિશતાંમચ વહિસ્તાંમચ શરેશતાંમચ ખરોજ દિશતાંમચ ખથવીશતાંમચ હુકેરે પતેમાંમચ અષાદ અપનો તેમાંમચ ઇહેઘહે ઉરવમાંથો સપેનતો અઓરૂશો રઓખશનો ફ્રાદરેશારો. કેહરપસ્ચયાઉ રએથવઇએતે શરીરાઉ અમેશનાંમ સપેનતનાંમ વેરેજદાઓ અમેશનાંમ સપેનતનાંમ.હવરેખશેતેમ અઉરવદ અસપેમ યજમઇદે.

અર્થ—આએ તમામ ફ્રેરોહરોમાંથી સૌથી પહેલાં દાદાર અહુરમજદનું ફ્રેરોહરો જે સૌથી ઉંચે દરજાજેનું, સૌથી સરસ, સૌથી સોહામણું ઘણીજ હીંમત આપનારૂં, ઘણુંજ અકલમંદ, ઘણુંજ સવાબકાર તથા અશોઇમાં સઉથી ઉપર તેને આ જગાએ માન સા-

÷ યજશની હા. ૨૬ ફકરો ૪.

÷ ફ્રરવરદીન યસ્ત કરદો ૧૧ ફકરો ૪૨.

+ ફ્રરવરદીન યસ્ત કરદો ૨૩ ફકરો ૮૦ ૮૧

થે યાદ કરીએ છીએ. જેનો જાંન તે સફેદ રોશન અને **ખુબસુરત** **માથરેસ**પેનત છે. અને જેનું શરીર તેજી ઘોડાવાલો **ખુરશેદ** છે. કે જે અમશાસપંદોના ચળકાટને અને અમશાસ્પંદોની ચાલાકીને મળતું છે. તેને અમો આરાધીએ છીએ.

ઉપર પ્રમાણે આપણી ભલી દીનમાં પેદા કરનાર અહુરમજદનું **ફ્રેોહર** છે. કે જે ઘણુંજ સરસ અને સુંદર છે. અતીશે જોરાવર, દાનાવ, અને રાસ્ત, ફ્રેોહર છે.

હવે જેમ દાદાર અહુરમજદનું **ફ્રેોહર** છે. તેમ કુલ દુનીઆની હસ્તીનું **ફ્રેોહર** છે. **ફ્રેોહર** વગરનું કોઇ નથી. તેથી ફ્રેોહરો આ દુનીઆમાં યા બીજી દુનીઆમાં **ફ્રેોહરો** છે. તેથીજ આપણે જેજે ક્રીયા કરીએ છીએ, તેમાં **ફ્રેોહરો** આવી તેને મદદ કરનાર થાય છે.

અવસ્તાનો અરથ + ગુજરી ગએલાંઓના **રવાનો** જે અશોલોકોનાં ફ્રેોહરવાલા છે, તેઓને આ ઠેકાણે હમો આરાધીએ છીએ. આએ ઘરમાં ગુજરી ગએલાં તમામ **નબાનજદિશતોમાંના**, * **હેરબદો**નાં, શગેદોમાંના, નરોમાંના, તથા નારીઓમાંના, જે અશો માણસો, તથા બાઇડીઓ, તેઓનાં **ફ્રેોહરો** આએ ઠેકાણે આરાધીએ છીએ.

આએ અવસ્તા ઉપરથી ઠરે છે કે અશો ફ્રવરદેગાંનના દિવસોમાં અથવા તેના ગુજરવાના દિવસોમાં **રવાન** અને ફ્રવશી જરૂર આવે છે. તેથી જરતોસ્તીઓએ એ ક્રીયા ચાલુ રાખી સંતોષથી બંદગીઓ કરવી, કરાવવી સજાવાર છે

ઉપર જે માચી યાને નવેશરથી કરવાને જણાવેલું છે, તેને માચીથી ઓળખી ઉપમા આપીએ છીએ. ફ્રવરદેગાંનના અશો દીવસો એટલા મોટા છે કે પાહાડશાઓબી એ દીવસોમા પરેહજગાર રેહેતા હતા. પાહાડશા નોશરવાંન વીસે લખેચકે એ દીવસો ઉપર રોમના શેહનશાહ **જસતી**ને એક એલચી ખાતુ ઇરાન ખાતે મોકલીઉ તેરે આ મોતેબર દીવસોને લીધે એલચીખાતાની મુલાકાત નોશરવાંને નહી લીધી અને શરવે દીવસો પુરા થવા પછી મુલાકાત લીધી હતી, એવા યાદગાર દીવસો છે.

---

+ યજશની હા. ૨૬ ફકરો ૭

* **હેરબદો** એટલે જરતોસ્તી ધરમની કેળવણીમાં પુરવીણ ને દીનનો એલમ શીખવનાર.

ફરોહરો. આ દુનિઆમાં ખાકી શરીર ધારણુ કરતા સું મદદ કરેછે.

અવસ્તા + ઉરવતચયેન. અસતિચ. ગઓનચ. દરેવદચ. ઉરૂથવાસચ પઇધ્વયાંઓસચ. ફરવાખશસચ.

અરથ—ફરોહરો પેટમાંના બચ્ચાંના હાડકાં, રૂપ, સનાયુ, આંટરડાં, પગ, તથા શરમગાહને બનાવે છે.

⁘ જાલના છોકરા રૂસ્તમે મરતી વખતે બોલ્યો કે આએ કાયાનુ મરવું તે રવાંનનુ જીવતુ થવું છે અને રવાંનનુ આએ દુનીઆમાંથી જવુ તે માએને પેટે જનમવું છે.

---

+ ફરવરદીન યસ્ત. કરદો. ૨ ફકરો. ૨૨

⁘ દએેશતાંન નજર ક પેમાંની ફરહંગની.





# અશો બાનુઓની ફ્રરવષી

આપણાં ધરમમાં બાનુઓને ગનુ માંણ્ય છે અને તેહની ફ્રરવષીને યાદ કરેલી છે.

* ફ્રરવરદીન યસ્તમાં જાણવા જેવાં બાનુઓનાં ફ્રરોહરોને યાદ કરેલાં છે તેમો નાંમાકિત બાનુઓ વીસે તુક નોધ.

**અવરસ્તા** હવોવયાએ અષઓનયાએ ફ્રરવષીમ **યજમઇદે** ફ્રરેનયાએ અષઓનયાએ ફ્રરવષીમ યજમઇદે થ્રેતયાએ અષઓનયાએ ફ્રરવષીમ **યજમઇદે પોઉરૂચિસતયાએ** અષઓનયાએ **ફ્રરવષીમ યજમઇદે** હુમાયાએ અષઓનયાએ **ફ્રરવષીમ યજમઇદે.** હુતઓસયાએ અષઓનયાની ફ્રરવષીમ યજમઇદે.

**અરથ** હવોવયાએ તે ફ્રશોષ્ટ્રની જરતોસ્તની ઓરત અને ફ્રરશોસ્ત્રની. છોકરી **ફ્રરેનયાએ** તે જરતોસ્તની વડી બેટી છે **થ્રેતયાએ** તે જરતોસ્તની બીજી બેટી છે, અને **પોઉરૂચીસતયાએ** તે જરતોસ્તની ત્રીજી બેટી છે, **હુતઓસયાએ** તે ગુસતાસ્પની ઓરત છે હુમાયાએ તે ગુશતાપની બેટી છે.

અવરસ્તા **કનયાઓનાં** અષઓનયાએ **અષઓનો ફ્રરવષીમ યજમઇદે** કનીયાએ જગરૂધો **અષઓનયાએ** અષઓનો ફ્રરવષીમ યજમઇદે **કનયાધો ફ્રરઘહાધો** અષઓનયાએ **અષઓનો ફ્રરવષીમ** યજમઇદે કનયાઓઉરૂધયનતો **અષઓનયાએ** અષઓનો ફ્રરવષીમ **યજમઇદે** કનયાઓપએસંઘહનવ **અષઓનયાએ** અષઓનો ફ્રરવષીમ યજમઇદે

આ. પાંચ કનયાઓએ ગની સેવાકરી ધરમને ગનો વધારેલોછે માટે તેઓની ફ્રરષીને યાદ કરેલી છે.

* ફ્રરવરદીન યસ્ત કરદો ૩૦-૩૧

અવસ્તા. કનયાઓ સરૂતત ફેધરયો અષઓનયાઓ ફ્રવષીમ યજમઇદે કનયાઓ વંઘહુ ફેધરયાઓ અષઓનયાઓ ફ્રવષીમ યજમઇદે કનયાઓ એરેદત ફેધરયાઓ અષઓનયાઓ ફ્રવષીમ યજમઇદે.

અરથ—૧ સરૂતત ફેધરયો તે ઉશેદર બાંમીની માએ ૨ વંઘહુફેધયાઓ તે ઉશેદર માહની માએ ૩ એરેદતફેધરયાઓ. તે શોશીઓશની માએ ઉપલી ત્રણ બાનુઓથી ઉશેદરબામી, ઉશેદરમાહ, અને શોશીઓશ, અવે પછી જનમ લેનાર છે તેઓની ફ્રવષીને યાદ કરેલી છે.

આ ત્રણ બાનુઓના પરતાપથી જે પેદા થનાર છે તેઓને ફ્રવષીમો યાદ કરેલા છે.

ફ્રવરદીન યસ્ત ના. ૨૫ મા કરદાથી તે ૨૭ મા કરદા સુધીમાં ૨૨૫ નાંમાકિતોની ફ્રવષીને યાદ કરેલી છે તેમાં ૨૨૩મુ નાંમ. ઉખશીયત એરેતે ૨૨૪ નુ નાંમ. ઉખશીયદનેમંઘહો અને ૨૨૫ મુ નાંમ અસતવત એરેતહે આ ત્રણ નાંમ ૧ ઉશેદબાંમી ૨ ઉશેદરમાહ ૩ શોશીઓસ નાં નાંમો છે અને ફ્રવરદીન યસ્ત ના. ૩૦મા કરદામાં ૨૫, ૨૬, ૨૭, નાંમ હોશેદરબાંમી, હોશેદરમાહ, અને શોશીઓશ એવેના માએનાં નાંમો છે.

કેમજે આપણા અવસ્તામાં જાબજાં જણાવેલું છે કે થઇ ગયેલાઓ, હાલમાં ચાલતાઓ અને હવે પછીના થનારાઓની ફ્રવષીને યાદ કરેલી છે તેમાં આ ૩ ફ્રવષીને આગળથી યાદ આપેલી છે.

અવસ્તા—+ અઇરયનામ દખ્યુનાંમ નાઇરીનાય અષોનેનાંમ ફ્રવષાએ યજમઇદે.

તુઇરયનામ દખ્યોનાંમ નાઇરીનાંમ અષોનેનાંમ ફ્રવષીઓ યજમઇદે સાઇરીમનાંમ દખયેનામ નાઇરીનાંમ અષોનેનામ ફ્રવષીઓ યજમઇદે. સાઇનીનામ દખયેનાંમ નાઇરીનાંમ અષોનેનામ ફ્રવષીઓ યજમઇદે દાહીનાંમ દખયેનાંમ નાઇરીનાંમ અષોનેનામ ફ્રવષીઓ યજમઇદે વીશપનામ દખયેનાંમ નાઇરીનામ અષોનેનામ ફ્રવષીઓ યજમઇદે

અરથ—અઇરનનામ તે ઇરાન મુલકની અષોનારીઓની ફ્રવષીછે. તુઇરયનાંમ તે તુર્કસ્તાન મુલકની અષો નારીઓની ફ્રવષી છે. સઇ-

+ ફ્રવરદીન યસ્ત કરદો. ૩૨

**રીમનામ** તે સેરીમના મુલકની અષો નારીઓની ફ્રરવષી છે **સાઇની-નામ** તે શાઈનીની જગાની અષો નારીઓની ફ્રરવષી છે **દાહીનામ** તે દાહીનામની જગાની અષો નારીઓની ફ્રરવષી છે **વીશયનામ** તે તમાંમ ઘેરના મહોલ્લાઓના ગાંમમાં શહેર અને મુલકોની તમામ ફ્રરવષીને યાદ કરેલી છે. અવસ્તામાં તમામ ફ્રરવષીઓ જેવીકે થઇ ગીએલાઓની હાલમાં ચાલતાઓની અને હવેપછી થનારાઓની યાદ આપેલી છે.
તેમ આ તમાંમ ફ્રરવષીમાં આપણાં વહાલાં ગુજર પામેલાંઓને આપને ગેરના બાજ ગોજગારોના દીવસોએ શરવે ફ્રરવષીને સામેલ કરી-એ છીએ અને પોતાની કીતી અને ક્રીયાના પુનમાં ચઢતા દરજ્જા માં બેહસ્તમાં પહોંચવાને એવી સરવેની ફ્રરવષીને આપણે દુવા ચાહીએ છીએ આપણા મરનાર મુરબ્બીઓની ફ્રરવષીને દર વખતે યાદ કરી તેને આરાધીએ છીએ.

મરનાર શખ્શોના દિવસે જરૂર ફ્રરવષીનીયાદમાં શરવે ક્રીયા કરવી યા કરાવવી તેમાં મરનાર શખ્શનું નામ યાદ કરીને પછી કદીમ ફ્રરવ ષીઓને અને હાલની ફ્રરવષી અને અવે પછી ફ્રરવષીને યાદ કરીએ છીએ એ ઘણુંજ બહેતર છે. અને આપણાં વાહાલાઓને યાદ કરી તેની ક્રીયા કરવી ગની સજાવાર છે.





# આપણા પાક પેગમ્બર સાહેબ અશો જરથુસ્ત અને એ જરથુસ્ત બોલનો ભાવાર્થ.

વજર કરદ **દીની** નામની પહેલવી જુબાનની કેતાબમાં લખે છે કે એ **વજર કરદ દીની** કેતાબ હઝરત જરથુસ્તનો શાગેરદ **મેદીઓ** માહ નામનો હતો. તેની જોડેલી છે. તેમાં લખે છે કે **જરથુશત** એ બોલની માએની અને અર્થ શુનાની મીશાલે ખાલેશ તનનો, પેદા કીધેલો તથા ખુરહે, રોશની અને એજમતનો સાહેબ છે.

વળી બીજી કેતાબ **શરેશતાન** નામની છે. તે **ફરજાને બહેરામ બીન ફરહાદની** જોડેલી છે. તેમાં લખે છે કે **જરથુસ્તની** માએની તે ખોદાતઆલાના **પ્રથમ** પેદા કીધેલાને કહે છે, **પ્રથમ** પેદા કીધેલાને આપણે **અવસ્તાથી** તપાસીએ.

પ્રથમ અહુરમજદે કુલ આલમને પેદા કીધી. તે વખતથી એ અઝરત જરથુસ્તનું નામ એ ભલી દીનના પાક અવસ્તાઓ જંદ મધે પઢવામાં જાહેર કીધેલું છે.=અવસ્તા=**ફરૂઅરાને મજદીઅસનો જરથુશતરેશ** એ પદ પઢું છું અને જારી કરૂં છું માજદીઅસની જરથુસ્તી દીન.

**અવસ્તા**—* **હાઉઅનીમ આ રતુમ આહોમો ઓ પાઅઅદ જરથુશતરેમ. આતરેમ પેરે ઇઓજ દથેંતેમ ગાથાઓશચ સરાઉ ઇઅંતેમ આદેમ પેરેસદ જરથુશતરો. કો નરેઅહે.**

* યજશની હા. ૯ ફકરો ૧.

અરથ—હાઉિઅન ઘેહેના વખતમાં હોમ યજદની નજદીક અશો જરથુસ્ત પહોંચ્યો. યાને મુલાકાત થાએઓ તેજ વેલાએ હોમ યજદ આતશનો ખોઆંન યાને તખત પાવ કરતો હતો. અને ગાથાવાણી ભણતો હતો યાને અષેમ વોહુ ૩ ફરૂઆરાને મજદીઅસનો જરથુસ્તરેશ કરીને પદ પઢતો હતો. તે વારે એ રવેશે પુછ્યું જરથુસ્તે હોમ યજદને કે હોમ યજદ એ કોણ મરદ છે. યાને એ અવસ્તા તું જે જરથુસ્ત કરીને નામ પઢે છે. તે કીઓ જરથુસ્ત છે. તેવારે હોમ યઝદે જવાબ દીધો કે હું જે જરથુસ્તને અવસ્તામાં પઢું છું. તે તારૂં નામ છે. કે ખોદા તાલાએ તમામ દુનીઆ પેદા કીધી તે દીનથી તારૂં નામ તમામ અવસ્તાઓ જંદમધે પઢીઆમાં આવે છે. ઉપલા અવસ્તા ઉપરથી ખુલ્લું જણાય છે કે પહેલ વહેલો જરથુસ્ત છે.

હવે પ્રથમ પેદા કીધેલાને યાને જરથુસ્તે નીચેની દુનીઆમાં અકલે અવલ પેહલી અકલની જગો ઉપર હતો. તે સબબથી એ દુનીઆમાં તમામ આદમીઓએ નામ જરથુસ્ત કરીને કહે છે.

[ બીજો દાખલો ] નફ્રેશેકુલને કહે છે યાને તમાંમ જેહાનમાં આદમીઓનાં સઘળાં રહોનું મોહોટું રૂહ છે, તેથી એનું બુઝોરોગી ભરેલું નામ જરથુસ્ત કરીને રાખ્યું છે.

+ બીજું બુધ શેતારાનાં આશમાનની અકલનું નામ છે. બીજું ખાલેશ નુર અને રોશનીનેબી કહે છે. જેવારે એ જરથુસ્ત ખાલેશ નુર અને રોશની ભરેલો હતો તે સબબથી એનું નામ જરથુસ્ત બોલાય છે.

બીજું ચંદ્રમાના આસમાનની અક્કલનેબી કહે છે. તેહને આરબીમાં અકલેફ્આલ કરીને કહે છે. જેવારે એહની બક્ષેશ ચંદ્રમાના પેહલા આસમાનની મીશાલે એ ખાકી દુનીઆમાં ઘણી જીઆદે છે. તેથી એનું એવું નામ ફેજનો બખશનાર કરીને મશહુર થાય છે.

બીજું ઇનશાનોની તરેહ યાને તમામ ઇનશાનની જાતનો મુરબ્બી યાને પાલનારને કહે છે. જેવારે જરથુસ્ત આ દુનીઆનો મુરબ્બી અને પરવરસનો કરનાર હતો તે સબબથી એ બુઝોરાગી ભરેલું નામ પામ્યો છે. બીજું રાસ્તી બોલનારને કહે છે. જયારે જરથુસ્ત હરગેજ જુઠું નહી બોલેલો અને સાચી ખબરોનો આપનાર હતો. તેથી એનું નામ જરથુસ્ત કરીને જાહેર થયું છે.

+ દશાતીર મોતી.

* બીજું ખોદાઇનુર અને રોશની તથા રોશનીના પરવત અને છાયાને કહે છે. અને એના નામને ઘણી એક તરેહથી ફેરવીને બોલે છે. જેમકે જરથુસ્ત, જરાતોસ્ત, જરદોશત, જરાદોશત, અને જરદતોશત કહે છે.

વળી એજ શારેશતાન કેતાબ મધે લખેછે કે શી પારેશ શહેરના તમામ ખોદા પરસત લોકો, દાનાવો, ફ્રાજેલ, હકીમો તથા નાનાં મોટાં ઓ એમ બોલે છે કે હજરત જરથોસ્ત ખોદાતાલાનો મોકલેલો કાબેલ અને પુરો પહોંચેલો પેગમ્બર અને ખોદાતાલાની હજુરમાં ઘણો બુઝોરગ છે. તેહને ખોદાતાલાએ આ નીચેની આલમના ઇનસાનો ઉપર પેગમ્બર કરીને મોકલેલો છે. જે આલમને રહેનોમાઇ કરે.



* જરથોસ્તના મોજેજા દુનીઆને ઘણુાજ બોધ આપનારા છે. વાંચો મોજે જાતે જરથોસ્ત



# આપણા વખશુરાણ વખશુર અશો જરથુસ્તની ભલી ખુબી અને ગુશતાસ્પ પાદશાહનો ઇતિહાસ અને ચાંમડાના લખાનો અને પરશી પોલીશ.

આપણા પેગમ્બર જરથુસ્તની ભલી ખુબીનો કંઇ પાર નથી. એમ આપણે પૂરેપુરૂં સમજીએ છીએ પણ તેની ઉપ્રાંત બીજી કોમ વાલાઓ આપણા જરથુસ્તની ખુબી શું શું દેખાડે છે. તેજ જોવું વધારે અગત્યનું છે.

યુરોપીઅન વિદ્વાનો જેવાએ અવસ્તા વાણીનો અભ્યાશ કર્યો છે. તેઓએ જરથુસ્તની એકે અવાજે તારીફ કીધી છે. તેની ગાથાવાણી ઉપરથી સ્પીગલ, હાઉગ, ગૈગર, મીલ્સ અને બીજા ઘણાઓ તેની યાને જરથુસ્તની હયાતી ભોગવી જનાર જણાવી કબુલ રાખે છે. એટલુંજ નહિં પણ તેની ફીલસુફીઓ અને નીતિની શીખામણો ઉપરથી તેને આર્ય સુધારાનો એક મહા પુરૂષ ગણેલો છે. ડા૦ હાઉગ મુજબ તેના ધરમનો મુખ્ય ભાવાર્થ એક ખોદાને માનવાનું શીખવે છે કે ખોદા એકજ છે. તેની ફીલસુફી એવી છે કે એક ખોદાની સ્પેનાંમીનો અને અંગ્રેમીનોની બે મુખ્ય શખતીઓ છે, જેઓ દુનીઆની હસ્તી અને મૂળ કારણો છે. તેની નીતીનો શબક એ છે કે નેક વિચાર, નેક વચન, અને નેક કામ એથી માણસનું ખરૂં ભલું થાય છે. ડોકટર હાઉગ કહે છે કે જ્યારે

પ્લેટો જેવા ફીલસુફ પાછલા જમાનાની સંપૂરણ ફીલસુફી જેવું જાહેર કરી ગયો નથી. તો તેની હજારો વરસ આગમજ થઇ ગએલો ફીલસુફ જરથુસ્ત પોતેજ હતો તો પણ જે થોડાક ફીલસુફી ભરેલા વિચારો તેની શીખામણોમાંથી મલી આવે છે. તે દેખાડે છે કે જરથુસ્ત એક મોટો અને ઉંડો વિચાર કરનાર હતો. જે પોતાના જમાનાના સરવે દાનાઓથી ઘણો ચઢતો અને આગળ વધેલો હતો. અને પોતાની પછી ઘણીએક સદીઓ બાદ થઇ ગએલા ઘણાજ વિદ્વાન માણસો કરતાં પણ જરથુસ્ત ઘણો કુશળ હતો, અસલી ગ્રીક અને રોમન લોકો પોતાના જ્ઞાન અને ડહાપણ માટે ઘણા મગરૂર હતા. તે છતાં તેઓ જરથુસ્તની બેહદ તારીફ કરી ગયા છે. તેજ માણુસ જાતની બુદ્ધિના વધારાની ઇતીહાસમાં જે ઉંચી અને મરતબા ભરેલી જગા તેણે એક વખતે હાથ કીધેલી હોવી જોઇએ તેની પુરતી સાબેતી છે.

ડૉકટર **મીલસ** જરથુસ્તને એક ઐતિહાસીક માણુસ થઇ ગએલો કબુલ રાખે છે. ગાથા તેના બનેલા કહે છે. તેનો મેહજબ તેની આગમજના તેમજ તેની પાછળના મેહજબવાળાઓ **મજદયસ્નાનો**ની પેઠે આગળ વધતો સુધારો દેખાડનારો જરથુસ્ત હતો.

વળી જરથુસ્તે તેની આગમજના ધર્મવાલાઓનો તુચ્છકાર કીધેલો નથી. અસલી **આર્ય** દેવતાઓ, ઇરાની યજદો ફરેસ્તાઓ અહુરમજદના નામના એકજ ખોદઃ આગળ ગુમ થઇ જાય છે. તોપણ તે યજદોને જરથુસ્તે માનવા નહી એવું ફરમાવ્યું નથી, વળી **મીલસ** જણાવે છે કે જરથુસ્તે આપણુને એવાં લખાણો પુરાં પાડેલાં છે કે જેમાંનો એક એક શબ્દ વિચારથી ભરપુર લાગે છે. આ વિચારોને લંબાણુ નહિ કરતાં એકથી બીજા છેડા સુધી મુખતે શરમાં છે. અને જાહેર કીધું છે કે અહુરમજદના જે નીતિ ગુણોછે. તેઓને તેણે આદમીના જાનને ચઢતે દરજ્જે બનાવવા તથા તેનું છેવટે તારણ કરવા માટે કાસદ તરીકે હોરમજદે જરથુસ્તને મોકલ્યો છે.

વળી **મીલસ** લખે છે કે જરથુસ્ત હીંમતવાન હતો. અને આફત વેલાએ તે ચુપ રહેતો નહિ. અને ફતેહ મેળવવાને તે હંમેશ તેની પુઠે લાગવાની તે નવાઇ જેવી ખુબી ધરાવતો હતો વળી તેનો લાગવગનો વિસ્તાર વધારે હતો. પ્રાંતો તેમજ ગામો સાથે લશકરો તેમજ આસામી સાથે તેને કામ હતું. વલી રાજ્ય કરતો પાદશાહ અને મોભાદાર સરદા

રે હતા. તેઓની સાથે પણ કામ હતું.

વલી પવિત્ર ભણતર તરફ મોટું માન ધરાવનારા આદમીઓનું તેવું મંડળ બન્યું હતું વળી એ સઘળાઓની સાથે ધરમ ગુરૂઓ જરથુસ્તને પગલે ચાલનારા ઘણા હતા. એવા રીતથી તેના મંડળમાં રાજા પ્રજા અને અમીર ઉમરાવો મળીને ત્રણ વિભાગ હતા. વળી તે જમાનામાં એ વિષે ભારે ચરચા હતી. અને એ વખતે * ગુશતાસ્પનું તખત પણ ભયમાં આવી પડયું હતું. અને બેણુદુવ, કવિ, કરપન, ઉ-સિશ એ સઘળાં શત્રુઓ હતાં. એ શત્રુઓની સામું પાદશાહ ગુસ્તાસ્પ, જરથુસ્ત, જામાસ્પ, મેદીઓમાંહ, ફરશોશાત્ર, એ સઘળા દોસ્તો હતા જરથુસ્તની પવિત્ર વાણી માત્ર ખોદાઇ બસારતનું પરિણામ હતું. હવે જરથુસ્તનો જમાનો જોઇએ છીએ તો આજે ૪૫૦૦ વરસથી આઠ હ જાર ઉપર જાય છે. તેમ છતાં આજના જાણીતા બીજા મોટા ધરમો ક રતાં જરથુસ્તનો ધરમ ઘણોજ જુનો અને બીનકુલ ખરો ઠરે છે. એક નામીચી લખનાર મ્પ્રેજ બાનુ જણાવે છે કે જરતોસ્તની તવારીખના જમાનાની શરૂઆતમાં પોતાનો ધરમ શીખવી ગયો છે. અને તેની તે શીખવણીને લીધેજ આજનો જમાનો ખબરદારીનો વારસો મેળવ્યો છે.

પ્રોફેસર રોથ નામનો જર્મન વિદ્વાન પોતાના સુંદર ગ્રંથમાં કહે છે કે ખ્રસ્તી ફીલસુફીનું ઉત્પત્તીનું મૂળ જરથુસ્ત છે. વળી પાયથાગોરસ અને પ્લેટો જેવા વિદ્વાનની ફીલસુફીના વિચારો પણ ભલખમાં જાહેર થએલી જરથુસ્તની ફીલસુફીમાંથી ઉછીના લીધેલા છે. એ રીતે જોતાં પહેલ વહેલું જરથુસ્તનુંજ મળી આવશે. વળી હાલની ખ્રીસ્તી ફીલસુફીને આજની સુધરતી હાલતે પહોંચતાં ૩૫૦૦ વરસો લાગ્યાં છે, એ વિષે ખુલ્લા શબ્દોમાં કહે છે કે વીચારો ચલાવવાની આપણી અર્વાચીન રૂઢી પોતાની શરૂઆત ખરેખર જરથુસ્તમાંથીજ મેળવે છે અને * ખ્રીસ્તી ધર્મ જરથુસ્તી મજહબની કલ્પનામાંથી ખાલી નીકળ્યો છે. આ રીતે જોતાં જરથુસ્તની ફીલસુફી સર્વથી પ્રાચીન છે. અને આજની ખ્રીસ્તી ફીલસુફીનું મૂળ પણ જરથુસ્ત છે.

ડૉક્ટર મીલસ ના કહેવા મુજબ યાહુદીઓએ ઘણા વિચારો જરથુસ્તની ફીલસુફી ઉપરથી લીધેલા છે. અને ખ્રીસ્તી મજહબના ગાયનોના વિચારો તેમનું મુળ જરથુસ્તના પુરાણા વચનોમાં છે

* ગુશતાસ્પ અને અરજાસ્પની લડાઇ છે.

* જરથુસ્ત અને બાઇબલ

આપણા અવસ્તામાં સૌથી સરસ અશરોનાંન યાને ધર્મ ગુરૂઓ સૌથી સરસ રથેશતાર યાને પેહેલવાન અને સૌથી સરસ વાસ્તરીઓ યાને ખેતીબાંન એ ઉપરથી જરથુસ્ત એટલો બધો કાબેલ હતો કે તેની બરાબરીનો કરનાર કોઇ બીજો પેગમ્બર થઇ ગયો નથી. તેમ તેની આગમચ તેમજ તેના જમાનામાં તેમજ તેમી પછી એના જેવો કોઈ નથી. વળી એ જરથુસ્તને પુર ખોરેહ હતું ખોરેહ અને નુરનાં પ્રકાશથી એનો જોરીઓ કોઈ દુનીઆ જોઈ શકશે નહીં વળી અવસ્તામાં જણાવ્યા મુજબ જરથુસ્ત ખુબસુરત તનવાલો, સારા ગુંટન વાલો, લાંબા હાથનો હતો. અને તેના તનની આસપાસ નુર યાને ખોરેહ ફરી વળેલું હતું તથા તેનું રવાન સુખી હતું જેમ હુરમજદ દુનિઆનો તેમ જરથુસ્ત આ દુનિયાનો એક + યઝદ હતો. હુરમજદ પછીનો મરતબો +જરથુસ્તનો હતો. અને તેની ફતેહની કરામત સચાઇથીજ કામ લેવામાં આવતી હતી. તે સાચો હતો. અને તે ઉપરથી બીજાઓને બોધ દેવામાં આવે છે કે તમે × સપેંનતમાન જરથુશ્ત જેવા રાસ્ત થજો.

જરથુસ્તની બીજી ખુબુઓ એ હતી કે બદીની સામે તે હીંમતથી અને હીકમતથી કામ લેતો. અને ખંતીલાપણું રાખીને ફતેહની આશા રાખતો હતો. લોભ અને લાલચ સામે હંમેશાં મન મજબુત રાખતો હતો. અને ખોદાઈ જ્ઞાન મેળવવાને ઘણોજ ઉશતવાર હતો. તનદરોસ્તી જાલવવાને તે આતુર હતો. ખેતીવાડી અને લગન એ બેઉને ઉત્તમ ગણતો. લગનની પવીતરાઇ અને એખલાશ વાળી જીંદગીને તે પસંદ કરતો હતો. વળી જેને ઘટે તેને સખાવત કરવા અને જેને ઘટે તેને સજા કરવાનો હુકમ હતો.*નીતિ વીનાનું ભણતર નકામું છે. અને ક્રીયાથી મલતું શવાબ નીતિ વીના રદ છે એવી તેની શીખવણી છે, વળી તેની આબી શીખામણ છે કે આસપાસનાઓ સાથે મળતા રહેવાથી લાભ છે. અને આપણી ઉપર જફાઓ. ગુજરે તે છતાં એકલાં હુરમજદને વળગી રહેવામાં ફતેહ છે.

× યજશની હા. ૩ તથા ૭

+ યસન હપતગ ઘાએતી હા. ૮

+ આશીરવાદ પાજંદ

* ગાથા

તજકરતોલહોકમામાં લખે છે કે, **હજરત જરતોસ્ત** ઘણું ફાજેલ હતો. પણ એની વાતોને સમજવામાં મારી અકકલ આજેજ ત્થા હેરાન છે. અને એના કલામો ભેદ ભરેલા છે. એને કીતાબોમાં જરતોસ્ત પેગંમ્બરને **રમજગો** કહેલો છે.

ઉપર જોયું તેમ અશો જરથુસ્તની ફીલસુફીની સાથે તેને રાજકરતા શાહ ગુસ્તાસ્પની ટુંક તવારીખ જાણવી જોઇએ. કેમજે ગુસતાસ્પનાજ નશીબમાં ભલી દીનનો પાયો રચનાર તે અશો જરથુસ્ત્ર છે.

ગુશતાસ્પના બાપ લોહોરાસ્પ એને બે ઓરત તેમાં પહેલી ઓરત કેકાઉશના ખાનદાન વાલીના બે દીકરા પહેલો **અરદેશીર** અને બીજો **શીદસ્પ** અને બીજી ઓરતના બે દીકરા **ગુસ્તાસ્પ** અને **જરીર** ઉપલા ચાર દીકરામાં ગુસ્તાસ્પ ઘણો ચાલાક, બાહોશ, બહાદુર અને બારીક તપાસવાળો હતો. તે પહેલી રાણીના પેટનો નહિ પણ બીજીને પેટનો હતો. તેથી રાજ કરવામાં હકદાર હતો નહિ. તેથી તે ગુસ્તાસ્પ એક વખતે કોઇનેબી ખબર કરવા વગર આપ મરજીથી **હિંદુસ્તાન** ગયો. એ વિષેની ખબર લોહોરાસ્પને મલવાથી તેના સગા ભાઇ **જરીરને** પાછો તેડવા મોકલીને તેણે ગુસ્તાસ્પને કહ્યુલ્યું કે તને તખત મળશે આવી સરતથી ગુસ્તાસ્પ પાછો મેળમાં આવ્યો. પણ પાછળથી **લોહોરાસ્પને** એમ સુઝયું કે ગુસ્તાસ્પનો પાદશાહ થવાનો ખરો દાવો નથી. ત્યારે પાછો **ગુશતાસ્પ** ઇરાંન છોડીને રૂમશાંમ તરફ નીકળી ગયો. પણ ગુસ્તાસ્પની ઉપર ભુખ મરો પડવાથી તેને એક મહેતા દાખલ રૂમના પાદશાહની ખીજમતમાં રહેવા માગ્યું ને ત્યાં તેને ઉંટના સારવાંનની નોકરીમાંથી લાગ લાગો નહિ. અંતે એક લુવારનેત્યાં તેને કામ મળ્યું. પણ ત્યાં ગુસ્તાસ્પે પહેલોજ અથોડો જોરથી મારીઓ કે એરણના ટુકડા થઇ ગયા. તેથી તેને લુહારે પણ કાઢી મુકયો તેથી આ શાહજાદો તંગદસ્ત થઈ પડયો. આખર એક ખેડુતે તેની ઉપર દયા કરી તેને પોતાને ઘેર રાખ્યો. તેને પુછતાં તો એક મોટા શાહજાદાનો દીકરો જાણ્યો તેથી થોડી મુદત ત્યાંજ ગુજારી એવામાં રૂમના પાદશાહની બેટીનું માગું થવાની તૈયારી થઇ. ત્યારે તે બેટીએ એક રાતના **ગુસ્તાસ્પને** **સ્વપનામાં** જોયો. તે ઉપરથી તેનીજ સાથે નેકા કરવાને રાજી હતી, પણ બાપને એવિષે ખબર નહતી પાછળથી તેશાહજાદીએ એવું નકકી કર્યું કે આપણા રાજયમાં જયાફત આપવી. અને તેમાં તમામ રૈવતને જમવા નોતરવી. તે શાહજાદીની નેમ એજ કે શરવેમાં તે સ્વપ્નામાં દેખાયલો

મરદ જમવા આવશે. તેવી રીતે બે વાર જમાડવા છતાં તે ગુસ્તાસ્પને જોયો નહિ. ગુસ્તાસ્પ જમવા વીસે કંઇ બી ખુલાસો જાણતો નહોતો. પછી પેલી શાહજાદીએ ત્રીજીવાર ઢંઢેરો એવો ફેરવ્યો કે પરદેશી કે દેશી સરવે શાહજાદાઓએ જરૂર જમવા દાખલ થવું. એ દિવસે ગુસ્તાસ્પ અને તેના ખેડુતને બી ચોકસ ખબર થઇ. તેથી તેઓ ઢંઢેરો સાંભળતાંજ જયાફતમાં દાખલ થયા. જેવો ગુસ્તાસ્પને દીઠો કે તેને નીહાળીને વીચાર્યું કે આજ જવાનને મેં ખાબમાં ઇરાનના શાહજાદા દાખલ દીઠો હતો તેથી તે શાહજાદી એકદમ આવીને ગુશતાસ્પના હાથમાં ગુલાબના ફુલનો તોરો આપીને અંદર દાખલ કીધો.

હવે શાહજાદીના બાપને ખબર થઇ તેથી એઉના દીલમાં ખુશી પેદા થઈ. કેમકે ગુસ્તાસ્પનાં દીલમાં કપડાં બી ભીખારી હાલતનાં હતાં. પછી સરવે ગુસ્તાસ્પને શાહજાદા તરીકે જાણ્યો. અને શાહજાદી સાથે નેકા થયા તે શાહજાદીનું નામ + કતાયુન હતું.

ગુસ્તાસ્પની શાદી થઇ તેબી ખજાનાનું સુખ હતું નહિ. કેમકે ભીખારી હાલતેજ પરણાવીને જોરૂ કરીને બહાર કાઢી મુકેલાં હતાં કેમકે ગુસ્તાસ્પે પોતાની શાહજાદા તરીકેની ઓળખાણ આપી હતી. પરંતુ પાદશાહનો વિશ્વાસ હતો નહિ. તેથી એઉને કાઢી મુકયાં હતાં પણ પાછળથી રૂમના પાદશાહે પોતાના જમાઇની ઉપર બાહાદુરી કરી દેખાડી હતી. અને ઘણી સારી રીતે ગુસ્તાસ્પને માન આપી પોતાના લશકરનો સપેહશાલાર નીમ્યો હતો રૂમના પાદશાહને ગુસ્તાસ્પ જેવો પેહેલવાન મલવાથી તેને મગરૂરી આવી અને પોતાનું રાજય વધારવાનો લોભ પેદા થયો. ગુસ્તાસ્પના બળથી **ખુઝનના હાકમ અલીયાસ**નું રાજ રૂમના હાથમાં ગયું. પાછળથી ગુસ્તાસ્પે ઇરાન ઉપર જીત કરવાની ઇચ્છા કીધી. પોતાનાં રાજયનેજ ખાતર બહાર ગયો હતો તેથી પોતાના સસરા પાસે માંગણી કરી. તે ઉપરથી રોમના પાદશાહે **લોહોરાસ્પ** ઉપર ઇરાનનું અડધું રાજ મેળવવાની માગણી કરી. તેથી લોહોરાસ્પે ઘણી તજબીજ કરતાં જણાયું કે આ તો પોતાનોજ **ગુસ્તાસ્પ** છે તેથી તેને **લોહોરાસ્પે** જવાબ વાલીઓ કે જેમ રૂમ અમોને ખંડણી ભરે છે તેમ ભરીઓજા અગર નહિતો તારૂં રાજય હાથમાંથી જશે પછી **ગુસ્તાસ્પ**ના ભાઇ જ**રીર**ને રૂમ મોકલીને ગુસ્તાસ્પને સમજાવી ઇરાન બોલાવી મંગા

+ અવસ્તા મો. હુતોશ મલેચ શાહાનામાંમાં કતાયુન મલેચ.

ગ્યો આખરે ॥ ગુસ્તાસ્પને ઇરાનનું રાજ આપીઉં એના રાજ્યમાં જર-થુસ્ત જેવો નામદાર થઇ ગયો. અને સરવે દુનીઆને ખુશાલી થઈ.

* આ ગુશતાસ્પના રાજ્યમો **આતશ કેદેહો** બંધાયાં અને સરવે પોતાની રઇયતનેબી **આતશની** પરશટેશ કરવાને ફરજ પાડી આ જર-થુસ્તની દીન સર્વેથી પહેલે **આજરબાઇજાંન** પ્રાંતમાં શીખવવામાં આવીઓ હતો અને ૧૨ હજાર ગાયના ચામડાંઓને બારીક બનાવીને તે ની ઉપર ફરમાંનો લખાવીઆં હતાં આ ચાંમડાંના લખાંનોને **પારશી પોલીસ**ના ખડકમાંથી કોતરી કાહાદેલા એક તાકમાં મુકાવ્યાં હતા. આ લખાનોની રખેવાલી શારૂ પરેહજગારો માણુશોને મુકરર કરવામો આવ્યાં હતાં અને થોડાં લખાંનો બહાર રાખીઆં હતાં.

આ ધરમનો ફેરફાર થવાથી શર્વેથી **પહેલાં** તાતારીના પાદશાહ **અરજારપ** શાથે લડાઇ થઇ અને એ ધરમ આખા મુલકમાં ફેલાયો હતો



॥ તારીખે શાહને ઇરાન દફતર ૧ લું
* તારીખે કદીમ ઇરાંન બાબ ચોથો.



# આપણા પેગમ્બર સાહેબ જરથુસ્ત એ નામનો અરથ તથા આપણા પાદશાહોનાં નામનો મૂકાબલો.

જરથુસ્ત એ બોલના જે અરથો આપણા લોકો જાણે છે તે ફારશી કેતાબો ઉપરથી છે. પણ ફારસી બોલોનાં અરથો તેને મલતા ખુદ **અવસ્તાના** બોલો ઉપરથી કરવા જોઇએ. અંગ્રેજીવાલાઓ કોઇ બોલનો ખરો અરથ સમજવા તે બોલને લાટીન, ગ્રીક, સેકસન, નોર્મન ઇત્યાદી ભાષાનો હોય તો તે ભાષામાં તેનો શું અરથ થાય છે. તે સમજવાની ફરજ પહેલી પડે છે. પણ ફારસી પઢેલાઓમાં ચાલુ નથી. ફારસી અવસ્તા તથા પહેલવી વખત પ્રમાણે સારી રીતે આવડતી હોવા છતાં તે વખતમાં એક ભાષાના બોલ સાથે સરખાવવાની તબે તથા રીત માલુમ નહિ હોવાને લીધે તે રીતે મુકાબલો કરી જાણવામાં તેઓ બે નશીબ રહ્યા હતા. ભાષાઓનો એક બીજા સાથે મુકાબલો કરવાની જે વિદ્યા તે છેક હમણા માત્ર પચાસ વરસની ફેલાઈ છે. અને જરથુસ્તીઓમાં સમજતા જશે અને આગળ વધતા જશે ત્યારે ફારસી બોલોના ખરા અને અસલ વિદ્વાનો આપી ગયા છે. તે ઉપર અવસ્તા સાથે તે બોલોનો મુકાબલો કીધા વિના ભરૂશો રાખવો નહિં.

હવે જરથુસ્ત એ બોલનો અરથ કેટલાકએક **મુસલમાન** વિદ્વાનો આપી ગયા છે. તે આજે પડતા મુકીને **સારેતનાંન કેતાબના** બનાવનાર **ફરજાને બહેરામે** જે અરથો આપ્યા છે તે નીચે મુજબના છે. તે

લખે છે કે **આઇને આઇન** નામની કેતાબમાં લખેલું છે કે જરથુસ્ત નો અરથ તે પહેલાં પેદા કીધેલાને કહે છે કારણ કે જરથુસ્ત પહેલ્લી અકકલની જગાએ હતો. એટલે પહેલ્લી અકકલ રાખનાર હતો, તેથી દુનીઆમાં ઇનસાન લોકો તેને એ નામથી બોલતા હતા અને વલી નકશેનાં મથકોનું એ નામછે. કારણ તમામ માણસોના તનમાં બોલનારો એક નફસ છે જરથુસ્ત બધા માણસોને શીખવનારો હતો. તેથી એ નામીચા નામથી તેનું એ નામ રાખયું હતું વળી બુધ એ શીતારાના આસમાનની બી અકલને **જરથુસ્ત** કરીને કહેછે. કારણ કે બુધ સેતારો અકકલનો રાખનારો છે.. તેમજ જરથુસ્ત બી અકકલનો મુરબ્બી હતો. વળી **આ જાદ** નુરને બી કહે છે. કારણ કે **જરથુસ્ત** આજાદ અને ખાલેશ નુર ભરેલો હતો. વલી ચંદ્રમાના આસમાનને બી કહે છે. કારણ જે **જરથુસ્તની** પણ દશમી અકકલ છે ચંદ્રમાની ફેજ આ દુનીઆમાં ઘણી વધારે છે તેથી **જરથુશતનું નામ ફેજબખશ** કરીને મશહુર થયું છે. વલી ઇનસાનના મુરબ્બીને કહે છે કારણ કે **જરથુસ્ત** માણસોનો પરવરેશનો કરનારો હતો. સાચું બોલનારનેબી કહે છે કારણકે જરથુસ્ત કદી જુઠું બોલતોજ નહિ. તેમજ સાચી ખબર આપનારો અને રાખનારો હતો. વલી ખોદાઇનુર અને ખોદાએના સાહ્યાનેબી જરથુસ્ત કરીને કહે છે તેથી એને **જરથુશત** કરીને કહેતા હતા. વળી તેના નામને એવી રીતે પણ વાપરતા હતા. કે **જરથુશતને જરથોશત, જરાનોશત, જરતહુશત, જરદસ્ત જરાદસત અને જરદહુસ્ત** કરીને બી કહેતા હતા.

હવે બીજી કેતાબ. **મોજેજાતેજરતોશતી** એ કેતાબમાં **જરતોશતનો** અરથ નીચે મુજબ આપે છે. આ કેતાબવાળા લખે છે કે પેહેલવી **વજર કરદ દીનિનો** બનાવનાર **હઝરત જરતોશતનો** શાગેરદ **મેદીઓમાંહની** છે. તેમાં જરતોસ્તનો અર્થ સુનાની મીશાલે ખાલેશ તનનો, ખોરહે, રોસની તથા એજમતના સાહેબને બી કહે છે.

હવે ઊપલા તમામ અરથો સરવે ખેયાલી છે જરતોસ્તે જે કામો કીધાં તે જાણ્યા પછી લોકો એમ સમજ્યા કે જરથોસત નામનો અરથ તેવાં કામ કરનારો એવો થાય છે. પણ એ બોલનો અરથ તેના ધાતુ ઉપરથી કહાડવો જોઇએ.

હરેક બોલનો અસલ અરથ આપણે સમજવા ઇચ્છતા હોઇએ તો તે બોલ જે જબાનમાંથી નીકળ્યો હોય તેમાંથી શોધવો જોઇએ. તે

કાયદે તપાસતાં જરથુસ્ત નામ અવસ્તામાં **જરથુશત્ર** લખેલું મલે છે. ત્યારે **જરથુશત્ર**નો અવસ્તામાં શું અરથ થાય છે. તેજ અરથ **જરથોશત**નોબી બહાલ રાખવો જોઇએ. જરથુશત્રનો અરથ કરવાની પહેલી કોશેશ અવસ્તા ભાષાનો સજીવન કરનાર **પ્રોફેસર બરનુફે** કીધી હતી. તેણે એ બોલને બે ભાગમાં છુટો પાડયો. જરથ એટલે **પીળો ઉશત્ર** એટલે ઉંટ એવો કરી જરથુશત્ર આખા નામનો અરથ **પીળું ઉંટ રાખનાર** એવો કીધો હતો. તે પછી **પ્રોફેસર લાસન** જે નામીચો ઉસ્તાદ હતો તેણે બી **જરથુશત્ર** નામને બે ભાગમાં વહેંચીને **બરનુફે** વાપરેલી રીતથી જુદી રીતે કીધો. તે એકે **જર** એટલે **સુનેરી** અને **થુશત્ર તારો** એટલે આખા શબ્દનો સામટો અર્થ **સુનેરી તારો** એવો કીધો. આ છેલ્લો અર્થ **સુનેરી તારો** તેને ડાક્ટર **વીનડીશમેન** જે રોમન કેથોલિકનો મોટો પાદરી હતો તેણે ટેકો આપીઓ. હવે જે **બરનુફે** પોતાનો આગલો **પીળાં ઉંટ રાખનાર**વાળો અરથ છોડી દઇ **સુનેરી તારા**વાળો બોલ કબુલ રાખીઓ. પાછળથી બેઉ અરથ ઉપર વાંધા ઉઠીઆ. પીળાંને માટે અવસ્તામાં **જઇરી** અથવા **જઇરતી** આવે છે પણ **જર જરથ** બોલો પીળાંને વાસ્તે મળતાં નથી. **ઉશત્ર** નો અરથ **ઉંથ** એ ઉપર કોઇનો વાંધો નથી. **સુનેરી તારા**વાળા બીજા અરથ ઉપર બેવડા વાંધા પડયા જરથુશત્રમાંથી વાંધો એ છે કે સુનાને વાસ્તે અવસ્તામાં **જરનથ** આવે છે. જર બોલ આવતો નથી. બીજો વાંધો એ આવે છે કે અવસ્તામાં **થુશત્ર** નો અરથ તારો થતો નથી. પણ એ બોલને **થવોરેશતર** સાથે મેળવીએ તો ઘડનાર એવો થાય છે. ઉપર પ્રમાણે બેઉ અરથ અધુરા રહ્યા બીજાઓએ **થુશત્ર** નો અરથ **ઘડનાર** એવો બહાલ રાખીને **જરથુશત્ર** નો અરથ **સોનું ઘડનાર** એવો રાખ્યો. એમાં પણ તુરત વાંધો ઉઠીઓ. કેમકે જરથુશત્ર ના વખતમાં અથોરનાંન, રથેશતાર, અને વાસ્તરીઓશનો એ ત્રણ વર્ગ હતા. કારીગરનો ચોથો વર્ગ પાછલી કેતાબોમાં મલે છે. આ વાંધા પછી **ડાક્ટર આઉગે** જરથુશત્ર બોલનો **જરથ ઉશલ** એ બે ભાગમાં વહેંચણી કરી અને ઉપલા **જરથનો અર્થ** પીળું એવો પણ કીધો નહિં. તેમજ **સુનેરી** પણ નહિં કીધો. પણ એકથી જુદોજ અરથ કીધો. તેણે **જરથુ** ને મલતો

સંસ્કૃત **જરઠ** લઇને તેનો અરથ બુઢ્ઢુ એવો કીધો તેથી જરથુશત્ર આખા બોલનો અરથ **બુઢ્ઢુ ઉંટ રાખનાર** કીધો પણ હજુ સારો અરથ કરવાને એ પણ બોલ છોડીને જરથ ને જરત જરઘની સાથે મેળવ્યો જેનો અરથ **દીલગુરદાનો** થાય છે. તથા **ઉસત્રન** ઓતર સાથે મેળવી તેનો અરથ **ઉંચો-સરસ** એવો કીધો. તે ઉપરથી આખા બોલનો અરથ સરસ દીલ ધરાવનાર એવો કીધો. વળી આગળ વધી તેને **જરથને** ગરત સાથે મેળવીને **જરથુશત્રનો** અરથ **સૌથી સરસ ગાનાર** એવો કીધો પણ એ અરથ પણ ચાલ્યો નહિ. છેવટે **જરથુશત્રનો** સંસ્કૃતમાં **જરત** એટલે બુઢ્ઢું અને **ઉસત્ર** ઓતર સૌથી સરસ તે ઉપરથી એ બોલનો અરથ **ધરમનો વડો ગુરૂ** એવો થાયછે.

આ અરથો બાબે ઘણું જાણવાનું છે. પણ હાલ ટુંકાણમાં એજ સાર આવે છે કે જરથુસ્તનો અરથ ૧ પીળું ઉઠ રાખનાર ૨ સુનેરી તારો. ૩ સોનું ઘડનાર. ૪ બુઢ્ઢું ઉંટ રાખનાર. ૫ સરસ દીલ ધરાવનાર ૬ સૌથી સરસ ગાનાર. ૭ ધરમનો વડો ગુરૂ. ૮ ઉંટપકડનાર એવા એવા થાય છે. છેવટે આપણા અથરોનાંનો પીલું યા બુઢ્ઢું ઉંટ રાખનાર એ અરથ વધારે ભરૂસાવાળો ગણે છે. એના ટેકામાં આપણને સાબીતી મલે છે કે તે જમાનામાં ઘોડા, ગાય, ઉંટ ઇત્યાદી ઉપરથી નામ આપવામાં આવતાં હતાં. કેમકે ઢોરો મોટી દોલતો ગણાતી હતી. આપણા વંદીદાદમાં તથા બીજા અવસ્તામાં પણ હજારો ગાય, ઢોરના માલેકો વીશે આપણે વાંચ્યું છે.

આ અરથનો જે એલમ બહાર આવ્યો છે. તે **ફાઇલા લોજરોની** મદદથી છે. તેમ અવસ્તા ઉપરથીબી મલે છે. જેમકે **આથવયાંન** તે ઘણી ગાયવાળા. **પોઉરૂશસ્પ** તે ઘણાં ઘોડાવાળા તેવાજ બીજા દાખલા એ ગાય ઉપરથી **અવરેગાઓ, દાજગરેગવ, પરસ્તગાવ, પનુશગાવ,** ઇત્યાદી મળે છે. ઘોડા ઉપરથી **અઉરવત અસ્પ, અરેજત અસ્પ, કેરસાસ્પ, જામાસ્પ, તુમાસ્પ, દાજગરાસ્પ, દરવાસ્પ, પોઉરૂશસ્પ વીશતાસ્પ, હુએચતઅસ્પ.** ઇત્યાદી ઘણા દાખલાઓ મળે છે.

એજ પ્રમાણે ઉંટ ઉપરથી **અરવોશત્ર, અવારોશત્ર, ફરષોશત્ર, વોહુઉશત્ર** છે. એજ મીશાલે **જરથુશત્ર** હોય. હવે આ વિષે તો ઘણું બોલવાનું છે. પણ એ નામનેજ મલતાં આપણે માણસ છીએ. તે ઉપર ઝંદ, પહેલવી અને ફારસી ઉપરથી વડાઓનાં ટુંક નામ જોઇએ. જેમ **જરથુશત્ર** નામ જુદી જુદી ભાષામાં અને જુદા જુદા શબ્દોથી મેલે છે. તેમ આપણા તેનાથી બી જુનાં નામો મલે છે.

પહેલો પાદશાહ **ગયોમરદ** એ ગયોમરદને અવસ્તામાં **ગયમરેતન** પહેલવીમાં **ગયોમરત,** ફારશીમાં **ગયોમરદ** અરબીમાં **કૈયુમરસ** કહે છે.

બીજો **હુશંગ** ( તે પહેલો પેશદાદ તોલાંનો ) એ **હુશંગને** અવસ્તામાં **હોસીઅંગ,** પહેલવીમાં **હોશયંગ,** અને ફારસીમાં **હુશંગ** કહે છે.

ત્રીજો **તેહમુરસ** તેને અવસ્તામાં **તખમઉરૂપ.** પહેલવીમાં **તખમોરૂપ** અથવા **તખમુરપ** ફારસીમાં **તેહમુરસ** અથવા **તહુમ રસ** અરબીમાં **તેહમુજર** અથવા **તેહમમજર** કહે છે.

ચોથો **જમશેદ** એને અવસ્તામાં **યિમખષએત** પહેલવીમાં **ચીમ,** ફારસીમાં **જમશેદ** કહે છે.

પાંચમો **જોહાક** અવસ્તામાં **અજીદહાક,** પહેલવીમાં **દહાક** અને ફારશીમાં **જોહાક** છે.

છઠ્ઠો **ફરેદુન** અવસ્તામાં **થ્રએતઓન.** પહેલવીમાં **ફરેતુન** અને ફારસીમાં **ફરેદુન** છે.

સાતમો **મીનોચેહેર** અવસ્તામાં **મનુશચિથ્ર.** પહેલવીમાં **મનુશ ચીહર** અને ફારશામાં **મીનોચેહેર** છે.

આઠમો **નોદર** અવસ્તામાં **નઓતર,** પહેલવીમાં **નોતર.** ફારસીમાં **નોદર યા નોજર.**

નવમો **અફ્રાસિયાબ** અવસ્તામાં **ફ્રંઘ્રસયાન,** પહેલવીમાં **ફ્રાસી યાવ** અને ફારસીમાં **અફ્રાસિયાબ** છે.

દશમો **કેરશાસ્પ** અથવા **ગરશાસ્પ** ફીરદુસી મુજબ આગળ મેં કહ્યું તેમ ઘોડા ઉપરથી છે.

અગીઆરમો **કેકોબાદ** અવસ્તામાં **હવીકવાત,** પહેલવીમાં **કૈકવાત,** ફારસીમાં **કએકોબાદ** કહે છે.

બારમો **કએઅપિવેહ** અવસ્તામાં **અઇપિવંઘુ,** પહેલવીમાં **અપિ વેહ,** ફારસીમાં મલ્યું નથી.

તેરમો **કએકાઉસ,** અવસ્તામાં **કવીઉસધન** પહેલવીમાં **કૈકાઉસ** અને ફારશીમાં **કએકાઉસ.**

\+ કેયાની પાદશાહોનાં ૩ નામ ફરવરદીન યસ્તમાંથી મલે છે અવ સતામાં **કવી અરસન** પહેલવીમાં **કૈઅરસ** અને ફારસીમાં **અરીશ**

---

\+ ફરવરદીન યસ્ત કરદો ૨૫ થી

૨ અવસ્તામાં **કવીપિસનંઘ.** પહેલવીમાં **કૈપીસાન** અને ફારસીમાં **પશીન** ૩ અવસ્તામાં **કવીબયરષાંન** પહેલવીમાં **કૈવયારશ** અને ફારસીમાં અમીરન છે.

**કયેશીયાવશ** એને અવસ્તામાં **કવી શ્યાવરષન** અથવા **સ્યાવર ષાન** પહેલવીમાં **સિયાવખસ** અને ફારસીમાં **કએસિયાવશ** કહેવાય છે. એને માટે લખે છે કે ખુબસુરત અને બે ગુનાહ હતા.

**કએખુશરો** અવસ્તામાં **કવહુશરવંહુગ,** પહેલવીમાં **કૈખુસ્રોબ** ફારસીમાં **કએખુશરો** અથવા **કૈખુશરવ** કહેછે.

**કએ લોહરાસ્પ** અવસ્તામાં **ઔરવતસ્પ** પહેલવીમાં **કૈલોહરાસ્પ** અને ફારસીમાં **કએલોહરાસ્પ** કહેવાય છે.

**કએ ગુશતાસ્પ** ગાથામાં **કવાવીશતાસ્પા** બીજા અવસ્તામાં **કવ વીશતાસ્પ** પહેલવીમાં **કૈવિશતાસ્પ** અને ફારસીમાં **કએગુશતાસ્પ** કહેવાય છે.

હવે **ફરેદુનની** પેઢીથી **જરથુશત્ર** પેદા થવાની ખબર આગમજથી † હતી. કેમકે **મીનોચેહરે** પોતે રાજ્યનું વશીયતનામું લખેલું. તેમાં હવે પછી **જરથુશત્ર** આવશે. વળી તેની દીન કબુલ રાખવાને સર્વે પ્રજાને શીખામણો આપેલી છે. તેજ રીતે કેખુશરોને પણ ફરેસ્તાઓથી જાણીતું થયું હતું. + અને અવસ્તાના આધારોથી આપણે જાણીએ છીએ કે હવે પછીની ઓલાદનો હોશેદરમાંહ અને હોશેદરબાંમી અને **શોસીઓસ** આવનાર છે. જે હાલ તવારીખોમાં વાંચીયે છીએ.



† શાહનામું.
+ ફરવરદીન યસ્ત.



# અશો પેગમ્બર સાહેબ અને તેના ખાનદાન તેમજ તે રાહબર સાહેબના ફરમાનો મુજબ ચાલનારાઓની ટુંક અવસ્તાથી તેમજ તેને લગતી શેહાદતોથી ટુંક બ્યાન.

પહેલાં આપણે પાક પેગમ્બર સાહેબનું ખાનદાન અને તેનું શહેર તપાસીએ. આપણા પેગમ્બર સાહેબ જરતોસ્તનો જન્મ અસલ રાજયધાની મુલક ઇરાનમાં * જબ્બર નામના પહાડમાંથી વહેતી દરજીક નામની નદીને કિનારે આવેલા રહે શહેરમાં થયો હતો. એ નેકજાદાના માતા દોગદો રહે શહેરનાં રહેવાશી હતાં. અને બાપ પુરૂસસ્પ પશ્ચિમ મીડીઆ પ્રાંતના આઝર બાઇજાન પરગણાના રહેવાશી હતા હવે જરતોસ્ત સાહેબનું ખાનદાન સપેનતમાન ખાનદાનના નબીરા હોવાથી સપેનતમાન જરતોસ્ત કરીને કહેવાય છે. જરતોસ્તની ઓરત ( મોરદાર ) નું નામ હુવોવી હતું જરતેસાતના ત્રણ છોકરા અને ત્રણ છોકરીઓ હતી છોકરાઓનું નામ ૧ એસદવાસતર. ૨ ઓરવતનર. ૩ ખુરશેદચેહર. છોકરીઓનાં નામ ૧ ફ્રેની. ૨ થ્રેતી. ૩ પોરૂચીશતી. જરતોસ્તના મા

* વંદીદાદ પરગરડ ૧૯

**ઝાવીશ** નામના ખાનદાનનાં હતાં એવણના બાપનું નામ **ફરહેમરવા** કરીને હતું જરતોસ્તના બાવા **હેચદસ્પ** ખાનદાનના હતા જરતોસ્તની પેઢી નવ ખાનદાન સુધીની નીચે મુજબની મલે છે. જરતોસ્ત, પોઉરૂશસ્પ, ઓરવદસ્પ, હેચદઅસ્પ, ચેખશનુશ, પેતેરસ્પ, અરદેસ્પ હરદાર અને સ્પીનતમાંન.

હવે આપણે એ જોવું જોઇએ કે પેગમ્બર સાહેબ પછી તેઓના છોકરાઓ તથા તેના મલતાઓએ **દીનને** શું શું અને કેવાં કામો કરી બતાવેલાં છે.

+ ઉપર જણાવેલા જરતોસ્તનો પહેલો દીકરો **એશદવાસ્તર** તે **અથોરનાનનો** સરદાર તેમજ મોબેદાન મોબેદ હતો. અને એનું મરણ જરતોસ્તી દીન ફેલાયા પછી સો વરસે નીપજ્યું હતું.

જરતોસ્તની મોરદાર ઓરતે પોતાના ખાવિંદ અશો જરતોસ્તને **દીન** ફેલાવવામાં મદદ કરી હતી. આ ભલા મનની બાનુએ નેક રાહ પર ચાલવાને મુરાદ ચાહી હતી.

જરથોસ્તનો બીજો દીકરો **ઓરવરતર** એ ખેડુતોનો વડો હતો.

જરતોસ્તનો ત્રીજો દીકરો ખુરશેદચેહર એ પોતે પહેલવાન હોવાથી શાહ ગુસ્તાસ્પના દીકરા પેશોતનનો શાગેદ હતો. ને કંગદેજમાં રહેતો હતો. એને વિષે એવું કહેવાય છે કે તે હાલ હયાત છે. જરતોસ્તના બાવા એવણ હેચદસ્પ ખાનદાનનાં હતા. તે ઘણા ઘોડાના માલેક હતા

જરથોસ્તના કાકાનો દીકરો **મેડીઓમાહ** એવન પહેલ વહેલાં શાગેદ હતા. જરતોસ્તી દીન પહેલવહેલી એમણે કબુલ કીધી હતી. એવણ મોબેદોના કુંટુંબના વડાઓ ગણાય છે.

જરથોસ્તનો નવમો વડો નવમી પેઢીનો **સ્પીનતમાંન** એઓના નામ ઉપરથી જરથોસત સાહેબને **સ્પેનતમાન જરથોસ્ત** કરીને ઓળખીએ છીએ.

હવે પેગમ્બર સાહેબ જરથોસ્તનો ચઉદમો વડવો અને ઇરાનના **પેશદાદ વંશનો** છઠ્ઠો પાદશાહ **ફરેદુનના** બેટા એરચનો દીકરો **મીનુચેર** એને અવસ્તામાં **માનુશચીથર** કહેછે. એણે પોતાના રાજયના દસ્તાવેજમાં આગમજથી દીનની તારીક કરેલી છે. અને જરથોસ્ત સાહેબની

---

+ નીરંગોસાથના ખોરદે અવસ્તા.

બસો વરસ આગમજથી એની દીનની તારીફ લખી છે. એ મીનોચેહર નો જનમ માનુશ નામના પહાડ ઉપર થયો હતો. એ ઉપરથી એને અવસ્તામાં **માનુશચિથ્ર** કરીને કહે છે.

જરથોસ્ત સાહેબની પહેલી ઓલાદ પેશદાદવંશનો પાદશાહ ફરેદુન છે. હવે પેગમ્બર સાહેબ અશો જરથોસ્તે કેઆંની વંશનો પાદશાહ ગુસ્તાસ્પ એ શાહ ગુસ્તાસ્પને નોદરના ખાનદાનનો કહેલો છે. એ ગુસ્તાસ્પના ૩૦મા વરસે પેગમ્બર અશો જરથોસ્તે દીન ફેલાવી હતી. અને તે વખતથી શાહ ગુસ્તાસ્પ જરથોસ્તના ખાસ મિત્ર યાને આકીન મેળવ્યું હતું.

* તારીખે શાહને ઇરાન દફતર ૧લું. એમાં જરથોસ્તને સપીનતમાંનના ખાનદાનનો કરી ઓળખાવ્યો છે.

| જુન દેશ મુજબ | દીનકંદ મુજબ | આજના ભણતર મુજબ |
|---|---|---|
| મનોશચેહર ... ... | માનુંશચિથર ... | મીનોચેહેર |
| દુરાશરૂન ... ... | દુરાસરબાંન ... | દુરાંશરૂન. |
| રજન ... ... ... | રજિશન ... ... | રેજેશને. |
| અવજેમ ... ... | નયાજેમ ... ... | અજેમ |
| વિદશત ... ... | વએદેશના ... | વેદેસ્ત |
| સપેતામાન ... ... | સપીતામાન ... | સપેતેમાન |
| હરદાર ... ... | હરદાર ... | હરેદાર. |
| હરદરશને ... ... | અરેજદશને ... | હરદેરશને |
| પઇતરસ્પ ... ... | પએત્રિપ ... | પેતેરસ્પ |
| ચેખશનુશ ... ... | ચિખશનુશ ... | ચેખશનોશ. |
| હએચદસ્પ ... ... | હએચદસ્પ ... | હેચેદસ્પ |
| ઔરવદસ્પ ... ... | ઊરૂવદસ્પ ... | ઉરૂએદસ્પ |
| પેતેરસ્પ ... ... | પઇતીરીત્રાસ્ય ... | પેતેરસ્પ |
| પુરૂશસ્પ ... ... | પોરૂશસ્પ ... | પોરોશસ્પ |
| જરથોશત ... ... | જરથુશત ... | જરથુશત. |

આપણે દીનનો એકરાર કરતાં ભણીએ છીએ.

અવસ્તા.

**+ યાવરેનો અશોજરથુશતરો યાવરેનોકવાવીશતાશપા યાવરેનો ફરશોસ્ત્ર જામાંશપા યાવરેનાં કસચીદ શોશીઅંનતાં**

+ યજશને હા. ૧૨,

**અર્થ**—જરતોશ જેવા, ગુસ્તાસ્પ જેવા, ફ્રરશોસ્ત્ર જેવા અને જામાસ્પ જેવા થવાને આપણુને દુવા કહેલી છે.

હવે જરથુસ્ત સાહેબનો **દામાદ** યાને જમાઈ **જામાસ્પ** હકીમ કરીને કહે છે. એ જામાસ્પ હકીમે જરતોસ્ત સાહેબને દીન ફેલાવવામાં ઘણી મદદ કરી હતી. શાહ **ગુસ્તાસ્પે** નવી જર તોસ્તી દીન પોતે કબુલ રાખ્યા પછી **જામાસ્પને** તથા **અશપંદી આરને** તથા **ઝરીરને** તથા ફ્રરશોસ્ત્રને એઓને દીનનો ફેલાવો **કરવા નીમ્યા** હતા. અને ત્યારબાદ શાહ **ગુશ્તાશ્પે** ચાર ચીજ ખોદા તરફથી મેળવવા માટે જરતોસ્તને કહ્યું હતું.

પેગમ્બર જરતોસ્તે એ બાબે ખોદા પાસે અરજ કરી. ખોદાની ગેબી બસારતથી જરતોશતને એવું જાહેર થયું કે જે ચાર ચીજ શાહ ગુસ્તાસ્પ માંગે છે. તે એને એકલાને નહિ મળતાં ચાર જુદા સખશોને મળશે.

ત્યારબાદ અશો જરતોસ્તે **આફ્રીગાન** ભણી તેમાંથી ચારે ચીજો ચાર જણાને ખાવાને આપી. શાહ ગુસ્તાસ્પને ઈંજેલો **શરાબ** પાયો. તેથી પોતાનું બેહસ્ત જોઇ આવ્યો. અને અસપંદીઆરને ઇજેલું **અનાર** દાડમ ખવાડયાથી તેની દેહ ત્રાંબા મીસાલની થઇ. ઇંજેલું **દુધ** પેશોતનને પાયાથી **અમરગી** પામ્યો. જે હાલ કંગદેજના ગુફામાં દોઢશો શાગ્રેદો અને ચેલાઓ સહિત હયાત છે. અને ઇંજેલું **ફુલ** વજીર જામાસ્પને સુંગાડીઆથી તે સરવે બની ગએલા અને તેની પછી બનનારા બનાવોનું વર્ણન કરવાની શકિત પામીઓ. અને આજે એની બનાવેલી કીતાબ **જાંમાંસ્પી** નામે મોજુદ છે. એ જામાસ્પને પાછળથી મોટા દસ્તુરાંન દસ્તુર કહ્યા હતા. અને જરતોસ્ત સાહેબના **દામાદ** યાને જમાઇ થયા હતા. * ગાથા મો. **જાંમાસ્પ** ને **દેજાંમાસ્પો** કહેલો છે. એટલે, **દાંનાવ જાંમાસ્પ.**

**ફ્રરશોસ્ત્ર** અને જાંમાસ્પ હકીમનો ભાઇ એને અવસ્તામાં **ફ્રરશોશ્તર ખુબ** કહે છે. એણે દીન ફેલાવવામાં ઘણી મદદ કરેલી છે. પેશદાદવંશનો ચોથો પાદશાહ **જમશીદ** ને અવસ્તામાં **યમ**

* ગાથા ઓશતુ વઇતી.

કહે છે. દાદારહોરમજદે જરતોસ્તની આગમજ એને હોરમજ્દી દીન શીખવી હતી.

**નોશરવાંન આદેલ** એ પાદશાહ સાંસાની વંશનો ૨૦મો પાદશાહ હતો. એણે **મજદકનો** ઠગારો ધરમ બંધ કરીઓ ને જરતોસ્તી ધરમ દેશેદેશ વધારીઓ હતો.

:+: **અરદેશર** બાબેગાન એ પાદશાહ સાસાંની વંશનો પહેલો પાદશાહ હતો. એ ઇરાનના તખત ઉપર આવ્યા પછી જરતોસ્તી ધરમ જે પડતી હાલતમાં હતો. તેને તાજો કીધો. અને ઇરાન સરૂ જમીનથી જુદદીન રસમોને દુર કરી હતી. આપણે ઉપર જોઇ ગયા કે અથોરનાંન ટોળામાં પાદશાહ તથા પેગમ્બર સાહેબનો જનમ તથા તેનું કુટુંબ મળે છે. તેની અવસ્તાથી આપણને શેહાદતો મલે છે.

**અવસ્તા.**

+ હમાજોર ફ્રહરે ફ્રરેદુન આથવીઆંન બાદ હમાજોર ફ્રરો હરે
અરદેશર બાબે ગાન બાદ અવા હમાં ફ્રરો હરે
આરાસ્તારાન વીરારતારાન વીનારતારાંને દીન ખોદાએ
બાદ હમાંજોર ફ્રરો હરે જરથુશતર સ્પીતામાન બાદ
હવા હમા ફ્રરોહરે અથોરનાન વ રથેશતારાન વ
વાસ્તરીઓસાંન હુતોખશાંન કેશાન અઝપસતે
ફ્રરો હરે જરથુશતર સ્પીતામાન દીન પડી રફ્ત એશાંન
પગેહાન રવાકરદ

**અર્થ**—હમાજોર હોજો ફ્રરેદુન આથવીઆનના ફ્રરોહર સાથે હમાજોર હોજો. અરદેશર બાબેગાનના ફ્રરોહર સાથે હમાજોર હોજો.

ખોદાઇ દીનના આરાસ્તે કરનારાઓ સુધારનારાઓ અને જોનારાઓના ફ્રરોહર સાથે હમાજોર હોજો. જરથુસ્ત સ્પેનતમાનના ફ્રરોહર સાથે હમાજોર હોજો. તમામ અથ્રોનાંન, રથેસ્તારાન, વાસ્તરીઓસાંન અને હુતોખશાંનના ફ્રરોહર સાથે કે જેઓએ જરથોસ્ત સ્પેનતમાનના ફ્રરોહરન આરાધવાથી દીન કબુલ કરી અને દુનીઆમાં ફેલાવી.

+ એ બોઝોર્ગ ખોદાના પસંદ કીધેલા **મેહેઆબાદ** આબાદીઓની

---

:+: ફ્રરવરદીન યસ્ત તથા જરતોસ્ત નામું.

+ આફ્રીન સ્પીથવન.

+ દશાતીર મોતી નાંમેવખ્શુરે મોહ આબાદ.

**દીન** સેવાએ ખોદાને મલવાનો બીજો રસ્તો નથી. અને **હુરસતારામ** તથા **નુરશતારાંમ** તથા **સુરશતારામ** તથા **રૂજસતારામ**નાં ટોળાં ઓમાંથી બેહેસ્તમાં પહોંચશે. અને પોતાની કરણીને લાયક દરજજો પામશે.

**ફરશતદાજ** તે મેહેઆબાદના મજબનું નામ છે. અને **હુરશતારામ**ને પહેલવીમાં **અથરેનાંન** કહે છે. તે મોબેદો તથા હેરબદોનું ટોળું છે. તેઓને દીનની રાહ નેગાહ રાખવાને વાસ્તે તથા ધરમની પાયેદારીને વાસ્તે તથા મજહબ પીછાનવાને વાસ્તે તથા દાદનાં કામોને તથા તેના બંદોબસ્તને વાસ્તે મુકરર કરીઆ છે અને **નુરસતારામ**ને. પહેલવીમાં **રથેશતારાન** કહે છે. તે પાદશાહ તથા પહેલવાનો છે કે તે લોકો બોજોરગી, મોટાઇ, સરદારી તથા દુનીઆદારીના જાહેર કામો ચલાવવાને વાસ્તે છે. **શુરસતારામને** પહેલવીમાં **વાશતરીઉશાંન** કરી કહે છે. અને નેહર નરેહની પેશકારી પરસ્તારી યાને નોકરીને વાસ્તે છે. **રૂજશતારામને** પહેલવીમાં **હુતોશાંન** કરીને કહે છે. તે ધંધાવાલા તથા ખેતીવાલા છે. અને કોઇબી આદમીઓનાં ટોળાંને એ ટોળાંથી જુદો જોઈશું નહી.





# આપણા પેગમ્બર સાહેબ જરથુસ્તના શાગ્રેદો.



આપણા જરથુસ્ત સાહેબે જ્યારે **દએન** યાને દીન ફેલાવી યાને જરથુસ્તે હોરમજદી રાહ બતલાવી. જે અહુરમજદે જરથુસ્તને શીખવ્યું હતું. તેજ રીતે જરતોસ્ત સર્વેને શીખવનાર હતો. જરતોસ્તે સર્વેને રોશન કીધું કે યજશને હા. ૪૬ મુજબ ચાલશે અને કબુલસર રહેશે. તેઓને પેલી દુનીઆમાં ઘટતો બદલો મળશે હવે જે સમજનારા હતા. તેઓ ખરે રસ્તે આવ્યા. તેઓને જરતોસ્તે પોતાની વાએજીઓ કરીને સમજાવ્યા હતા. જેમ જેમ સમજતા થયા તેમ તેમ જરતોસ્તના શાગ્રેદો થતા ગયા.

હવે જરતોસ્તનું ખાનદાન **હુએચતઅસ્પનું** બી છે. જેમ **સપેનતમાનની** ૯ મી પેઢીથી જરતોસ્ત છે તેમ **હુએચતઅસ્પ** બી એથીજ ખાનદાન છે. આ ખાનદાનમાં ખરૂં ખોટું સમજનારા હતા. એના ખાનદાનમાંથી ખરો રસ્તો લેનારા બહુ નીકળ્યા. અને પહેલીજ અસર આ ખાનદાનવાળાઓને થઇ હતી. ⁚=. જરથોસ્તના શાગ્રેદોનાં ઘણાં નામ છે. તેનાં નામીચા પુરૂષોના **ફરોહરોને** યાદ કીધા છે.

ફરવરદીનયસ્તના કરદા ૨૫, ૨૬, ૨૭માં જરતોસ્તના શાગ્રેદોનાં નામો હાથ લાગે છે. એમાં જુમલે ૨૨૫ નામો છે. આ નામોમાં ત્રણ ત્રણ ચાર ચાર પેઢીઓનાં નામો છે. તે ઉપરથી લાગે છે કે જરતોસ્તના ચેલાઓમાં કેટલાએક મોટી ઉમ્મરના બુઢ્ઢાઓ હતા. તેઓની સાથે તેઓના છોકરાઓ અને છોકરાના છોકરાઓ હતા. એમ જણાય છે.

⁚=. ફરવરદીન યસ્ત કરદો ૨૫, ૨૬, ૨૭.

હવે સરવેથી પહેલો શાગ્રેદ આરાસ્તનો છોકરો **મેદીયોમાહ** હતો. એમ ફરવરદીનયસ્તમાં ખુલ્લે ખુલ્લું જણાવેલું છે. યજશનેના ૫૧ મા હા તથા બીજી કેતાબો પ્રમાણે **આરાશત** પોરૂશસ્પનો ભાઇ હતો. ત્યારે **મેદીઓમાહ** જરતોસ્તના કાકાનો છોકરો થયો. હવે જરતોસ્તના પોતાના ત્રણ છોકરાઓ પહેલો ઇશદવાસ્તર, બીજો ઊરવતતરનર, ત્રીજો હવરેચીથ્ર યાને ખુરશેદચેહેર. એઓ દીન ઉપર એતેકાદ લાવ્યા હતા. આ ત્રણે છોકરાઓ જરતોસ્તના ૧૪ મા, ૧૫ મા અને ૧૬ મા શાગ્રેદો હતા. સપેનતમાનના ખાનદાનમાં **શ્રીમીથવાન** ૧૮ મો શાગ્રેદ હતો. વળી **મેદિઓમાહ** પહેલો ત્યારે તેનો છોકરો **અસસ્તુ** નામનો ૯૦મો શાગ્રેદ હતો. ઉપર જે શાગ્રેદો જોયા તે **હુએચત અસ્પ** તથા **શ્પીતાંમનુંજ** ખાનદાન છે. હવે **નોદરનું ખાનદાન** આ નોદરના ખાનદાનમાં ઘણા શાગ્રેદો છે. તેમાં મુખ્ય પાદશાહ **કએ ગુસ્તાસ્પ** હતો. કએ ગુશતાસ્પ **નોદરના** ખાનદાનમાં આવેલો છે. * આ ગુસ્તાસ્પ વિષે ચોકસ જણાય છે કે હોરમજદી જરતોસ્તી દીન ઉપર ઇતબાર રાખનારો હતો. આ **ગુશતાસ્પ** જરતોસ્તનો ૨૦મો શાગ્રેદ હતો. હવે ઇતિહાસમાં આ ગુશતાસ્પ પાદશાહને ૧૦મો શાગ્રેદ કહેલો છે. ત્યારે આ ફરવરદીનયસ્તમાં ૨૦મો શાગ્રેદ ગણેલો છે. એણે દીનને ખાતર મહાભારત લડાઇઓ કીધેલી છે. વલી + જરતોસ્તના શાગ્રેદોનાં નામો લેવામાં આવે છે. તેમાં ફરશોશત્ર તથા જામાસ્પની સાથે કએ ગુશતાસ્પનું નામ લેવામાં આવે છે.

ગુસ્તાસ્પ પછી તેનો ભાઇ **જરીર** જરતોસ્તનો ૨૧મો શાગ્રેદ હતો. **કએ ગુશતાસ્પનો** છોકરો **અશપંદીઆર** જરથોસ્તનો ૪૮મો શાગ્રેદ હતો. ગુસ્તાસ્પની રાણી **હુતઓશ** તેનેબી આ દીન ઉપર એતેકાદ લાવ્યો હતો.

આ હુતએ:શ, ગુશતાસ્પની રાણીને જરતોસ્તે આ દીનમાં લાવવાને ગુસ્તાસ્પ સાથે એવી સરત કરેલી કે જે વખતે **અશપેશીઆ** ઘોડાનો બીજો પગ તેના પેટમાં પેશી ગયો ત્યારે જરતોસ્તે ગુસ્તાસ્પ પાસે માગીઉં કે તારા જનાન ખાનામાં જવા દઇ તેની રાણી **હુતઓશને** જરતોસ્તી દીન બાહેલ રાખવાની પરવાનગી આપે. તો પેલા **અશપેશીઆ** ઘોડાનો પગ બહાર કાઢી આપે. તેમ બન્યું હતું. હવે જરતોસ્તની નેમ

* યજશને હા. ૪૬

+ યજશની હા. ૧૨

આ **હુતઓશને** સમજાવવાની છે કે જો પહેલાં ઓરતો આ દીનમાં આવે તો પુરૂષોને આવતાં વાર લાગે નહિ. કેમકે દરરોજ ધરમની વાકેફી ધરની ઓરતોથી મેળવે તો તેમનાં બચ્ચાંઓ મોટાં થાએ ત્યારે તેજ ધરમવાળા થાએ ને વધારે મહેનત પડે નહિં. આ જગ્યાએ જરથોસ્ત શીખામણ આપે છે કે જો મરદોને પછવાડેથી શીખાડવાની મહેનત ઓછી કરવી હોય તો તેઓની માતાઓને પહેલેથી શીખવી મેલવી. આ શીખામણ ઘણું વખતે ઘર સંસારમાં કામ આવે છે. હવે **વીસ્તઉરૂ** નામનો જરથોસ્તને ૭૫ મો શાગ્રેદ હતો.

હવે **હુવોગવનું** ખાનદાન આ ખાનદાનમાં જરથોસ્તના સઉથી સરસ ચેલા હતા એમાં **ફ્રશોશત્ર** ૫૧ મો શાગ્રેદ હતો. તથા જામાસ્પ ૫૨ મો શાગ્રેદ હતો. આ **ફ્રશોતર**ને જામાસ્પ **હુવોગવનું** ખાનદાન છે. આ બેઉ નરે જરથોસ્તને ઘણી મદદ કરેલી છે. તેથી એઓને † અવસ્તામાં **દે જામાસ્પો** કહેલો છે. એનો સાર એજ કે **દાનાવ જામાસ્પ** આ દાનાવ ઉપરથી **હકીમ** જામાસ્પ છે. હવે ઉપર જોયા તે ‡ **ફ્રશોશતરે જરથોસ્તની** સાથે ઘણા સવાલ જવાબ કરેલાછે. એ **ફ્રશોશતર**ને દીકરા **હુશય ઓથન** તથા **ખાદઓન** જરથોસ્તના ૫૪ મા તથા ૫૫ મા શાગ્રેદો હતા. ઉપલા **જામાસ્પ**નો છોકરો **હદહુઉરવહ** ૫૬ મો તથા તેનો છોકરો વરેશન ૫૭ મો શાગ્રેદ હતો.

હવે બીજા નામીચા શાગ્રેદો **સએન** એને વાસ્તે લખે છે કે એણે બીજા ૧૦૦ શાગ્રેદોને શીખવ્યા હતા. ૫૮ મો વોહુનેમંગ તે પરીકાની સામે થયો હતો. ૫૯ મો માથ્રવાક એણે ઘણી બદી ટાળી હતી. ૬૪મો **કેરેસ્ને** એ ઘણો દેલાવર અને **તેહમતન** હતો, ૧૬૮ મો **ઉશમાનર** એણે ઘણી બદીઓ તોડી હતી. સર્વથી પહેલો **મેદીઓમાહ** ૬૦ મો **અષસ્તુ** એને માટે બરાબર મલતું નથી. ૨૧૫ મો **મેદીયો માઓ અપરજાત, અષમો ખનવત** પહેલોજ આવેલો છે. **મેદીઓમાહ** ૨૪ માં કરદાની છેવટે છે. પણ **અષનો ખનવત** વિષે વધારે જણાતું નથી. પણ હોરમજદ યસ્તમાં **ચોઅસમો ખનુવાઓ છે.**

હવે આ રીતે ૨૨૫થી પણ ઉપર નામો મલે છે. પણ તે બધાઓના નામ નહિ લખતાં મને જે વધારે જાણીતા જણાયા તેઓને માટેજ

---

† ગાથા વોહુ ખશથરે.

‡ યજશની હા. ૭૨

લખવા માગું છું. બધાંનાં નામ વીસ્તારીને લીધાં નથી. હવે ૨૦મું નામ **કવી વીશતાસ્પ** એ ગુસ્તાસ્પ એના ૩૮ છોકરા તેમાં **અરજાસ્પની** લડાઇમાં ૨૩ જણા દીનને ખાતર લડાઇમાં મરણ પામેલા છે. એમ જણાવે છે. * ૧૬૭ મો સખશ યોઇશત **ફ્રયાંન** વાને **ગોસ્ત ફ્રીયાનનું** નામ મળે છે. આ ગોસ્તફ્રીઆનને **અખતજાદુના** સવાલો વિષે **ગોસ્તફ્રીયાને ૨ઙહા** નદીના કિનારા ઉપર અરદુઇસુરની બંદગી કરીને એવી મુરાદ ચાહી હતી કે બુરૂં જાણનાર અંધારી અકકલના **અખતય** જાદુગરને મારૂં અને તેના મોત નીપજાવનારા સવાલો મધેના ૯૯ સવાલો તે આજે મને પુછે તેનો ઉતર હું આપું. એવી દુવા માંગેલી છે હવે આપણી પાસે ૯૯ સવાલો નથી. પણ ૩૩ સવાલો મલે છે તેમાં સવાલના જવાબો બરાબર આપેલા છે. પછી **ગોસ્તફ્રીઆને** ત્રણ સવાલોના જવાબો અખંત જાદુએ નહિ આપ્યા. આ ત્રણ જવાબો તેણે નહિ આપવાથી **અખત જાદુગરને ગોસ્તફ્રીઆને** મારેલોછે. હવે આ **અખતજાદુ** એ શખશે ઘણા મોબેદ દસ્તુરોને શવાલો કરીને મારેલા છે ત્યારે તેનો પણ અંત લાવવાની પહેલા **અરેદુઇસુરઅનાંઇતી આગોસ્તફ્રીઆને** આણેલો કહેવાય છે પાસે દુવા ચાહેલી છે. આ ૯૯ સવાલના જવાબોમાંથી ૬૬ ગુમ થતાં માત્ર ૩૩ રહેલા છે. આ સવાલોમાં **અખતજાદુએ** એક સવાલ એવો પુછેલો કે " લીલું બળે ને સુકું નહિ બળે " તે શું? આ સવાલના જવાબમાં કહેલું છે કે " લીલી ચરબી બળે પણ સુકું ઢેકું કે પતથર બળે નહિ.

હવે જેમ આ **અખતજાદુએ** ઘણાજ સખ્ત સવાલો કરેલા છે તેમ આપણા **જરતોસ્તને દેવયસનાનોના** સરદાર **ગનાંમીનોએ** તથા તેના હાથ તળેના મુખ્ય દેવ **બુઇતીએ** પુછેલા છે.

÷ હવે ૨૨૩મું નામ **ઉખશીઅત એરેત** ૨૨૪મું **ઉખશીયતને મધહ** અને ૨૨૫મું **અસ્તવત એરેત** છે. આ ત્રણ નામ ઘણાંજ જાણવાનાં મળે છે. આ ત્રણ નામ **હોશેદરબાંમી, હોશેદરમાંહ** અને **શોશયોશ** એઓનાં નામ મળે છે. આ ત્રણે હવે પછી થનાર છે. તેની

---

* ફ્રરવર દીન યસ્ત કરદો ૨૭

× વંદીદાદ પરગરડ ૧૯ ફ્રકરો ૪ થો

÷ ફ્રરવરદીન યસ્ત કરદો ૨૭ ની છેવટ.

**ફ્રવશીને** યાદ કરેલી છે. આપણા ઘણા અવસ્તામાંથી મળે છે કે થઇ ગએલાંઓ, હાલ ચાલતાંઓ અને હવે પછી થનારાઓની **ફ્રવષીને** યાદ કરેલી છે. તેમ ત્રણ શખશોની ફ્રવષીને આગળથી યાદ આપેલી છે.

× હવે **પેશદાદિ** તથા **કેયાંની** પાદશાહો તથા પહેલવાનોની **ફ્રવષીને** યાદ કરેલીછે. હવે જે ૩ બાનુઓનાં નામ આવેલાં છે. તે જાણવાજોગ નીચે મુજબનાં છે. **હુવોવી** જરતોસ્તની બઇરી ફ્રેની, થ્રિતિ, અને પોઉરૂચિસ્ત્રી આ ત્રણ જરતોસ્તની છોકરીઓ છે. **હુતઓશા** ગુશતાસ્પની બઇરી. **હુમયા** એ ગુસ્તાસ્પની છોકરી. **સુતતફેધ્રી** તે ઉશેદર બાંમીની માએ **વંઘહુફેધ્રી** ઉશેદર માંહની માએ **એરેદત ફેધ્રી સોસીઓસની** માએ આ ઉશેદર **બામીની માએ** તથા **ઉશેદર માહની માએ** તથા **શોશીઓશની માએ** એઓનાં નામ છે હોશદરબાંમી, હોશેદરમાંહ, * શોશીઓશ આ બાઇઓથી હવે પછી જનમ લેવાના છે. હવે આપણે ઉપર જોઇ ગયા કે જરતોસ્તની ઓરત **હુવોવિ** તે **ફ્રશોશતરની** છોકરી થાય છે. અને તે જરતોસ્તની **કદબાનુ હતી.** એમ અવસ્તા ઉપરથી તથા બુનદેશ ઉપરથી ઠરે છે. એને પહેલવીવાળાઓ **હુવોવી વિષે** પહેલવીનો અરથ નીચે મુજબ કરે છે.

અરથ—તે ચહાવા લાયક કાલબુદ મને જરથોસ્તને ફરશોશતરે દેખાડયું યાને તે મને છોકરી **બિનતમન** ઓરતપણામાં આપે તે છોકરી ભલી દીન ઉપર કાયમ થાએ. એટલે કે ભલી દીનને વાસ્તે ઇચ્છા આપે. એટલે **હુબુને** લગતી તે છોકરી પોતાનું તન મને ઓરત પણામાં આપે. તે હોરમજદની પાદશાહીમાં અને અશોઇની ખાએશમાં દિલ આપવા સાથે **કદબાનુઇ** ઘરની ધણીઆણી તરીકેનું કામ અખતીઆર કરે. એ ઉપરથી ચોકસ ઠરે છે કે જરથોસ્તની ઓરત **હુવોવી** તે ફરશોશતરની છોકરી છે. હવે જરથોસ્તની છોકરી **પોઉરૂચીસ્તા** જામાસ્પ સાથે પરણી હતી. એમ + યજશને ઉપરથી ઠરે છે. આ **પોઉરૂચીસ્તાને** નીકા કરી આપેછે. **સ્પેનતમાન ખાનદાનનોજ** કે વડા ધરમગુરૂએ નીકા બાંધવાની ક્રીયા કરતાં **પોઉરૂચીસ્તા** ને નીચે મુજબ કહે છે. આ હએચત અસ્પને લગતી **સ્પીનતમાનને** લગતી **પોઉરૂચીસ્તા** તું કે જે

× ફ્રવરદીન યસ્ત કરદો ૨૯

૩ ફ્રવરદીન યસ્ત કરદો ૩૦

* વંદીદાદ પરગરડ ૧૯ ફકરો ૫

+ યજશને હા. ૫૩ ફકરો ૪

જરથોસ્તની છોકરીઓમાંની નાની છોકરી છે. તુંને તેને તારા સરદાર તરીકે તેની સાથે બેહમનની, અશની, મજદની તાબેદારી કરવાને આપી છે. માટે તુને તેની સાથે ઘણીજ વૃધ્ધી કરનારી અકકલની મારફતે ભલાંમણુની તાબેદારીની મશવરેદ કરે. અને નેક દાનેશથી ચાલવું અખત્યાર કરે.

આ ધરમગુરૂની નશીએતનો જવાબ પોઉરૂચીસ્તા નીચે મુજબ આપે છે. પોઉરૂચીસ્તા બોલે છે. તેને ખચીત તેની બરોબરીના કામ કરવામાં મદદ આપવાની કોશેશ કરવાની હું કબુલાત આપું છું. અને તેને વરવા ચહાવાની હું કબુલાત આપું છું. કારણ કે મારા બાપથી તેણે મને મેળવી છે. અને ઉદ્યોગી લોકો તરફની ફરજ બજાવવામાં અને અશો ખેશીઓની તરફની ફરજ બજાવવામાં અશો લોકોને બેહમનનું આશનીવારૂ નેક જીંદગીનું સુખ મલે અને અહુરમજદની ભલી દીનને માટે તે હમેશ સુધીનું સુખ મને પણ આપે આ પોઉરૂચીસ્તા બાઈનાં કેવાં બાહોશ સુકનો છે. આજનો જમાનો ને તે વખતનો જુનો જમાનો એ બેઉનો મુકાબલો કરશો તો તે જુનો જમાનો ઘણો ખરો લાગે છે. ખરી શોધ કરવા સાથે આ પોરૂચીસ્તા બાઇ કેવા અમુલ્ય કુદરતી સખુનો બોલે છે. આજે તો જરાકબી બાઇઓને બોલવું હોય તો તેને પોપટની માફક શીખવવામાં આવે છે. પણ આ પોઉરૂચીસતા તો કુદરતી બોલે છે, આ કબુલાત પોઉરૂચીસ્તાની લેવાયા પછી મીજલશમાંના સામેલ થએલાઓને યા પરણુતાં જોડાંને વડો ધરમગુરૂ નશીએતનાં સુકનો કહે છે તે જણાયું નથી હવે પોઉરૂચીસ્તાનો ધણી કોણ છે તે જણાતું નથી જેમ પોઉરૂચીસ્તા પોતાના ધણીનું નામ બોલતી નથી તેમ ધરમ ગુરૂબી તેના ધણીનું નામ બોલતો નથી. પણ ફકત પહેલવી શરેહમાં પોઉરૂચીસ્તા સાથે પરણુનાર તરીકે જામાસ્પનું નામ આવેલું છે. પહેલવી શરેહમાં ખુલ્લું લખેલું છે કે અશો પોઉરૂચીસ્તાને ઓરત તરીકે અશો જામાસ્પને તેણીના કદ ખોદા તરીકે આપવામાં આવી હતી આ જગાએ થોડો શક રહે છે કે જો જામાસ્પની સાથે કદ ખોદાઇ હોય તો હુવોવી જે જરતોસ્તની કદ ખોદાઇ ઓરત છે. તે ફરશોશતરની છોકરી હોય નહિ.

હવે છેલ્લે આપણુને એક એવો બોધ મલે છે કે જો ગુજરી ગએલાં મહાન પુરૂષોની સાથે પેલી દુનીઆમાં ગુફતેગો કરવાની જો આપણી

સરજત હોય તો તે બલખના દાનાવ હકીમ જે તવારીખની શરૂઆતની બી આગમજ હયાતી ભોગવી ગએલો. અને જેણે જમાનાના લોકોની રાહનુંમાઇ કીધી હતી. તે પેલોજ ધરમનો ગુરૂ કે જરથોસ્ત હતો કે જેની તાલીમને લીધે આજે **જ્ઞાનનો** મોટો વારસો મેળવી શકયા છીએ જો જરતોસ્ત નહિ જનમીઓ હતે તો આજે માણુસ જાતનો એટેકાદ કેવો થયો હતો. તેથી તે જરતોસ્ત ઉસ્તાદનો ઉસ્તાદ અને દુનીઆનો ગુરૂ છે.

હવે છેવટે જણાવીશ કે જેવા આપણા જરતોસ્ત સાહેબ અમર નામ સદાને સદાનું મુકી ગયા છે. ત્યારે તેઓના શાગ્રેદો યાને ચેલાઓની ઉપરબી કુદરતી એક સદાની સદા રહમ જરતોસ્ત સાહેબ યાદ આપી ગયા છે. આ તેવા મુરબ્બીના શાગ્રેદો છે. આ શાગ્રેદો એવા ભાગ્યશાળી અને પરહેજગાર થઇ ગયા કે તેઓની યાદ ફરવરદીન યસ્તમાં તેમજ બીજી કેતાબોમાં કરેલી છે. અને તેના **ફરોહરો** ને આપણે આપણા ઘેરનાં આપણા વડાઓના ફરોહરો સાથે આ મહાપુરૂષોને કુદરતી રીતેજ દુનીઆનાં વૃધ્ધી કરનારાજ હોવાથી આજે આપણે એઓને યાદ કરી આપણી કરણી સારી કરવાને દુવા માંગીએ છીએ. એ દુવા એ મહાપુરૂષોની આપણી ઉપર ઉતરે એવા દુવા આપણે માગીશું.





# ખુરેહ યાને પ્રકાશ.



ખુરેહ તે આપણા શરીરમાંથી રવાનનો બહાર પડતો દમ. દરેક માણુસની આસપાસ એક જાતનો પ્રકાશ હોય છે. આપણે સાધારણ માણુસોથી અણદીઠ છે. પણ જેઓની બાતેની નજર ખુલ્લી થઇ હોયછે તેઓનેજ તે દેખાય છે. આ પ્રકાશને અવસ્તામાં ખરેનો, પહેલવીમાં ગદમન, ફારસીમાં ખોરેહ અને એંગ્રેજીમાં ઓરા કરીને કહે છે. દરેક માણુસના આ પ્રકાશનો રંગ એક સરખો હોતો નથી. એક સરખો અશો માણુસના આ પ્રકાશનો રંગ આશમાની પણ જરા રતાશપર ઢળતો હોય છે. અને સાધારણ માણુસમાંથી તેઓના ચઢતા ઊતરતા ખવાશ પ્રમાણે ચઢતા ઉતરતા રંગમાં બહાર પડે છે. જે વાકે આસમાની, લીલો, પીળો, નારંગી વગેરે. સંસારમાં પુષ્કળ લપેટાએલાં અને વીષયી માણુસોમાંથી નીકળતા પ્રવાહનો રંગ ઘેરો લાલ હોય છે. અને જેઓ હેવનીઅતમાં પુરા બુલડોગ જેવા હોય છે. તેઓનાં શરીરમાંથી કીચ્ચડ જેવા ગંદલા રંગનો પ્રવાહ બહાર પડે છે. એ ખુરેહ તે રવાનનો બહાર પડતો દમ છે. જેને સાધારણ રીતે આપણે ખવાશ કહીએ છીએ. અને જે એક બીજાની સોબતમાં રહેવાથી તે દમ એક બીજામાં ભેલાવાથી એક બીજાના જેવી ખાશીઅતના આપણને બનાવે છે. " સોબતે અસર અને તોખમે તાશીર " એ નામની કહેવતનો ભેદ અત્રે ખુલ્લો થાય છે. તેથીજ ખોદાઇ માગ્ર્ પર ચાલનારાઓ [ સતસંગી ) એટલે અશો મરદોની દોસ્તી મેળવી તેમના સમાગમમાં રહેવાનું વધારે પસંદ કરે છે.

આ ખુરેહનો રંગ એકજ હાલતમાં જાથુક રહેતો નથી. પણ દરેક માણુસોના વિચારો અને કામો બદલાય છે. તેમ ખુરેહ બદલાતો રહે છે આ પ્રકારમાંથી જે પ્રતિબીંબ બહાર પડે છે. તે માણુસ જાતનો સરવે વીચારોને આકાથી રોશનીમાં કદી નહિ મરે એવી રીતે જાળવી રાખે છે.

ખુરેહ અનેક પ્રકારના કહેલા છે. જેવાંકે **કયાંન ખુરેહ** અથવા **કયાંની ખુરેહ ઇરાની** ખુરેહ વગેરે. હોરમજદ યસ્તમાં જ્યારે એકલા **કયાંનખુરેહ** ની આરાધના થએલી છે ત્યારે **આતશનીઆએશમાં** કયાંન ખુરેહ અને ઇરાની ખુરેહ બંનેની સાથે એક સરખી પીછાન થએલી છે. જેમ દુનીઆની પેદાશની ચીજો યા જાતનો જેમ ચડ ઉતર દરજ્જા અને તબકકા છે. તેમ નુરોના પણ છે. તેમાં કુદરતી + **કયાન ખુરેહ** અને **ઇરાની ખુરેહ** એ બેઉ નુરો બેઉ ચઢતા અને એજમતી શકતિના અને ગેબી કરામતના છે. એ નુરો ખોદાઇ સર્વોત્તમ નુરોનોજ એક અંશ છે. તો પણ તેમનો અધિકાર અને વનેવાર આદમ જાત સાથેજ છે. જે આદમી પોતાની ઉચી અને સંપુરણ નાતિ, પવીત્રાઇ, પરહેજગારી અને દીનદારી માંથી અશો બનેલો હોય છે. તેના આ નુરો ગેબી રીતે વારેદ થાએ છે. અને તે ખુરેહ તેના ઉપર કાંહા પડે છે તો તેનું જાણવું એ કે તેના મોંઢા અને માંથાની આસપાસ ગોળાકારે ફરી વળેલા કીરણોના કુંદાલાને રૂપે જેમ સુર્ય અને ચંદરના ગોળ કુંદાલાંની કોરણે કીરણોના સોલા ચમકારા ભાલારૂપે ફરી વળેલાં હોય છે. તેમ આ આકારની વધારે સમજ લેવી જોઇએ. આ આકારની વધારે સમજ લેવી હોય તો આપણા બરહક પેગમ્બર શત જરતોસ્ત સાહેબની છબીમાં તે નામવરને માથે ચીતારેલું કીરણનું ચકર જોઇ લેવું. એ ચકર તે નુરનો એક કલ્પિત આકાર છે. એટલુંજ નહિ પણ તે જાતે કયાન યા ઈરાની નુર છે.

આપણા જરતોસ્ત સાહેબ એટલા અશો હતા તેથી તેઓપર **કયાન ખુરેહ** વારેદ થએલું હતુ. એ ખુરેહ અશો માણસોની અશોઇનું એક મહાભારત ઇનામ છે. એટલુંજ નહિ પણ તમામ જાતની બુરી અશરો દેવ દરૂજો, જાદુ કપટો, વગેરે તમામ હેરમંદી અને શેતાનીઅત સામે તેનું રક્ષણ કરનાર અને ફતેહ આપનાર છે. ખુરેહ તે એક ગેબી હથીઆર છે. અને તે વડે પોતાના શતરૂઓને હઠાવવાને પાદશાહી દરજજો ભોગવે છે.

એ નુર યાને ખુરેહ તદન ગેબી છે. તે આપણુને આ દરશતીએ દેખાઇ શકતું નથી પણ અશો માણસોને તે **વારેદ** થએલું છે. તેમજ તે અશોને તેનો પડછાયો દેખાઇ શકાય છે. તેથી તે અશો માણસ પામી

---

+ આતશ નીઆએશ

શકે છે. કે આ પુરૂષ કોઇ અશો પરહેજગાર ખોદાને પહોંચેલા છે. આ પણ જાણીએ છીએ કે ખોદાને પહોંચેલો છે. આપણે જાણીએ છીએ કે ખોદાને પહોંચેલા પુરૂષો જ્યારે લાંબી બંદગી, તપ કે સમાધિમાં બેસે છે. ત્યારે તેમના બદનની કંઇ બી ખરાબાવગર જેવીને તેવી હાલત રહી શકેછે. તેમને મદદ કરવામાં મુખ્ય ચીજ ખુરેહ છે. એ ખુરેહ દરેક પરહેજગાર મરદોમાં તેની પરહેજગારીના પ્રમાણમાં વધતું કે ઓછું હોય છે.

તેમ બુરાં માણસોને માથે ખુરેહથી ઉલટી ચીજનો ગેબી ઓળો, અંધકાર અથવા છાયા ફરતી રહે છે. આ અંધકાર તેના બદકરનુકથી ઉત્પન્ન થાય છે. દસ્તાનવાલી હાલતની ઓરતનો ખુરેહ ખરાબ હોય છે. કે જેને આપણે બદ ખુરેહ કહીએ છીએ. દસ્તાનવાલી ઓરતને જરૂર બીલકુલ એલાયદી જગામાંજ બેસવાને આપણને ખુલ્લે ખુલ્લું વંદીદાદમાં ફરમાન છે. તે એજ કે તેનું ખુરેહ ખરાબ હોય છે. તેથી કોઇ બી પવીત્રાઇમાં તેને રહેવાને કુદરત ના કહે છે. જુઓ વંદીદાદ પરગરડ ૧૬ ફકરો ૩–૪.

* જરતોસ્ત સાહેબ પુછે છે કે આ દાદાર આતશથી, પાણીથી પાથરેલી અથવા બાંધેલી બરશમથી તથા અશો માણસથી કેટલી દુર તે દસ્તાનવાલી ઓરતની જગા હોવી જોઇએ. તેનો જવાબ દાદાર અહુરમજ કહે છે કે ૧૫ કદમ આતશથી, ૧૫ કદમ પાણીથી, ૧૫ કદમ પાથરેલી તથા બાંધેલી બરશમથી અને ૩ કદમ અશો માણસથી દુર તે દસ્તાનવાલી ઓરતની જગા હોવી જોઇએ. આપણા અવસ્તા મુજબ કદમ તે કેટલી જગા. ૩ પગલાં તે એક કદમ તેવાં ૯ પગલાંને ૩ કદમ કહે છે. સાધારણ રીતે આપણે એક માણસની લંબાઇ લઇશું તો ૩ કદમમાં આવશે. વલી દસ્તાનવાલી ઓરતથી તંદરોસ્તી તથા પવીત્રાઇ ઉપર માઠી અસર કરે છે. તેમજ તેની નજદીક હોય તે ઉપર બી માઠી અસર થાય છે. એવાં ઘણાં કારણોથી દસ્તાનવાલીનાં કપડાં તથા તેનાં ખાવાનાં વાસણ પણ ખરાબ ખુરેહની અસરથી ભરેલાં હોય છે. તેવા કારણથી ધાતુના વાસણમાંજ ખોરાક લેવા ફરમાવેલું છે. અને એવાજ સબબને લીધે હાથે દસ્તાના પેહેરીને અને ચમચા વડે ખાવાનો તેણીને હોકમ છે. કે જે તેણીના ફાયદા માટેજ છે.

---

* વંદીદાદ પરગરડ ૧૬ ફકરો ૩–૪

દસ્તાનવાલી ઓરતનો નુકસાનકારક ખુરેહ અથવા રોગીષ્ટને લીધે અશો માણસને ૩ કદમ દુર રહેવા ફરમાવેલું છે. કારણ કે તે ઓરતની આસપાસ રહેતો ખરાબ બાફ માહી અસર કરી શકે છે. આપણે હમેશ ત્રણ કદમ દુર રહેવું. જરથોસ્તી દીનદારો એવું માને છે કે **ખુરેહ** માત્ર આપણાજ અશોને પરહેજગારો કે મોબેદ, દસ્તુર, બેહદીન કે ખુદ આપણાજ ટોળાંવાલાને ખુરેહ છે. એમ માનવું ભુલ ભરેલું છે. કોઇપણ જાતના ખરા પરહેજગારો યા ચોખ્ખા પુરૂષો ઉપર એ ખુરેહ **વારેદ** થએલું છે. અલબત તે પરહેજગારને ચઢઉતર ખુરેહનાજ સબબથી એ નુર યાને ખુરેહને **કયાન ખુરેહ** અને **ઇરાન ખુરેહ** એવા બે નામે આરાધી આપણા અવસ્તામાં જુદા પાડી દેખાડેલા ધારી શકાય છે.

વળી નુરનું તાજ હોય અને વળી તે ગેબી રહેતું હોય એવા વિચારો ખોદાશનાશીઓને જાણીતા છે. કે નુર યાને ખુરેહનું તાજ હોય. આવા ખુરેહવાલા આપણી દીનમાં જરથોસ્ત સાહેબે યોજદાથરેગરી કરનારાઓને બીજાઓથી અલગ અને તદન એલાયદી રીતે કામ કરવાનું ફરમાવેલું છે. તેમજ ખરા પરહેજગાર મરદો પોતાની અથવા પવિત્ર કે બલાની અથવા પવિત્ર જગાની બહુ નજદીકમાં સંસારી માણસને આવવા દેતા નથી આવા કારણોથી દીનદાર જરથોસ્તીઓ પરજાતવાલાઓને તેમજ પુરા જરથોસ્તી રીતવાલા હોય નહિં તેઓને કોઇબી રીતે રાહરશમોથી દુર રાખે છે. એટલુંજ નહિં પણ ખરા જરથોસ્તીઓ તેઓના પડછાયો વટીક પવિત્ર નુર ટેબલા ઉપર વાજબી રીતે પડવા દેતા નથી પવિત્ર આતશબહેરામમાં સાધરણ જરથોસ્તીઓને પોતાના તન પાક કર્યા વગર દાખલ ન થવાનો સરેરસ્તો ચાલતો આવેલો છે.

એક ખરો પરહેજગાર આદમી પોતાના પવિત્ર ખુરેહના બળથી બીજા સામા દરદીઓ ઉપર અથવા દરદ ઉપર હાથ ફેરવી અથવા ફુંક મારીને તેને સાફ કરે છે. કેમકે તેના ખુરેહથી પેલા સામાને તેની પાવેત્રાઇની ક્રીયાની અસર કરે છે. ઉપલી બીના આજના સુધારામાં ખપેલા ના પાડે પણ તેમાં તેઓનીજ ભુલ કહેવાશે આજના કેટલાએક નામીચા યુરોપીયનો **મેસમેરીક પાસીસ** કહે છે. અને તેની મારફતે એટલે કે હાથ ફેરવીને દરદી માણસને ફતેહ મંદીથી આરામ બખશે છે

અને તેમ કરીને અસલી સચ્ચાઇને આજની વિદ્યાને ધોરણે ખરી પાડી આપે છે. એને મલતા આપણા લોકોમાં પણ એક રિવાજ ચાલતો આવેલો છે. અને તે એ કે દરદી માણસ ઉપર અશો મોબેદ પાશે હાથ ફેરવવાનો અથવા તો રૂમાલ મારફતે પીછી કરાવવાનો છે. જે આજની વિદ્યાએ કબુલ રાખેલાં **મેસ મેરીક** પાસનો નવો ઉપાય છે. રૂમાલ કે હાથ ફેરવતાં જે માથ્રવાણીના એજમતી કલાંમો ભણે છે જે કલાંમો ભણે છે તેમાં અરદી બેહસ્ત યસ્તના કલાંમો વધારે વપરાતાં જોવામાં આવે છે.

ઉપર કહ્યું તેમ રૂમાલ અથવા હાથ ફેરવી માથ્રવાણી ભણીને દુઃખ દફે કરવાનું આપને પુરૂં આકીન નહિ મળવાનું કારણ એજ કે તે કામ કરવાને કોઇ સબલ ઇચ્છાનો પાક ખુરેહવાળો પરહેજગાર માણસ મળી શકતો નથી. તેમજ હાલના સાધારણ મોબેદોમાં આગલા વખતના યોઝદાથ્રેગર મોબેદો જેવી પાકીજગી અને ખુરેહપણું નથી. જે માથ્રવાણીની ભલી અસરો નીપજાવવા સારૂ જે બે ચીજો અતી અગત્યની છે. તે પાકીજગી અને એક ચીત્ત છે. આ બેઉ ગુણો હાલના મોબેદોએ મુકી દીધાથી આરામ કરવાનો આકીન આપણામાં નથી. કારણ કે જેવી **પાકીએરવાઇ** અને **પાકીએ આમીગી** તેઓએ જાળવી નથી. તેથીજ દીનદાર જરતોસ્તીઓએ તથા અથ્રોનાંનોએ પાકીજગી તથા સચ્ચાઇ નીતિ સત્ય કામો કરીને ખુરેહ વધારી આગળ વધવું.

**તેમજ** આપણા વખશુરાન વખશુર જરતોસ્ત સાહેબના **ખોરેહ** વિષે વધારે અગત્યનું જાણુશો. દીનકરદ કેતાબમાં જણાવ્યા મુજબ **જરતોશત** સાહેબ ૩૦ વરસની ઉમરે પહોંચતાં બેહેમન અમશાસ્પંદે નદીના અથાગ પાણીમાંથી તેમને લઇ જઇ હોરમજદની દોસ્તીએ પહોંચાડીઆ. એ આગમજ જરતોશત સાહેબને **કયાંનખુરેહ** તથા **એરમત** ખુરેહ નામની બે કુદરતી બક્ષેશોની નવાજેશ થવાથી દુનીઆના બીજા લોક કરતાં તેવણ ઉત્તમ વિચારો, ઉમદા ચીજો, બુલંદ, મરતબો, પુર હોશીઆરી ચંચલ **મનશક્તિ**, પરહેઝગારી, હીમત, ઉદ્યોગ, ફતેહમંદી, ઉત્તમગુણો તથા બુરાદેવોને મારવાની શકિત હાંસલ કરી શકયા હતા વળી આપણા કેયાંની પાદશાહોને અસલથીજ તેની ગાદીને અને પાદશાહોને **ઇજદી** ખુરેહનું ગેબી નુર મલતું તે જુલમગાર **જોહાકને** તે **ઇજદી** નુર મળ્યું નહિ. એમ આપણને યજશનેમાં તથા આવાં યસ્તમાં તથા જમીઆદ યસ્તમાંથી શેહાદતો મલે છે.

* ખુરેહનાં નામ. **કયાન, કેયાંની, ઈરાની, હેરમત, ઈજદી, ફરરોખ,** **યજદ** અને **નૈરયહાંમવરેતી** છે.

**નૈરયહામવરેતી** નુર જમશેદને પછી નરીમાન કેરશાસપને મળ્યું ને પછી જરતોશને મળ્યું. બીજા કોઇને મળ્યું નથી.

+ ઉપર જોયું તેમ ખુરેહનો જે સર્વથી ચઢતો વધારો છે. તેવો બીજામાં નથી. આપણા ઘણા પાદશાહોને ખુરેહ મળેલાં હતાં પણ જરતોસ્ત જેવાં મળેલાં નથી.

* ઉપલા ખુરહેની ઉપર દાદાર અહુરમજદનું ખુરેહ તે **નુરઉલ અનવારે** છે અને **અનવારે મુજરરદ** એ ખુરહે ફરેસ્તાઓને છે **નુરેઅસ પેહબાદ અનવારે કાહારે** અને **અનવારે મુદબબર** આબીનુરો છે



* યોગ અભીયાસ.

+ શાહનામું.

* જરદસ્ત અફશાર



# સરોશ યજદ અને તેની બસારત.



આપણા પેગમ્બર સાહેબ અશો **જરથુસ્ત્ર** પોતાના મનની આંખે જે **અહુને** જોયો હતો. તથા તેના કાને તેના શરોશને સાંભળ્યો હતો. એ ઊપરથી તેને **દએન** કહેવાતું હતું. **દએન** બોલ દી ધાતુ ઉપરથી નીકળેલો છે જેનો અર્થ જોવાનો થાય છે. ફારસીમાં આ બોલ **દીદન** છે. તેનો અર્થ જોવાયલું છે. હવે સાંભળ્યું તે **સ્રવાઓ** જે શરોસથી સાંભળ્યું તે **સ્રવાઓ** સ્રુ ધાતુએ ઉપરથી નીકળેલો છે. જેનો અર્થ સાંભળવાનું થાય છે. **સરોસને** અવસ્તામાં **સ્રઓષ** કહે છે. તે પણ સ્રુ ધાતુનો ગુણ થઇ તેપર ષ પ્રત્યય લાગવાથી બન્યો છે. અને તેનો અર્થ સાંભળનાર યા સંભળાવનાર થાય છે. સ્રઓષના અર્થ તાબેદારી રાખનાર પણ થાય છે. જે તાબેદારી રાખતો નથી તેને માટે આપણે કહીએ છીએ. કે તે આપણું સાંભળતો નથી. હવે જે એકને મોઢે સાંભળે અને બીજાના કાનમાં કહે. તે બરોબર રીતે **સ્રઓસ** કહેવાય છે. **સરોસનું** કામ એજ કે હોરમજદને મ્હોડે સાંભળી જરતોસ્તના કાનમાં કહી જતો. જે સરોશ કહી જતો હતો તે વાજબી રીતે સ્રવાઓ કહેવાતા હતા. આપણા અવસ્તામાં જે જોવાએલું તે **દએન** યાને દીન અને જે સંભળાએલું તે સ્રવાઓ. આ બેઉ દએન અને સ્રવાઓને ઘણી વખતે યાદ કરવામાં આવે છે.

અવસ્તા.

* જરથુશતરેમ અષવનેમ અશહેરતુમ યજમયદે
જરથુશતરહે અશોનો ફ્રરવષીમ યજમયદે
જરથુશતરહે સ્રવાઓ યજમયદે
જરથુશતરહે દએનામ યજમયદે

* યજશ્નને હા. ૧૬ ફકરો ૨.

અર્થ—જરથોસ્તને પોતાને આરાધીયોછે. પછી તેના ફ્રેરોહરને આરાધીયુછે. પછી તેણે જે સાંભળ્યું હતું તે સ્રેવાઓને આરાધીયુછે. પછી તેણે જે જોયું હતું તે દએનને આરાધીયું છે.

સરોશયસ્તમાં જરતોસ્તે જે તમામ સાંભળ્યું હતું. તેને માન સાથે યાદ કીધું છે.

શરોશનો અર્થ વિદ્વાનો જુદી રીતે કરે છે. સરોશનો અર્થ તાબદારી, કાસદ તથા સંભળાવનાર કેમજે જેબી બસારત મલેછે. તે અંતર **સરવનથી** તેઓ સાંભળે છે. તેમજ સરોશ બળવાન યઝદ શિવાય બીજે કોઇબી રૂપે જણાતા નથી. યજશને હા. ૫૭ માં જે શરોશયસ્તને નામે ઓળખાય છે. જેના વિભાગો ૧૩ યાને ૧૩ કરદાને નામે ઓળખાય છે. તેમાં શરોશની એક મોટા મીનો યઝદ તરીકેની સીફ્તો મળી આવે છે. જેમાંની થોડીક નીચે પ્રમાણે છે.

| | અવસ્તા | તરજુમો |
|---|---|---|
| ૧ | સરોષ અશો ... ... ... | સરોષ પવિત્ર |
| ૨ | તગી ... ... ... | જોરાવર |
| ૩ | તન ફ્રમાન ... ... ... | માંથ્રમીક તનનો. |
| ૪ | શેકફ્ત જીન ... ... ... | એજમતી હથીયારવાળો |
| ૫ | જીન અવજાર... ... ... | ફ્તેહમંદ હથીઆરવાળો. |
| ૬ | શાલારેદામાન અહુરમજદ... ... | હુરમજદની પેદાશનો સરદાર |
| ૭ | હુરોદેમ ... ... ... | ખુબસુરત. |
| ૮ | વેરેથ્રા જનેમ... ... ... | ફ્તેહમંદ. |
| ૯ | ફ્રાદદ ગએથેમ ... ... | દુનિયાની વૃધ્ધિ કરનાર |
| ૧૦ | યોઅનુવંઘહબદેમનો જએનચ્રહ... | ઊંધાયાવગરનો જાગૃત |
| ૧૧ | દએનોદેસો દએનયાઓ ... ... | દીનનો દીન શીખવનાર. |

ઉપર જોયું તેમ **સરોષ** એક રક્ષણુ કરતા અને રાહબર યઝદ તરીકે જણાય આવે છે.

સરોષને માટે ૫ હોનુવર દાખલ કરેલાં છે. આપણા મગજમાંબી ૫ ભાગ સમાએલા છે. આ પાંચ ભાગથી જે કામ કરે છે. તેમાં જે એક ચીજ નકકી કરશુંજ કરીને મગજમાં નકી ઠસાવીએ છીએ તે પાંચમો ભાગ પછાડી સુધીનો વિચાર છે. એ પાંચ ભાગને માટે અવસ્તા છે પણ આપણે પાછળ છીએ પણ ફારસીમાં નીચે મુજબ પાંચ ભાગ કરે છે.

૧ હીશે મુશતરી.
૨ મુટે ખઇએલા.
૩ મુટે શરોફા.
૪ મુટે વાહામાં.
૫ મુટે હાફેજા.

જ્યારથી જરતોસ્તી ધર્મની સ્થાપના થઇ ત્યારથી તે આજસુધી અહુરમજદ અને માણસ વચ્ચે પાક **શરોશ યઝદ** એક મીનો કાસદ તથા આદમ જાતના રાહબર ફરેસ્તા ગણાતા આવ્યા છે. શરોશ યઝદ અશો છે. એટલે તે સાહેબ જાતે મીનોઇનુર હોવાથી તેમનામાં કોઇ જાતની અપવીત્રાઈ કે મલીનપણાનો જરાએ અંશ નથી. તે સાહેબ જોરાવર છે. તેની સમજ એ કે જે માણસો અશો થવાની કોશીશ કરે છે. તેઓ તરફ ધશારો કરી ખલલ કરતી તમામ બુરી શકતીઓને તોડવાને અથવા મારી હઠાવવાને તે શકિતવાન છે. એ શકિત કેટલી મહાભારત હોવી જોઇએ. તેનો બરાબર ખ્યાલ માણસને તેની હાલતમાં ઘણું કરીને આવી શકે નહિ. શરોશ યઝદ ઝલકાટ ભરેલો **માંથ્રમીક** તનનો છે. એટલે તેનું સ્વરૂપ વૃધ્ધીવંત **માથ્ર** છે, સાધારણ રીતે આપણે ખાંકી અવાજનું કશું રૂપ જોઇ શકતા નથી. પણ **કલેરવોથની** એક જાતની અંતર નજર અથવા જોવાની શકિત ધરાવનાર માણસો અવાજમાં રંગ જોઇ શકે છે. અને જેને રંગ હોય તેને રૂપ પણ હોય છે. આ વાત આજના યુરોપીઅન વિદ્વાનો પણ કબુલ રાખે છે. જે ખાકી દુનીઆ અથવા ગેતીને લગતી હસ્તી એ મીનોઇ હસ્તીની છાયા જેવી છે. મીનોઇ હસ્તી ખાકી કરતાં વધારે વાસ્તવીક હોવાથી ગેતી કરતાં વધારે ખરી અને પાયાદાર છે. એટલા માટે જે કાંઇ ગેતીમાં છે. તેનો વાસ્તવીક અથવા ખરો નમુનો મીનોમાં છે. આ વધારે મુકાબલાથી કહી શકાય કે જેમ ગેતીમાં અવાજો છે. તેમ મીનોઇમાં પણ હોવા જોઇએ. મીનો અવાજો તે **માથ્ર સપેનતનું** મીનો ઉચારણ સરખું છે. જે † માથ્ર સપેનતને પાક અહુરમજદે ઊતપન્ન કર્યો છે. પાક શરોશ એજમતી તેમજ ફતેહમંદ હથીઆર ધરાવે છે. આ હથીઆર કોઈ ખાકી નહિ પણ **મીનોઇ** હોવાં જોઇએ. તે દેખીતું છે. શરોશ પોતે અરદી બેહેસ્તના નુર મીશાલ અથવા એક મીનોઇ **આતશ** સમાન છે. અને તેના હથીઆર પણ આતશીજ હોવાં જોઇએ આ રીતે લેતાં તે **હિંદુ પુરાણોમાંના અગને અસ્ર** અથવા **અગ્નિરૂ**

---

† યજશને હા. ૨૯

૫ હથીઆરોની યાદ આપે છે કે જે હથીઆરોથી દેવો, રાક્ષસો અને દરૂજી હસ્તીઓ થરથર કાંપે છે. અને શીકશત પામેછે આ પ્રમાણે શરોશ યજદ ફતેહમંદ હોવાથી અહુરમજદની અશો પેદાશનો સરદાર અને રક્ષક ઠરે છે. વળી જે કંઇ જાતે પવિત્ર અથવા અશો હોય છે, તે અગત્ય કરીને ખુબસુરત અથવા મનોહર હોય છે. અશો શરોશ દુનીઆની વૃદ્ધિ કરનાર એટલા માટે છે કે ભલી પેદાશની જાળવણી કરવા સાથે તેના વધારા અને આબાદી માટે જે પવીત્ર જ્ઞાનની જરૂર છે. તે મીનોઇ જ્ઞાન માનવીને આપનાર એ યઝદ છે. એ વિષે—અવસ્તા.

* યો દએનો દેશો દએનયાઉ અહમાંએ દએનાંમ દએસયાદ અહુરોમજદાઓ અશવ.

અર્થ—જે દીનનો દીન શીખવનારછે. તેનેઅશો અહુરમજદે દીન શીખવી.

અહુરમજદનો ભેદ પહેલાં જેઓમાં જાહેર થયો તેમાં શરોશ છે. અને એ રેહબરયઝદથી પેગમ્બરો મારફતે તે મીનોઇ ભેદના જ્ઞાનનો રદીઓ આદમ જાતને મલે છે. દુનીયામાં મીનોઇ જ્ઞાન ફેલાવવાને અશો નરો વગર સ્વાર્થે ભાગ લે છે. દુનીયામાં સુખ અને આબાદીનો ઝરો વહેતો રાખી શકે છે. તે શરોશની બરકતથી છે. એ સાહેબ પાશબાંની કરનાર કહેવાય છે.

અવસ્તા.

યો અનુવંઘહ બદેમનો જએનધ્રહ નેપાતે મજદાઉદામાન. અર્થ-જે ઉંઘાયા વગર જાગૃત રહી અહુરમજદની પેદાયસનું રક્ષણ કરે છે.

અવસ્તા.

÷ વીશપનમાન શરોશો પાત યઝમેદે યંઘહાદ શરોશો અશીયો ફ્રયો ફ્રેતો પઇતે જનતો નાચ્ય અશવ ફ્રાઇઓહુમતો ફ્રાઇઓહુખતો ફ્રાઇઓ હુવરેશતો.

અર્થ—શરોશથી પાસબાંની થયેલાં તમામ ઘરો, શરીરોને અમે આરાધીએ છીએ. જેમાં વધારે સારી મનશનીવાલો વધારે સારી ગવસનીવાલો વધારે સારી કુનશનીવાલો અશો માણસ હોય તેમાં અશો શરોશ મીત્રાચારી ભરેલો ચહવાએલો અને માન પામેલો છે.

જે માણસ અશો હોય તેની ઉપર શરોશનો પાસબાંની ભર્યો છાંયો હોય છે. અશો માણસનું શરીર જે મીનોઇ ખુરેહવાલું હોય તે ઉપર

---

* શરોશયસ્ત હાદોખત કરદો ૩.

÷ શરોશયસ્ત મોટી કરદો ૧૩

શરોશનો તુરમંદ પ્રવાહ થવાથી તે સર્વ ભલી મીનો પેદાશ માફક આરાધનાને યોગ્ય ઠરે છે.

શરોશ યઝદનું કામ માણુસના **રવાંનની** નેગેબાની કરવાનું છે. તે રાત અને દહાડો માણુસની પાસબાંની કરે છે. મરણ બાદ પણ ત્રણ દિન અને રાત સુધી તે રવાનની પાસબાની કરે છે. યઝદોમાં એ યઝદ ઘણો ચડતો દરજ્જો ભોગવેછે. માણુસના મરણબાદ તેના થતા ઈન્સાફમાં મેહેર સાથે એને પણ તેનો શરીક ગણ્યો છે. અહુરમજદના આ દુનીઆના પેગમ્બરને પેગામ પણ એ પહોંચાડે છે. એની મારફતે અહુરમજદ બસારત કરે છે. માણુસના મરણબાદ તેનું રવાન પુલગુજાર થાય છે. ત્યાંસુધી તેના રવાનની પાસબાની શરોશ યઝદ કરે છે. માટે મરણ પછી ત્રણ દિવસ શરોશની ખુશનુંમનથી ક્રીયા કરવામાં આવે છે. ( મીનો ખેરદનો બાબ ૨ જો, સાયસ્ત લા સાયસ્ત બાબ ૧૭ અને દાદસતાંને દીની બાબ ૨૮ તથા ૬૭ ) ઉપલી કેતાબમાં શરોશનુ કામ માણુસના રવાનની જીવતાં જીવત પણ નેગેબાની કરવાનું છે. અને તે ખાસ કરીને રાત્રે માણુસ જ્યારે ખાબમાં પડે છે. ત્યારે એ કારણને લીધે + (મરઘો) જે માણુસને ઉંઘમાંથી બીદાર કરેછે. અને કુતરો જે રાતના ઘેરની પાસબાની કરે છે. તેઓને શરોશના કામને મદદ કરનારા ગણેલા છે. અને ÷ અએશમ દેવનો ખાશ દુશ્મન ગણ્યો છે.

એક ઠેકાણે અહુરમજદને **જોતી** ગણી શરોશને તેનો રાસ્પી ગણ્યો છે. ઝાદસ્પરમમો આતશબહેરામના આતશને પણ શરોશનો મદદગાર જણાવ્યો છે. આ ઉપરથી માલમ પડે છે કે માણુસને મળતી બશારતનો ખાવંદ શરોશ યઝદ છે. જરથોસ્તી ધર્મની તવારીખ તપાસતાં માલમ પડશે કે એકથી વધારે અશો નરો શરોશની તરફથી બસારત મારફતે જ્ઞાન મેળવી જરથોસ્તી પ્રજાની રાહબરી કરી ગયા છે. તેમજ તેને તરેહવાર આફતોમાંથી બચાવી ગયા છે. અશો નરોને શરોશ તરફની મદદ હવે પછી મળનાર છે. તેઓમાં **હોશેદરબાંમી, હોશેદરમાંહ** અને **સોસ્યોશનાં** નામો પણ જોવામાં આવે છે કે જેઓ દીનની બેહતરી માટે ખાકી જીંદગી લેનાર છે.

જોહાક જેવા જુલમગાર પાદશાહના દોરથી ઈરાનની શહેનશાહત જ્યારે પરાગંદે થવા લાગી ત્યારે આ સરપરાજાના હાથમાંથી તે પ્રજાને

---

+ બુનદેશ બાબ ૧૯ તથા ૩૩

÷ બુનદેશ બાબ ૩૦

છોડાવવાને ફરેદુન જેવા નેક નરે તે ઉપર જે ફતેહ મેળવી હતી. તે શ રોશની મદદથીજ મેળવી હતી. ફરેદુન જ્યારે * અલબુર્ઝ ઉપરથી નીચે ઉતરી કાવાના લશ્કર સાથે ઇરાનનાં પાયતખ્ત તરફ કુચ કરતો હતો. ત્યારે રસ્તામાં શરોશ યઝદે બસારત મારફતે જે મદદ મળી હતી તે કે ટલીક એજબતી અસરવાળી, પવિત્ર નીરંગો મંત્રોની હતી. એ નીરંગો ના અવાજના એજબતી બળથી આસપાસની સીહાદરૂજી, શકિતઓ જે ઝોહાકથી ઉત્પન્ન થઇ હતી. અને જે સાધારણ માણસોને ઘણીજ હે રાન કરનારી હતી. તે તોડી નાંખી તથા જાદુઇ ભરેલી શકનીઓને શહે રની દિવાલો ઉપર જોહાકે લગાડી હતી. તેનો નાશ કરી ફરેદુને તેની ઉપર ફતેહ મેળવી હતી. શાહ ફરેદુને જોહાકને મારી નાંખવાને બદલે દેમાવંદ પહાડમાં કેદ કીધો. તે શરોશ યઝદની બીજી બશારત મારફતે મલેલી સલાહનું પરિણામ હતું એમ જણાયલું છે.

શરોશ યઝદ સાથનો એવી કીશમનો પવિત્ર ગેબી સંબંધ પાદશાહ કેખશરોને પણ થયો હતો. આ અશોનરે જ્યારે ઇરાનને તેની આગલી મુશકેલીમાંથી ખુલાશો આપી સુલેહ અને આબાદાની ભરેલી હાલતમાં મુકી રહ્યા ત્યારે પાક શરોશ તરફથી થએલી બસારત મુજબ તેઓ ગો ફેનશીન થવા નીકળ્યા હતા. પણ ખોદાઈ રાહ ઉપર ચાલનારને અજ્ઞાન લોકો વહેમાયલા સમજવાની હમેશાં ભુલ કરે છે. તે મુજબ કેખશરોની એ કોશેશનો હેતુ નસમજવાને લીધે પહેલાંતો કેટલાએક પહેલવાનો તેને ભોળવાયેલો ગણવા લાગ્યા અને ખુર્ષો ઝાલેજર ખફગી બતાવવા લાગ્યો પણ કેખશરોએ નરમાસથી જ્યારે તેને તથા બીજાઓને સમજ પાડી; ત્યારે તેઓ ખુશી થયા. અને તે પછી ઇરાનના રાજ્યનો બંદોબસ્ત કરી એ નેક પાદશાહ ખોદાની નીરંતર એ બાબતમાં મશગુલ થવા ગોફેનશીન થયા.

પાક જાત શાહ ગુસ્તાસ્પને દસ્તુર પેશોતનની મારફતે દીનનો ફેલાવો કરવા સારૂ જે મદદ મળે છે. તે શરોશયઝદની કેટલીક શીફતો યા ખાશીઅતો તેને મળતી આવે છે.

એ પછી અશો પેગમ્બર જરતોસ્તની તવારીખ લખનાર મોબેદ જરથોસ્ત બેહેરામ જણાવે છે કે તેણે જે તવારીખ લખી છે. તે શરોશની બસારતથી લખી છે. તે કહે છે કે જ્યારે મારી બેઉ આંખો

* શાહનામું.

બંધ થઇ. ત્યારે મને શરોશ યઝદની બશારત થઇ જેણે મને ફરમાવ્યું કે આ કામમાં હું મારી જબાન ખોલું. અને વગર ઢીલે અશો જરતોસ્તનો જીંદગીનો હેવાલ લખું.

આ ઉપરથી જોવામાં આવશે કે મોટે દરજજેના પરહેજગાર અને દીનની સેવા બજાવવાને લાયકાતવાળા તેમજ અંતઃકરણની લાગણી ધરાવનારા માણસો પણ શરોશયઝદની બસારત થોડે કે ઘણે દરજજે મેળવવાને ફતેહમંદ થાય છે.

**અવસ્તા—॥આયનો જમયાદ અવંઘહે વેરેથરેજાઉ શરોશો અશયો**
અર્થ—ફતેહમંદ અશો શરોશ ફતેહને માટે અમારી તરફ આવે છે.

અવસ્તા— + **શરોશ અશો, તગીતનફરમાન, શેકફ્તજીન. જીન અવજારે સાલારે દામાંને અહુરમજદ બેરેસાદ.**

અર્થ—શરોશ અશો, જોરાવર, માથ્રમીક, તનવાળો એજમતી હથીઆર રાખનાર, ફતેહમંદ હથીઆર રાખનાર, અહુરમજદની પેદાશનો સરદાર મારામાં પહોંચો. અથવા પ્રગટ થાઓ.

અવસ્તાના લખાણોની બાતેનની ઉંડી મતલબ પામવાની જેઓને શકિત હશે. તેઓ ઉપર આપવામાં આવેલી સાબીતીથી જોઇ શકશે કે અવસ્તા ભણનાર દરેક દીનદાર જરતોસ્તી શરોશની મારફતે ખોદાઇ બસારતની બક્ષીશનો એક ઉમેદવાર બને છે. આ બસારતનો મુખ્ય દરવાજો અથવા માર્ગ તે માણસનું અંતઃકરણ છે. અશો શરોશ યઝદ માણસ જાતને અંતઃકરણની મારફતે અહુરમજદની રાહે ચાલવાને અને હેવાનીઅત ઉપર ઉતરી પડતાં અટકાવવાને રાત ને દીન તરેહવાર ઇસારાઓ યા સુચનાઓ ગુપ્ત રીતે કર્યા કરે છે. પણ જેમ આંખે આંધળું માનવી સુરજને જોઇ નહિ શકવાથી તેની હસ્તી માટે શકમંદ થાય છે. અથવા સદાબરી ના પાડે છે. તેમજ અંતઃકરણે આંધળું માનવી શરોશની મીનોઇ સુચના અથવા બસારતપર ધ્યાન આપતો નથી. યકીન તાબેદારીના અને પરહેજગારીના સદગુણ વિનાનો તે હોવાથી મીનોઇ સુચનાઓ તેને માલમ પડતી નથી. અને તેથી શરોશયઝદની હસ્તા અને અધીકાર બાબે તે બેખબર અને બેવિશ્વાસુ રહી તેનાથી મળતા ફાયદા ગુમાવનારો કમનશીબ બને છે. ગેબી બસારત ઉતારવાને

॥ શરોશયસ્ત કરદો ૧ લો.
+ શરોશયસ્ત.

લગતી કંઇએક ખુલાસા ભરી સમજ આ ઠેકાણે આપેલી વ્યર્થ જશે નહિ.

સાધારણ પ્રકારની બસારતને અંગ્રેજીમાં **ઇનહુઇશન** અને ઉંચા પ્રકારના બસારતને **ઇનસપીરેશન** કહેવામાં આવે છે. ઇન એટલે અંદર અને ટયુઓર એટલે તરફ જોવું. એ ઉપરથી તેનો બીજો અર્થ અંતર દરશતી પણ થઇ શકે છે. કારણ કે એ હાલતમાં સાંભળવાની અને જોવાની ક્રીયા એક થઇ જાય છે. જેમ શારીરીક નજરથી ખાકી વસ્તુને આપણે સાફ જોઇએ છીએ. તેમજ અંતર દરશતીથી મીનોઇ વસ્તુઓ સાફ માલમ પડે છે. અને તેઓ સંબંધી પાધરૂં જ્ઞાન મળે છે. એટલા માટે બસારત માણસની અંદર જે ખોદાઇ અંશ છે તેને લગતી છે.

અંગ જ્ઞાનથી થતી પ્રેરણા તેમજ તર્કશકિત એટલે ખરૂં ખોટું પારખવાની શકિત અથવા વિવેક બુદ્ધિ એટલે અમર અને ફાયદાકારક શું તથા ફાની અને ગેરફાયદાકારક શું. તે જાણવાની અકકલ એ સઘળાંથી બસારત તદ્દન જુદી છે. અંગ જ્ઞાન માણસની ઇચ્છાઓ અને હવસોની ઉત્પતીનું છે. એ આંધળી પ્રેરણાને બસારત ગણવી તે ખરે ખરૂં અજ્ઞાનપણું કહેવાય. વળી ચોકસ વિચાર ઉપર કોઇ માણસનુ મન ચોંટી બેઠું હોય. અને તેના સંબંધમાં કોઇવાર તેને કાંઇ પ્રેરણા થાય તો તે ખરી બસારત ઠરતી નથી. પણ માત્ર એક જાતનું અંગ જ્ઞાન કહેવાય. પણ બસારતનો ચોખ્ખો મીનોઇ અવાજ છે. કે જે અશોઈના વધારા માટે જાનફેશાની કરવાથી અને પાક પરવરદેગાર ઉપર દીલ લગાડવાથીજ સાંભળા શકાય છે. એ વિષે ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓ નીચે મુજબ સમજાવે છે.

તે બસારત મનની આંખોની એક જાતની તાલીમ છે. જે મનની ઉપર રજુ થએલી મીનોઇ સચ્ચાઇની અચુક ઓળખાણ કરાવે છે. તેનું જોવુ સાબિત છે. તેની નજર કોઇ જાતના વાદળથી ઘેરાયલી નથી તેનું કહેવું જરાએ દગદગતું નથી. બસારતથી થએલી ઓળખાણ અથવા જ્ઞાનમાં કોઇપણ બીજી સાબીતીથી વધારો થઇ શકતો નથી. એવું તે પુરણ અને સાબીત છે કે જેને કોઈ વધારે ઉંચી સાબીતીની જરૂર રહેતી નથી કારણકે તે વિવેક બુદ્ધિની પણ ઉપર છે. અને શ્રેષ્ટ છે. બસારતનો અવાજ ખાતરીથી પીછાની શકીએ એવી હાલતમાં જવા

આગમજ પોતાને ઊંચા પ્રકારની નીતિથી નિર્મળ કરવાની તાલીમ લેવાની જરૂર છે આ તાલીમ કોઇ લાયક ઉસ્તાદ હસ્તકથી લેવી જોઇએ.

+ અવસ્તા—**દાથાઓમે આતરશ પુથ્ર અહુરહેમજદાઓ યામે અંઘહુદ અફરસાઓઘહુઓ નુરેમચ યત્રએચ તાઇતે વહેસ્તેમ અહુમ અશઓનામ રઓચંઘહેમાં વીશપોખાથ્રેમ જોજે બુયે વંઘહુઉચ મીઅજદ વંઘહુઉચ શરવહે ઉરૂનએચ દરેગેહુ વંઘહે.**

**અર્થ**— આપ મને તું એ હોરમજદના પુત્ર આતશ તે ગુરૂ કે જે મારે માટે હમણા તથા હમેશ સુધી અશોની રોશનીવાલી તમામ આસાનીવાલી સૌથી સરસ દુનીઆ વિષે શીખવનાર હોય. ભલી મીજદમાં, ભલી બંદગીમાં **રવાનની** પવિત્રાઇમાં તે હું મેળવું.

હવે આપણે ટુંક ઇસારાઓ શરોશની બસારતના જોઇ ગયા. તે ઉપરથી આપણને સજાવાર છે કે અહુરમજદની યાદમાં સદા સચ્ચાઇ વિચાર વાચા અને કામ એવાં નેક જોઇએ કે જેથી જગતનું ભલું થાએ. અને તેથીજ મીનોઇ શકિત મેળવવાને આપણે ભાગ્યવાન થઇએ.

* શરોશ બેઉ જીંદગીમાં તથા બેઉ દુનીઆમાં હમારી તું પાશબાની કરજે.



+ આતશ નીયાએશ.

* યજશને હા. ૫૭ ફકરો ૨૫.



# માણસની બુદ્ધિ એ બેહમનની અક્કલ તથા માના પેટના નવ માસ.



બુદ્ધિ તે બેહમનની અકકલ એને અવસ્તામાં બઓધસ કહે છે. એ અંનદીથ શરીર માણુસને નેકમાં નેક અને ચઢતામાં ચઢતી ખુદ બુધ્ધિને લગતી મીનોઇ રોશની મોકલતો રહે છે. આપણી ઇંદ્રિયોની મારફતે આ ત્મીક બુદ્ધિને જોઇ કે પીછાની શકતા નથી. ખાકી જગતમાં મનશની મારફતે માણુસને મન જેવું સૌથી ઉત્તમ હથીઆર આપીને તેને જનમ આપેછે. એમ કરીને તેના પોતાનાજ હાથમાં સોંપેલું છે કે ભલામાં ભલી ચાલથી હોરમજદની રોશનીમાં મળી જવું. અથવા જોઇએ તો બદી કરી દેવ દરૂજોમાં મળી જવું.

એ આત્મા એક ઇશ્વરી તત્વ છે. કે જેને કાંઇ શરીર કે આકાર નથી. વજન થઇ શકતું નથી. તેમજ એ અનદીથ અને પહોંચી નહિ શકાય એવું છે. એ આત્મા માણુસમાં માત્ર પડછાયા રૂપેછે. એ પડછાયા રૂપે બુધ્ધિ તેમાંથી તે કારણરૂપે માણુસના શરીરમાં દાખલ થાય છે. અને આખા શરીરમાં ફેલય છે. એ વિષે આગળ વધારે કહેવામાં આવશે.

હાલમાં ધર્મ ક્રિયાને માટે જે તકરારો ચાલે છે. તે રવાંનનો ખરો અર્થ નહિ સમજવાથી છે. રવાનને કોઇવાર મુએલું શરીર તો કોઈવાર જીવ કહેવામાં આવે છે. એટલુંજ નહિ પણ ફરવશીને રવાન સમજા વવામાં આવેછે, પણ આ સમજ ખોટી છે. આના આધારમાં અવસ્તા માંથી નાચલો દાખલો મળી આવે છે.

**+ વીસ્પાઓ ગએથાઓસ્ચ તનવસ્ચ અજદેબીસ્ચ ઉસ્તાનાસ્ચ કેહરપસ્ચ તેવીષીસ્ચ બઓધસ્ચ ઉરવાનેમચ ફ્રવષીમચ પઇરીચદદેમહી આચ વએધયમહી આઅતદીથ આવએધયમહી ગાથાબ્યો સપેનતાબ્યો રતુખશથરાંબ્યો અષોનેબ્યો.**

અર્થ—અમે જણાવીએ અને ખાતરીથી જાહેર કરીએ છીએ કે ફતેહમંદ સચ્ચાઇથી જોડાએલા પવિત્ર ગાથાઓને હમારી સઘળી મીલકત અર્પણ કરીએ છીએ જે આ શરીર હાડકાઓનું બનેલું છે તેમાં શકિત રાખનારી ગરમી, પ્રાણ અથવા જીવ, હવાઇ શરીરલીંગ, કાંમરૂપ અથવા નફસે હેવાંની બુધ્ધી, નફસે ઈનસાની, રવાન અને ફરવશી અર્પણ કરીએ છીએ.

આ ઉપરથી જણાય છે કે માણુસના બધા મળી ત્રિભાગો સાત છે. અને જરતોસ્તી ધર્મ શાસ્ત્રને મળતા કાનુનો નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ | ખાકી શરીર ... ... ... ... ... ... | તનવસ. |
| ૨ | હવાઇ શરીર ... ... ... ... ... ... | કેહેરપેમ. |
| ૩ | પ્રાણ અથવા જીવ ... ... ... ... ... ... | ઉસ્તાન. |
| ૪ | કામરૂપ ... ... ... ... ... ... | તેવીષી. |
| ૫ | મનશ ... ... ... ... ... ... | ઉરવાનેમ. |
| ૬ | બુધ્ધિ ... ... ... ... ... ... | બઓધસ. |
| ૭ | આત્મા ... ... ... ... ... ... | ફરવષી. |

હવે જ્યારે માણુસ મરણ પામે છે અને પ્રાણ છુટો પડે છે ત્યારે શું બને છે તે જુઓ ખાકી બદન અથવા સ્થૂળ શરીરને લગતાં તિક્ષણ તત્વો પહેલ વહેલાં મરણ પામે છે. અને તેઓને પણ સંપૂર્ણ રીતે કુદરતમાં હવા પાણી સાથે મળી જવામાં કેટલોક વખત લાગે છે હવાઈ રૂપ અથવા આકાશી શરીર જેમાંથી આ ખાકા બદનના તત્વો ઊતરેછે તે હવાઇરૂપ તત્વોને ખલાસ થતાં વધારે વખત લાગે છે. એટલે આકાર પ્રાણ, અને શુક્ષ્મશરીર એઓ આપણી ઇંદ્રિયોમાંથી છુટાં પડે છે, તેઓને આપણે જોઈ શકતા નથી. આપણે ફકત બદનને જોઇ શકીએ છીએ માણુસના શરીર માંહેલાં આ ત્રણ તત્વો દુર થવાથી આપણે કહીએ છીએ કે માણુસ મરણ પામ્યું છે. પણ ખરેખર રીતે જોતાં તે મરણ પામ્યું નથી. આપણી આંખને લાગે છે. પણ આંખ તો ફકત ખાકી ચીજ જોઇ શકે છે. શુક્ષ્મદર્શક યંત્રથી જોઇએ તોપણ ઇંદ્રિયો—

+ યજશને હા. ૫૫ ફકરો ૧

ની તાકાત નથી કે તેના ચઢતા તત્વો વિષે તે બરાબર રીતે કહી શકે. એ પ્રમાણે મુળ કારણમાંથી પ્રસિધ્ધ થતાં જે મુખ્ય બિંદુઓ તેઓ ફ-કત આપણી નજરથી બંધ પડે છે. પણ ખરેખરી રીતે જોતાં માણસની આત્મીક બુદ્ધિ અને મનશ જેઓ આત્મા અથવા મૂળ કારણમાંથી નીકળેલાં છે.

જેઓ મનને હંમેશાં એક સરખી રીતે ખોદાઇ રોસનીનો ઝરો પુરો પાડતાં રહે છે. તેઓ કદી નાશ પામતાં નથી. જ્યારે માણસમાંથી પ્રાણ નીકળી જાય છે. ત્યારે તેની ખાકી યા હવાઇરૂપ શરીર કેટલોક વખત ગયા પછી નાશ પામે છે. પણ તેનું કામરૂપ એટલે ઇચ્છારૂપ શરીરને નાશ પામવાને ઘણો વખત લાગે છે. આપણા જરતોસ્તી ધર્મ પ્રમાણે જ્યારે એક માણસ ગુજરે છે ત્યારે ત્રણ દહાડા પછી એટલે ચેહારમની બામદાદે તેનું રવાન ચિનવત પુલ આગળ આવે છે. માર્ગમાં તેને ખરાબ શકિતઓથી ભોગવવું નહિ પડે માટે **સરોષ** જે ખાકી જગતની પાસબાની કરે છે. તે સરોષની ખુશનુમનથી યજશની કરવામાં આવે છે. આ માંથ્રવાણીના બુલંદ કલાંમો ભણ્યાથી આકાશમાં એક જાતનો ધ્રુજારો થાય છે. જેથી કરીને ખરાબ શકિતઓ નાશભાગમાં પડે છે. અને ચિનવત પુલ લગી તેના રવાનને શોષવું પડતું નથી.

માણસ પોતાની કરણીના ફળ પ્રમાણે એક પછી એક ધીમે ધીમે ખાકી તત્વોથી છુટું પડતું જાય છે અને આખરે ટુંકે કે લાંબે કાળે મીનોઈ બને છે. સરોશ તથા મેહેરયજદો માણસનો ઇન્સાફ કરે છે તેની કરણી સારી હોય તો તે બેહેસ્તમાં જાય છે. અને ખરાબ હોય તો જ્યાંસુધી પવિત્ર થાય નહિ ત્યાંસુધી કામ લોકમાં અટલે નફ્સે **હેવાનીઅતમાંજ** રહે છે. નફ્સે હેવાનીઅતમાંથી ઊગરી આગળ વધવાનો માણસને માર્ગ છે. માણસ નફ્સે હેવાનીઅત છોડી હલકી ઇચ્છા અને હવસોથી મુકત થઇ પવિત્ર થાય છે. તેમજ તે ઉંચી હાલતે પહોંચે એટલામાટે ધર્મ ક્રીયાઓ થાય છે. ઉપરની વાતપરથી કાંઈ એમ સમજવાનું નથી કે ધર્મક્રિયા મારફતે દુઃખમાંથી સુખમાં મુકી દેવાય છે. પણ ખાકી અપવિત્રાઈમાંથી પવિત્ર હાલતે પહોંચાડવાની છે. ક્રીયાઓની અસરથી બુરા અને ખરાબ હવસોમાં બુરાઇનું ફળ ભોગવ્યા વગર બેહસ્તમાં પહોંચી જાય છે. એવું કંઇ નથી. દુનીઆમાં પણ માણસો પોતાની કરણી પ્રમાણે થોડું કે ઘણું ફળ ભોગવે છે. જો સ-

ખાવત કરણીના કાયદા સામે જતી હોય; તો સખાવત અને દયાની લાગણી સદ્ગુણો નહિ પણ દુનીઆમાંથી નાબુદ કરવા લાયક અન્યાયી ઇચ્છા કહેવાય. જીંદગી અને હયાતી કાંઇ ધરતી ઉપરજ છે એમ નથી. પણ સર્વે જગા અને સદાકાલ છે. એવો ઉંચો ખ્યાલ અને બોધ આપે છે. **રવાનોની** ક્રિયા સર્વે પેદાશને ફાયદો કરનારી ઉંચી સખાવત સરખી છે. જે ચીજ આવા ઉંચા મીનોઇ ફાયદા ધરાવતી હોય, જે મુએલાં અને જીવતાંને ઉંચી હાલતે પહોંચાડતી હોય, જે ભલાઇ આબાદી અને રક્ષણ કરનાર હોય, તો તે ક્રિયા છોડી દેવામાં ડહાપણ હોયજ નહિ. **નફસે હેવાનીઅતમાંથી** પાક થઇ માણસ નફસે ઇનસાનીઅતમાં આવે છે. અને ત્યાંથી પાક થઈ ઉપર ચઢે છે. ત્યારે રવાનની હાલતે પહોંચે છે. ત્યારે રવાનનો ખરો અર્થ ખાકી તત્વથી તદન ખલાશ પામી મીનોઇ હાલતે પહોંચવું થઇ શકે. આવી ઉંચી મીનોઈ હાલત છતાં **રવાંન ફ્રવશી** નથી. કારણ કે ફ્રવષીમાં તો કદી પણ ફેરફાર થતો નથી.

* ત્યારે **બુદ્ધિ રવાંન** અને **ફ્રવષી** આ ત્રણ તત્વ ખોદાઇ અંશ છે. ત્યારે અકકલથી આ દુનીઆ સફળ કરવાની આપણને ઘણી જરૂર છે. છેલ્લે જણાવીશ કે આપણે મરણ પામેલાંઓને સારૂ જે ચાર દિવસ ક્રીયા કરીએ છીએ. તે ઘણું કરીને **તેવીશી** ને માટે છે. ત્યારે **તેવીશી** એ ચોથું તત્વ કામરૂપ છે. આ દુનીઆનાં જે કૃમો કરેલાં છે તેમાં મદદ લેવાનું કામ **તેવીશીનું** છે. સારાં કામ કરવામાં તેવીશીનું જે રૂપ થાય તેમ માઠાં કામનું નઠારૂં રૂપ થાય. ત્યારે જે કેરદાર ચીઆરમની બામદાદે મલે છે, તે તેનાં કામરૂપ મલે છે. કેમકે **તેવીશી** કામરૂપ છે. ત્યારે જે જે અવસ્તા ભણીએ છીએ. તે ફક્ત તેવીશીને માટે છે. બાકી રવાન તો કરણી પ્રમાણે છે. ને ફ્રવષી તેની રેહબરી કરીને હરદમ આ દુનીઆમાં આવે છે.

÷ હવે **કેહૃપેમ** જે હવાઇ શરીર છે. આ **કેહૃપેમ** તે દુનીઆની તમામ પેદાશ જે હોશમાં થએલી છે. તેનું બીજું હવાઇ શરીર છે. હવાઇ શરીર આપણાંજ શરીરમાંજ છે. અવસ્તામાં જાહેર છે કે સર્વેનાં તેમજ ફ્રેસ્તાનાં પણ હવાઇ શરીરો છે.

---

* યોગ અભ્યાસ,

÷ ગાથા, વંદીદાદ, યજશને

**કેહ્‌રપેમ** અંદીથ શરીર છે અને એનાં ઘણાં રૂપો અવસ્તામાં જણા-વેલા છે. **કેહ્‌રપેમ** સર્વ દુનિયાની પેદાયશનાં છે. કેહ્‌રપેમને રૂપ યાને સુરતો.

+ **તીર યઝદની** સુરતો ઘણી તરેહની અવસ્તામાંથી મળે છે. **મરદ ગોધો, ઘોડો, સોનેરીશીંગડાવાળા** એવાં રૂપો આવે છે.

* **બહેરામ યઝદની** સુરતો **પવન, ગોધો, ઘોડો, ઉંટ, ડુકકર, માણસ, પક્ષી, બકરૂ, મેંઢુ** અને **પહેલવાન** એવાં દશ રૂપો છે. **દિન, આદર,** કેયાંની **ખુરેહ,** એવો પોતાના રૂપે ગીરદેશ લે છે.

. × **મેહર, શરોસ** અને **અમસાસ્પંદો** એવોના રૂપો છે.

÷ દાદાર હોરમજદનું સર્વેથી સરસ (કહ્‌રપેમ) યાને રૂપો છે.—અવસ્તા સ્રએશ્તેમ, કહ્‌રપેમ, કહ્‌રપાંમ.

**બાર રાશીમાં** મેંઢું, ગોધો, સિંહ, કરચલો એવા બાર તારાઓના ઝુમખાઓ જેરે તેની ફરવાની ગેરદેશ લે છે. ત્યારે તેના આકારો પડે છે તે ઉપરથી તેનું તે **કેહ્‌રપેમ** છે.

માનસી ગેરદેશ લેનાં તેનું **કેહ્‌રપેમ** સુરજના ઉગવા સાથે ગેરદેશ લે છે.

જે માણસ ગેરદેશ યાને મરણ થવાનો છે. તો તેનું **કેહ્‌રપેમ** સુરજના ઉગવા સાથે ગેર દેશ થવા માંડે છે. તેથીજ આપણે જરથુસ્ત સાહેબ ફરમાવે છે કે તે બરાબર વખતસરના ગેર દેશનો વખત ગણી મરનારનું ચીયારંમ ગણવું. એટલે જે દીને માણસ મરણ થાય છે તે દીવસે કે રાતના ગમે ત્યારે હોય પણ એનું **કેહ્‌રપેમ** તો સવારથીજ નીકળવા માંડેલું છે. તેથી તેને એજ દીવસ ગણી ત્રણ રાત પુરી કરી જયારે ચોથા દીવસનું દીનમાન બેસે નહીં તેટલાને ત્રણ દીવસ પુરા ગણી ચોથા દીવસનું દીનમાન ગણવું.

આ ખાકી શરીરનો જનમ લેતા જે દીન કે રાત હોય પણ તેજ દીનમાં ગણવાનું કારણ એજ કે તેનું કેહ્‌રપેમ સુરજના દીનમાન શાથે છે તેજ રીતે મરણનો સમજવો.

+ તીર યસ્ત ફકરો ૧૩ ૧૬ ૧૮ વંદીદાદ ૫. ૧૯ ફ. ૩૭.

* બહેરામ યસ્ત. ફકરો ૨ થી ૨૭ તેમાં ૧૦ રૂપો છે.

× શરોશ હાંદોખત ફકરો ૨૧.

÷ ફરવરદીન યસ્ત ફકરો ૮૧.

### અવસ્તા.

**કેહ્રપેમ શરોશહે અશીઅહે કેહ્રપેમ રશનોએશ રજેશતહે કેહ્રપેમ મેથ્રેહવોઓરો ગોઇઓતોએશ કેહ્રપેમ અમેશનામ સ્પેનતનાંમ યઝમ્ઇદે.**

એવા ઘણા દાખલાઓ અવસ્તામાં જણાશે. હવે **કેહ્રપેમથી** માણુસ હોશમાં છે. કેમકે માણસ જે ઉંઘમાં પડે છે. તે મરણની હાલતની બરોબર છે. પણ તેનુ **કેહ્રપેમ** શરીરમાં હોવાથી તે જાગૃત થઇ શકે છે. જ્યારે તેનું **કેહ્રપેમ** નીકળી જાય છે. ત્યારે તેનું મરણ થએલું ગણાય છે.

મરણ પામતાં સર્વેથી પહેલવહેલું શરીર છુટું પડે છે તે **કેહ્રપેમ** છે. અવસ્તા મુજબ જે માણસ મરણ પામવાનો છે. તેનું કેહ્રપેમ સુરજ ઉગવાની સાથેજ પગથી બહાર નીકળવા માંડે છે. કોઇ શખશ રાતના મરણ પામે તોપણ તેનું હવાઇ શરીર સુરજ ઉગતાંજ નીકળવા માંડે છે. તેથી આપણે રાતના કે પાછલી રાતના મરણ પામનારને તેજ દીવસનાં ગણીશું. કેમકે આખો દિવસ તેની હયાતી હતી. અને તેનું **કેહ્રપેમ** સવારથીજ નીકળવા પામ્યું હતું. આજના માણસોને ખબર રહેતી નથી કે હું આજે મરણ પામનાર છું. તેથી આપણે આખો દિવસ મરણ પામવાનો ગણી ચોથે દિવસે દીનમાનની સાથે બરોબર ચીઆરામ ગણીશું. આજની શોધ મુજબ પણ સાબીત થાય છે કે ત્રણ દિવસ સુધી મરનાર શખશનું હવાઇ વા શુક્ષ્મ શરીર દેખાય છે અને ચોથે દિવસે દેખાતું નથી. આ ત્રણ દિવસનું દીનમાંન ગણશું તો બરાબર ૭૨ કલાક થાય છે. તે **કેહ્રપેમ** અને સુરજ ઉગવાનો વખત ગણવાથી જણાશે.

**રવાન** છે તે કેહ્રપેમ પછી માથાના મધ્ય ભાગમાંથી નીકળી તેની હાલતમાં **પહોંચે** છે. ત્યારે **રવાનનું** નીકળવું માથામાંથી છે ને **કેહ્ર-પેમનું** પગથી છે. એમ અવસ્તાથી ખુલ્લું સાબીત થાય છે.

ઉપર કહ્યું કે સાત તત્વથી માણસનું બંધારણ છે. માના પેટમાં જે હમેલ રહેશે તેમાં પહેલા સાત માસમાં એકેક તત્વ વધતું જાય છે. **પહેલે** મહીને જે બુંદ ઝમે છે. તે **પહેલા** માસને અવસ્તામાં **અજદે બીયસ્ચ** કહે છે. બીજે માસે સ્થુળ શરીર ઉપરનું બંધારણ તે અવસ્તાનો **તનવસ્ચ** છે. ત્રીજે માસે **શુક્ષ્મ** શરીર તેને અવસ્તામાં **કેહ્રપસ્ચ**

કહે છે. ચોથે માસે જીવ પડે છે તેને અવસ્તામાં **ઊસ્તાનાસ્ચ** કહે છે. આ ચોથા માસે સ્ત્રીના હમેલને હાલવા જેવી અસર થાય છે. પાંચમે માસે કામરૂપ **તેવીશી** આ તેવીશી તે **અંતઃકરણ** છે. ઉપલા ખાકી શરીર લેતાં આ હાલત થાય છે. છઠે માસે **બુધ્ધિ** યાને હોશ તેને અવસ્તામાં **ઉરૂઆનેમચ** કહે છે. સાતમે માસે બાહોગાંન યાને મનની બુધ્ધિ તેને અવસ્તામાં **બોહોદસ્ચ** કહે છે. તેમજ એજ માસે **મીનોઇઅંશ** તેને અવસ્તામાં **ફ્રવષીમ** કહે છે. ફ્રવષી હમેશ આપણા તરફ આવનારી છે.

• **ફરોહરો** એ **રૂહાની** શકતી છે. ફરોહરો વીશે મુલ **બે** શબ્દથી અવસ્તામો જણાએ છે—પેહેલું **ફરોહરો** યાને **ફ્રવષી** બીજુ ॥ અવસ્તા માનયેન અહે યથના મેરેગો હુ પેરેનો—અર્થ પક્ષીની પાંખવાલા મરદની મીશાલના—કેરશાસ્પના તથા * વો ઉરૂકશ દરિયાને તેમજ ગ એો કેરેન યાને સફેદ હોમની પાસબાનીને માટે નવાણુ હજાર નવશો નવાનુ ફરોહરો છે એ ગુપત દાખલાથી જોશું તો ફરોહરો દુનિયાની રેહબરી કરનાર છે.

હવે બોહોદસ્ચ, ઉરવાનેમચ અને ફ્રવષી આ ત્રણે ખોદાઇ અંશ છે. + સાત માસ સુધી એકેક તત્વ વધે છે અને આઠમે માસે બચ્ચું ઠામ પડે છે. ને નવમે માસે આ ખાકી શરીરનો જન્મ થાય છે. તન, હાડપીંજર, જીવ, શકિત, બુધ્ધિ, રવાન અને ફરોહર એ વિષે અવસ્તામાં વધારે લખાણ મળે છે.



॥ ફ્રવરદીન યસ્ત ફકરો ૭૦

* ફ્રવરદીન યસ્ત કરદો ૧૭ ફકરો ૫૯

+ યજશને હા. ૫૫ ફકરો ૧



# માણસનું આખું શરીર તે દુનીઆની સર્વે નેયામતો છે.

દુનીઆની હસ્તી બની છે તેજ રીતે માણસના શરીરમાં તેનેજ મળતો ખોદાઇ અંશ છે. જેમકે જમીનના સાત દ્વીપ છે તેમ માણસના બદનમાં પણ સાત ભાગ છે. ૧ માથું. ૨ હાથ, ૧ પીઠ, ૧ પેટ, અને ૨ પગ મળી સાત ભાગ તે સાત દ્વીપ છે. જમીનમાં જેમ લરજલો છે તેમ આદમીમાં છીંક છે. જમીનમાં જેમ ખારા. કડવા અને નાખુશ ચસમા છે તેમ આપણામાં આંખ, કાન, મ્હોંઢું, નાક એ ચશ્માઓની માફક છે. જમીનમાં જેવી નદીઓ છે તેમ શરીરમાં નસો છે. આસમાનમાં ૧૨ રાશીઓના બરૂજો છે તેમ શરીરમાં જાહેર તથા બાતેન મળીને બાર માર્ગો છે. જેવા કે ૨ આંખ, ૨ કાન, ૨ નાકનાં નસકોરાં, ૧ મોઢું, ૨ છાતી, ૧ દુટી, ૦ છુપીજગો (ઝાડો, પીશાબ). આકાશમાં ૨૮ નક્ષત્રો છે. તેમ બદનમાં ૨૮ જાતની ચરબી છે કે જેથી સર્વ સાંધાઓ જોડાએલા છે. વળી આસમાનના બરૂજના ૩૦ હીસાને એક દરજ્જો કહેછે. એવા ૩૬૦ દરજ્જા આકાશમાં છે. તેમ બદનમાં બી ૩૬૦ નસોછે. આસમાનમાં જેમ શાત સીતારા ફરતા છે; તેમ બદનમાં ૭ સાંધા છે. આસમાનમાં સ્થીર શીતારા છે. તેમ બદનમાં કૈઅત ઘણાં છે. જેમ ઉનશેરમુહિત ઉપર આસમાનો આવીઆં છે તેમ બદનમાં બી છે. ૧ સફરા એટલે પીઠ ૨ બલગમ એટલે કફ. ૩ ખુન એટલે લોહી. ૪ શોદા એટલે ચીતભ્રમ અથવા સ્વભાવ.

જેમ દુનીઆમાં પાદશાહ, વજીર, કોટવાલ, જગાતી, સંદેશા પહોંચાડનાર કાસદો અને જાસુસો છે તેમ શરીરમાં પણ છે હજરત રૂહ

એ પાદશાહ છે અકકલ તે વજીર છે. ગુસ્સો તે કોટવાળ છે. ઇંદ્રિયોતે સંદેશો પહોંચાડનાર તે કાસદ છે. અને તેથી **હજરત રૂહુ** જાણીતા રહે છે.

આપણું રૂહુ તે હકતાલાના બુઝોરગ નુરનું અંશ છે. હવે આ નીચલી જેહાનમાં હકતાલાની શીફતોની નવ નીશાની છે. જેથી કે ૧ આસમાન ૪ અનાસરો. ૧ ઇનસાન. ૧ હેવાંનો. ૧ નબાટ, ૧ માદન. ઉપલી નવ શીફતોમાં જાહેરી નવ છે. અને બાતેનમાં નવ છે. જાહેરી નવ નીશાનો ૨ આંખ, ૨ કાન, ૧ મોહું, ૨ હાથ, ને ૨ પગ. બાતેની નવ નીશાનો ૧ સાંભળવું, ૨ સુંઘવું, ૩ જોવું, ૪ બોલવું, ૫ દરીઆફ્ત કરવો, ૬ બાતેનની ફીકર, ૭ કવતે હાફેજ ૮ કવતે નાતે કા અને ૯ કવતે શરીફા.

† જે શરીરમાં લોહી ફરે છે તેમાં કુદરતી અક્ષરો બને છે, એવા બાર અક્ષરે આખા શરીરમા બને છે.

હવે દિલ છે તે હકીકતનું મગજ છે. અને તન છે તે તેનું છલું છે. હવે અવસ્તામાં **યસ્ત હપતંન હાઇતી**માં આવે છે.

**વાસીમચા યામ પંચાસ શતોરાંમ યઝમઇદે** એનો અર્થ—૫૦ દરવાજાવાળી વાસીને અમો આરાધીએ છીએ. આ વાસી તે કોઇ નહિ પણ શરીરના ભીતરમાંનું **રવાંનનું** મીનોઇ ઠામ છે. અને જીવનું અંતરસ્થાન છે આ ૫૦ વાસી યાને રવાંનનું અંતરસ્થાન છે. આપણા શરીરનો વચલો સાંધો નળી રેકો અથવા નાડીરૂપી માર્ગ તથા પીઠની વાંકી નાડી એ બેઉ વાસી છે. બાકીની વાસી માએના રવાનના મીનોઇ અંતર મકાન છે. એ વિષેનું બયાન આપણને અરબીશવંગ યસ્ત તથા આસ્તાદ યસ્ત મળી આવશે.



† હિંદુ વેદ.



# એક પરહેજગાર મીનોઇ દુનીઆ મેળવવાને ઉસ્તાદ અને બેઉ દુનીઆને માટે એક ફરેસ્તાની જરૂર વિષે.

ખોદાઇ અથવા મીનોઇ જ્ઞાન મેળવવાને માટે અશોઇ માર્ગપર આગળ વધેલા એકાદ અશો સદગુરૂની જરૂર હોય છે ગુરૂ શબ્દમાં ગુ એટલે અજ્ઞાનપણું અને રૂ એટલે દૂર કરનાર. ઉપરથી માયાવીક અજ્ઞાનપણું જે દુર કરે તે ગુરૂ કહેવાય છે. આતશની નીઆએશ કરતી વેળા દરેક જરતોસ્તી એક ગુરૂની મદદ અવસ્તામાં માંગે છે.

× **દાથાઓ મે આતરશ પુથ્ર અહુરહેમજદાઓ યામે અંઘહુત અર્ક્સાઓહાથઓ નુરેમચ યવએચ તાએતે વહિસ્તેમ અહુમ અશોઓનામ રઓચંઘહેમ વીસ્પોખાથ્રેમ જજેબુઇએ વંઘહાઉચ મીજદ વંઘહાઉચ સ્રવહી ઉરૂનએચ દરેઘે હવંઘહે.**

અર્થ—એ: અહુરમજદનાં પુત્ર આતશ મને તું **રાહબર ઉસ્તાદ** આપ જે મારે માટે હમણા તથા હંમેશ સુધી અશોની રોશનીવાલી તમામ આશાનીવાલી, સૌથી સરસ દુનિઆ વિષે શીખવનાર હોય ઉતમ બદલાને, ભલી વિખ્યાતીને અને મારા રવાનને માટે સંપુર્ણ સુખની અમર હાલતને હું પહોંચું

× ગાથા હોતુવઇતી.

ઉપર કહ્યું તેમ એક ઉમેદવાર કુદરતી અને ખોદાઇ જ્ઞાન મેળવવાને સલામતી ભરેલા સાધનો અને ઇલાજો તથા ઉપદેશોની મદદ મેળવતો જોએ છે અશોઇ મારગ બતાવનાર એવા અશો પુરૂષો આબેદો, દુરવેશો વિષે અવસ્તામાં પણ આપણે ઠેકાણે ઠેકાણે વાંચીએ છીએ. એવા અશો શખશોને ભલા મીનોના મદદગારો, ગોઠીઆઓ વગેરે બરતબા ભરેલા નામે ઓળખીએ છીએ. તેઓનું કામ પવિત્ર અને ઉત્તમ જ્ઞાન આપવાનું છે.

અવસ્તા.

**+ કુથાતોઅ્ અરેદ્દરાઓ મજ્દા યોવંઘહેઓશવદ્દએમનાં મનંઘહો સંગહુશ રએખનાઓ અસપેનચીદ સાદ્દરાચીદ ચખરયો ઓષ ઓરૂ.**

અર્થ—આ અહુરમજદ તારી પરશતેશ કરનારા છે. કે જેઓ નેક મનશનીને હૈયે ધરીને દીનનાં ફરમાનોને ખરી દોલત તરીકે સુખ તથા દુઃખમાં પુરતી હોશીઆરી બતલાવે. ઉપલા ફકરાને મલતા દાખલા ઓ **ઉપનીષદમાંથી** મળે છે જેવા કે " ઉઠ જાગ્રત થા મહા પુરૂષોને શોધી કાઢ અને **ઈશ્વરીજ્ઞાન** પ્રાપ્ત કર. "

જો કોઈ સંપુર્ણ મનની શાંતિ સાથે સર્વે ખાકી ઇચ્છાઓ ઉપર કાબુ રાખીને શિક્ષકની શોધમાં રહી જરથુસ્તી ઇલમ શીખે તેને કુદરત મદદ કરેછે. માટે એક ઉસ્તાદ શોધવો જોઇએ.

મીનોઇ ફરેસ્તા આપણને મદદ કરેછે એમ આજની વિદ્યા કબુલ કરેછે તો આપણે એક ફેરસ્તાને પણ નકી કરવો વાજબી છે.

એક મોટો પરહેજગાર માણસછે તેની પાશે તેનો શિક્ષક એલમની તલબ કરશે તેમ આપણે ફરેસ્તાની મદદ માંગશું. જે ઉસ્તાદછે તે ગોયા ઘેરનો અથ્રોનાંન છે કેમકે ઘેરનો અથ્રોનાંન તે પોતે ક્રિયા કરશે તેમાં તે ભણાવનારને ચીતારી લેશે કેમકે તે ઉસ્તાદ જાણીતો છે કે. ફલાણું માણસ આવું હતું. ત્યારે તેના ક્રિયા કરતાં તેને મનમાં ચીતારી લીએ તો તેને ઘણુંજ પુષ્ટીકારક છે, ઉસ્તાદ છે તે જરતોસ્તી દીન સામાને શીખવી તેને આવતી જીંદગીના ચઢતા તબકકામાં મુકશે. યાને આસમાન ઉપર ચઢવાનો રસ્તો દેખાડશે. ફરેસ્તા આપણને મદદ કરવાને અતીશે ફાયદાકારક છે. અને અનદીથ ગેબીરૂપે ફરેસ્તાઓ આપોને અગમચેતી આપનારા છે અને હરદમ મદદ કરતા છે.



# અસલી ઇરાનીઓની ફીલસુફી, ખગોળ વિદ્યા અને વરસાદનું આવવું



અસલી ઇરાનીઓની વિદ્યાને લગતા કંઇએક ઇસારા અવસ્તા વાણીમાંથી મળે છે. તેઓમાં ૨૧ નુસ્કો યાને આજે હયાત રહેલો વંદીદાદ છે. એ વંદીદાદ તે દરેગુબચો નુશક યાને વંદીદાદ છે. પહેલવીમાં **જુદ દેવદાદ** કરીને કહે છે. **જુદ દેવદાદ** એનો અર્થ દેવથી અલગ પુસ્તક એવો થાય છે. તંદુરસ્તી અને સુઘડતાઇની વિદ્યામાં વંદીદાદ જેવો પુરાણો ગ્રંથ બીજો નથી. તેમાંની કેટલીએક બાબતો તો આપણી આજની સમજશક્તિને માફક આવે એવી નથી. પણ બીજી કેટલીએક બાબતો માટે તેમાં જે ફરમાનો આપેલાં છે તે આજના સુધરેલા દેશોની તંનદુરસ્તીની વિદ્યાને અનુકૂળ છે. આ બીના એટલી તો જાણીતી છે અને વંદીદાદનો વિષય એટલો તો સાધારણ છે કે તે બાબે આ ઠેકાણે વધારે લખવાની જરૂર નથી.

વળી બીજી બાબતપર અસલી ઇરાનીઓએ વધારે ધ્યાન આપેલું જણાય છે. તે બાબત ખગોળ વિદ્યા છે. એ ખગોળ વિદ્યાની બાબત અનેક **નુસ્કોમાં** આવેલી જણાય છે. પણ તેમાંનો એકે આજે હયાતીમાં નથી. પણ અવસ્તા વાણીમાં જે છુટક છુટક ફકરાઓ આપણે નજરે પડેછે. તે ઉપરથી અસલી ઇરાનીઓનાં આ બાબતને લગતાં જ્ઞાન વિષે કંઇ એક અજવાળું પડે છે. તે છુટક છુટક કટકા ઉપરથી ડાકટર ગૈગરે જે વિષય લખ્યો છે. જેમાં ખગોળવિદ્યા બાબેની માહીતી

સારા આકારમાં દરશાવેલી છે. તે કીમતી વિષયનો ટુંક ઇતિહાસ આ ઠેકાણે જોઇશું.

+ પહેલા તો ખુદ ગાથાના જમાનાથીજ પોતેજ સૃષ્ટિ શરૂઆતથીજ એક નિયમ પ્રમાણે ચાલે છે એમ જરતોસ્તે જાહેર કીધું છે. આફતાબ અને સેતારાઓના માર્ગ બાંધી આપ્યા છે. માહતાબનું વધવું ઘટવું થાય છે. પૃથ્વી અને વાદળાંઓને અંતરમાં રાખ્યા છે એ સઘળું જરથોસ્તને જાણીતું હતું રોસ્ની અંધકાર, બામદાદ, બપોર, સાંજ, ઉંઘ, ઉજાગરો, પવનની ઝડપ, અને ધુમસ એ સર્વેનો બનાવનાર એકલો હોરમજદ છે એમ તો તેના મનથી નકકી હતું.

ત્યાર પછીના જમાનામાં અવસ્તાવાણી બનાવનારા **જરથુસ્ત્રો** તેમાં ખાસ કરીને **દસ્તુરાણ દસ્તુર** વધારે આગળ વધીઆ કે **જમીન અધર** છે. અને એને અધર રાખનાર હુરમજદ છે. એમ જરતોસ્તે જાહેર કીધા પછી **દસ્તુરાન દસ્તુરોએ** આલમને જણાવ્યું કે પૃથ્વી તો એક મોટી દયાળુ રક્ષણ કરનાર માતા છે. તે પહોળી અને ગોળ લંબાણ હદવાળી છે. પૃથ્વી ગોળ છે એવું જાહેર કરનાર તે અવસ્તાવાણીજ છે.

આપણા વડવાઓ જમીનને કોઇવાર ત્રણ ભાગમાં તો કોઈવાર સાત ભાગમાં વહેંચતા હતા. તેઓએ એના ત્રણ **કટીબંધ** બનાવીને એમ દેખાડયું કે વચલા **કટીબંધમાં** તેઓ પોતે વસતા. ઉત્તર તરફના કટી-બંધમાં તેમના હરીફ તુરાનીઓ વસતા. અને નીચલા અથવા દક્ષીણ તરફના કટીબંધમાં મધ્ય ઇરાન. બલુચિસ્તાન અને હિંદુસ્તાનના રેતાળ પ્રદેશો આવેલા છે. તેઓએ આવા ત્રણ વિભાગો પાડેલા જણાય છે તેઓએ દુનીઆને સાત ભાગમાં વહેંચેલી છે. તેઓ સાધારણ **અપ્ત-કેશ્વરને** નામે ઓળખાય છે. આ કેશવરોની વાત ખુદ ગાથામાં પણ આવી છે. આ સાતમો કેશવર યાને **ખનિરથ** સર્વેની વચ્ચે છે. અને ત્યાં ઇરાનીઓ વસતા. બીજા છ ભાગો તેની આસપાસ આવેલા હતા. જેઓમાંના બે ઉતરે, બે દક્ષિણે અને એક પૂર્વ પશ્ચિમ આવેલા હતા.

આ કેશવરો વિષે જાણીતા વિદ્વાન ડોકટર ગૈગર સમજણ પાડે છે કે અસલ ત્રણજ વિભાગ હશે. જેમાંના વચલા ખનીરથની ઉત્તરે આવેલા કટીબંધને બે ભાગમાં વહેંચીને તેમને **વોરૂબરસ્તી** અને **વોરૂજરસ્તી** નામો આપ્યાં હશે. એજ મુજબ દક્ષિણ કટીબંધના પણ બે

+ ડોકટર ગૈગર

ભાગ પાડી તેમને **ફ્રેદધફ્ફસુ** અને **વીરૂદ્ધફ્ફસુ** નામો આપ્યાં હસે એ પછી ઊગમણુ તરફ **શવહી** અને આથમણુ તરફ **અરજહી** નામના બે નવા ભાગો પાછળથી ઉમેરવામાં આવ્યા હશે. આમ ખુલાસો આપીને ડૉ. ગૈગર ધારે છે કે **ખનીરથમાં** ઈરાનીઓ વસતા હતા.

+ આ કેશવરો અથવા કટીબંધને માથે વાદળાં અને ધુમશવાળો આકાશ અને આકાશને માથે બેહસ્ત મનાતું છે તેને ફરવષી અથવા ફરોહરોએ અધર રાખેલું છે. તેઓથીજ જગત નિયમ પ્રમાણે ચાલે છે. આકાશ પ ડી જતો નથી. આકાશ માટે અવસ્તામાં **આસમાન** શબ્દ છે જેના અર્થ ઉપરથી એમ મનાતું કે તે પત્થરનો બનેલો છે. એમ છતાં આસ- માનને ઝડપવાલો ગણ્યો છે. છતાં આકાશ સ્થિર દેખાય છે. છતાં ગતિ ધરાવે છે. અને તેમાં લાખો અને કરોડો ગોળાઓ પોતાના નીયમ પ્રમા ણે ફરેછે. એમ આજની વિદ્યા શીખવે છે. આકાશ ઝડપ ધરાવે અને તે પત્થરનો બનાવેલોછે એવું ઇરાનીઓ જાણુતા હતા તેપરથી આપણે ધ રીએ છીએ કે આકાશ વિષેની હાલની વિદ્યાથી તેઓ માહીતગાર હોવા જોઇએ **હોકા યંત્રના** કેટલીક એક દિશાઓથી પણ આપણા પૂર્વજો જાણીતા જણાય છે. તેઓ ચાર દિશાઓથીજ નહિ પણ વાયવ્ય વગેરે ખુણાઓથી પણ માહીતગાર હતા. સુર્યની વિદ્યા સંબંધી ખુબીઓ તેઓ જાણતા હતા. તેની રોશની અને ગરમી કેટલી બધી અવસ્યની છે તે આજે પણ સારી પેઠે જાણીએ છીએ પણ હજારો વર્ષ ઉપર પણ જાણુતા હતા કે સુર્યના ઉગવાથી ઝાડ, પાન, હવા, પાણી વગેરે સચવાય છે. એટલુંજ નહિ પણ ચંદ્રની પણ ચોકસ ખુબીઓ દેખાડી છે. કે તે **ગોસ્પંદા** તો તોખમીછે. ચંદ્રના વધારા ઘટાડાથી દુનીઆની આબાદાની ઉપર અસ ર થાય છે. એમ તેઓ માનતા હતા. સેતારાઓને **અષવહીસ્તનો** લેબાશ કહયો છે. **અષવહીસ્ત** જગતને એક સરખા નેમ મુજબ ચ લાવનાર ફરેસ્તો છે. અને તે નિયમને ચાલુ રાખવાના કામમાં સેતારાઓ મદદ આપે છે અસલી ઈરાનીઓ પણ સમજતા હતા કે તારાઓ પણ પોતાની ગતિ મુજબ નિયમસર ઉગતા અને આથમતા હતા એ બાબત માં જો સર્વેથી સરસ દાખલો જોવો હોય તો ચાર નાચીચા સેતારાઓ નું અવસ્તામાં છુટક છુટક વર્ણન આવેલું છે. જે ઉપરથી ડૉ. ગૈગર એક જાણવા જોગ સમજણ ઉભી કરીને આપણા પૂર્વજોના જ્ઞાનના સં

+ વંદીદાદ પરગરડ ૧૯.

બંધમાં તેઓ તરફના આપણા માનમાં વધારો કરે છે. તે ચાર સેતારા ઓના નામ નીચે પ્રમાણે **તેસ્તર, સતવશ, હપતોરંગ** અને **વનંત** અવસ્તામાં પહેલા તેસ્તરને ઉગમણુનો, બીજા સતવશને આથમણુનો, ત્રીજા હપતો રંગને ઉત્તરનો અને ચોથા વનંતને દક્ષિણ તરફના આ કાશનો સાહેબ ગણેલો છે. ડૉ૦ ગેગર આ ચાર સેતારાઓને આજની વીદ્યાની મદદ લઇ આકાશના ચાર નામીચા સેતારાઓ સાથે સરખાવીને અવસ્તા જબાનમાં ખગોળ જ્ઞાનને ખરૂં પાડી આ પવાની તારીફ લાયક તજવીજ કરે છે. તેના જણાવ્યા મુજબ ઉત્તરનો **હપતોરંગ** તે **પલેઍડસ** નામના સેતારાઓનો ઝુમખો છે. દક્ષિણનો **વનંત** તે મીન રાશીમાંનો **ફોયલહોટ** સેતારો છે. પૂર્વનો **તેસતર** તે મોટો **સીરયુસ** સેતારો છે. પશ્ચિમનો **શતવશ** તે લીરાના ઝુમખામાંનો મોટો **વીગા** તારો છે. **તેશતર** સીતારાની અવસ્તામાં બહુ તારીફ કરતા લખ્યું છે કે તે સઘળા તારા મંડળોમાં સર્વેથી પહેલો ઝળકતો ભપકાદાર શેતારો છે. જે આખું વરસ આંખે દેખાતો નથી. **તેસતર** ઓછી ગરમી કરીને વરસાદ લાવે છે. અને ઝાડપાનને જીવાડે છે. અને ઝપાટામાં ઉગી નીકળે છે. આ બીના હજારો વરસ પહેલાં લખાઇ હશે પણ હમણાં તે ખરી પડે છે. ⁛+⁛ તેશતર તે **શીરયુશ** સીતારો છે. શીરયુશ જુન અને જુલાઇ માસમાં સૂર્યની જોડેજ ઉગે છે. અને પછી મળશકે સવારના તારા દાખલ દેખાવ દેતો દેતો નવેમ્બર માસમાં રાતનો તારો બની જઇ આખી રાત પ્રકાશે છે. આ તારો દેખતાંજ સૂર્યની ગરમીનું ઘણુંજ વધી ગએલું જોર ઓછું થવા માંડે છે. એ વેળા વનસ્પતિ સુકાઇ ગએલી હોય છે. જમીન કાળી થઇ ગઈ હોય છે. માણસો અને અન્ય પ્રાણીઓ ઘણી ગરમી પડવાથી તલખે છે. આ તારો ઉગવા માંડતાંજ ઓગષ્ટની આખર સુધીમાં તેશતર પોતાની પુરેપુરી મજબુતી મેળવી રહે છે. અને ત્યારેજ તેને તેના હરીફ **અપઓષ** યાને બાળી નાંખનારી ગરમીના દેવ સાથે લડાઈ ચાલે છે. જેમાં છેવટે ફતેહ મેળવી વરસાદ વરસાવી તેનું જોર નરમ કરી નાંખે છે. આ વખતે તેશતરને **પરીક** નામના શત્રુઓ સાથે પણ લડવું પડે છે. ઓગષ્ટની ૨૦મી તારીખને શુમારે પુષ્કળ ગરમી પડે છે. એટલે એ વખતે **અપઓષનું** જોર ભારી રહે છે. એ હંગામમાં આકાશમાં **પસૌડીશ** નામના પથરા-

⁛+⁛ તારીખે શાહ ઇરાન

ઓનું ટોળું આપણી પૃથ્વીના માર્ગ વચ્ચેથી પસાર થઇ જાય છે. અને તે દરમ્યાન તેના ખેંચાણથી સંખ્યાબંધ પથરાઓ જમીન ઉપર પડે છે. આ પથરાઓનું પડવું તે ગોયા તેશતરની લડાઇમાં તેના હરીફ **પરીકો**નું નાશ પામવું યાને નાશી જવું છે. **અપઓષની** લડાઇ એક મહીના સુધી ચાલે છે. તેશતરની સાથે તેનો મદદગાર **શતવસ** તારો છે. એ બંનેની ભેગી મહેનતથી જમીન પાણીથી ભરપુર બને છે આ શેતારો જમીન અને આસમાંનની વચ્ચે છે. **તેશતર** ઉગમણનો તેમ તે આથમણનો સાહેબ છ. તેશતર તે **સીરયુશ** અને શતવસ તે **વીગા** તારો છે. પહેલો સવારે ત્યારે બીજો સાંજે પણ એકજ દીને ભેગો દેખાવ આપે છે. ઑગષ્ટની પહેલાં સૂર્યોદયની આગમજ પશ્ચિમના આકાશમાં **વીગા** પ્રકાશે છે. તારીખ ૧લી આગસ્ટે બપોરે ઉગી બીજી સવારે ૪ વાગે અસ્ત પામે છે. એ વેળા બેઉ ભેગા દેખાય છે. અને તે ઉપરથી અવસ્તાવાળા **તેશતર** અને **સતવશ** એ બેઉ ભેગા મળી કામ કરવાની બીનાને ટેકો આપે છે. એજ વખત **શિરયુશ** અગ્નિ ખુણા તરફ, **વનંત** નૈઋત્ય તરફ, **વીગા** વાયવ્ય તરફ, અને **અરસા** મેજરવાલા બે મોટા શીતારાઓ **મિજાર** અને **એલરવાથ** બરાબર ઉત્તરે પ્રકાશે છે. એ રીતે અવસ્તામાં ૪ સીતારાઓને પોતાની ચાર દિશાઓ ઉપર જે હાકમી ભોગવતા જણાવ્યા છે તે બીનાને આજની ખગોળવિદ્યા આબાદ ટેકો આપે છે. **સતવસ** તેસતરનો જોડીઓ છે. પણ તે એવી રીતે કે તેસતર જ્યારે સવારમાં પુર તેજ સાથે આકાશમાં પ્રકાશે છે અને તેજમાં વધે છે. ત્યારે તેનો જોડીઓ **સતવસ** સાંજે દેખાવ દેવા છતાં ઓછું તેજ દેખાય છે. અને જયારે તેનું તેજ વધે છે. ત્યારે તેસતરનું ઘટે છે. એ રીતે જ્યારે સવારમાં **તેશતર** ત્યારે રાત્રે **શતવસ** છે. આપણા પાક અવસ્તામાં પણ તેશતરની સાથેજ તેનો જોડીઓ **સતવસ** છે. અવસ્તા.

**+ તિશ્ત્ર્યહે સ્તારો રએવતો ખરેનંઘહુતો શતવએશહે ફ્રાપહે શુરહે મજદદાતહે શતારામ અફ્રશચેથ્રનામ જમશચિથરનામ ઉરવરો ચિથરનામ મજદદાતનામ વનંતો સતારો મજદદાતહે અવેસતારો યોઇ હુપતોઇરંગ મજદદાતહે ખરેનંઘઉહુનત બએષજય**

આ અવસ્તામાં ચાર સીતારા સાથે છે.

+ તીરરોજની ખશનુમન.



# સ્પેનતા મીનો અને અંગ્રેમીનો વિષે જરતોસ્તને મળેલી આગાહી

આ દુનીઆની સર્વે ચીજ કેમ બની. જન્મ, મરણુ, સુખ, દુઃખ બદી અને નેકી એ બધાં કેવી રીતે ભેળ સેળ થયાં છે. તે વિષે હોરમજદે જરતોસ્તને હકીકત બક્ષેલી લાગે છે. એ બે મીનોનો જવાબ આપણી પાસે મોજુદ રહેલો છે. જરતોસ્તે સર્વે લોકોને ભેગા કરી એક ભાષણ કરી જાહેર કરેલું હતું તે ÷ હોનુવદ ગાથામાં નોંધાયલું છે પ્રથમ જરતોસ્ત સર્વેને કહે છે કે ધ્યાનથી સાંભળવું. સાંભળ્યા પછી સારા નરસાનો વિચાર કરી પોતાના હકમાં જે સારૂં ધારવામાં આવે તે અખત્યાર કરવું. પહેલા બે મીનો જોડયા બન્યા. એ બંનેમાં એક ભલો અને બીજો ભુંડો એઓએ મનશની, ગવશની અને કુનશનીના બાબમાં તાલીમ લીધી હતી જેઓ દાનાઇ ધરાવનારા છે તેઓ સાચા અને ભલા મીનોની અસર અખત્યાર કરે છે. પણ જેઓ બુરી સમજના છે તેઓ તેથી એટલે સચાઇથી દુર રહે છે.

એ બંને મીનોએ દુનીઆ પેદા થવા આગમજ પોતાનું કૌવત અજમાવ્યું. એકે જીંદગી તથા ટકાઉપણું પેદા કીધું. તેમ બીજાએ દુનીઆનો અંત એટલે નાશ શોધી કાઢયો. જેઓ જુડાઇની તરફેણમાં છે, તેઓ ઘણા બદ છે. જેઓ સાચા છે તેને વાસ્તે સૌથી ઉત્તમ મન છે. જરતોસ્તી મજહબની ફીલસુફી પ્રમાણે આનું સમજવું કે આ

÷ હોનુવદની ગાથા હા. ૩

દુનીઆ બનવામાં બે **મીનો** કામે લાગ્યા છે. એક મનશની, ગવશની અને કુનશનીવાલી છે. અને બીજી બદ મનશની, બદ ગવસની અને બદ કુનશની છે. જેઓ અક્કલ વાપરી વિચારે છે તેઓ નેક મનશની છે. તેનાથી ઉલટા વિચાર બુરી મનશની પસંદ કરે છે. સારી **મીનો** જીંદગી આપે છે. તેમજ સર્વેને સંભાળે છે. બદ મનશની સર્વેનો નાશ કરે છે. હવે એ વિષે સમજવાનું કે સર્વે વસ્તુઓનો બનાવનાર હોરમજદ છે. આ દુનીઆમાં બદી અને નેકી ભેળાએલી છે. સર્વે ચીજોનો નાશ પણ જલદી છે. નાશ લાવવો એ બુરાઇ છે. કોઇપણ વસ્તુને જાળવી રાખવું તે નેકી છે. આ બેઉ એકેકથી ઉલટા કુદરતમાં તથા આપણી છાતીમાં જાથુક રહે છે. પણ એ બંનેને પેદા કરનાર એકલો હોરમજદ છે. આપણે જમવાની બાજમાં ભણીએ છીએ કે હમે હોરમજદને પુજીએ છીએ કે જેણે ગોસપંદ, પાણી અનાજ, ઉરવર, સેતારાઓ, જમીન તથા બીજી તમામ વસ્તુઓ પેદા કીધી છે. એજ પ્રમાણે અવસ્તામાં પણ તમામ વસ્તુના પેદા કરનાર તરીકે વર્ણવ્યા છે. * વલી યજશને હા-૧૯માં આસમાન, પાણી, જમીન, ગોશપંદ, ઉરવર, આતશ માણસ તથા બીજી × તમામ પેદાશનો બનાવનાર હોરમજદ છે.

વળી વંદીદાદની ૨૨ મી પરગરડમાં હોરમજદ બોલે છે કે હું સર્વે વસ્તુનો પેદા કરનાર છું. હોરમજદ યસ્તમાં જણાવે છે કે આ તથા પેલી દુનીઆ વચ્ચે સૌથી ઉંચો મરતબો ભોગવનારા અમશાસ્પંદો સુદ્ધાં હોરમજદના બનાવેલા છે.

હોરમજદે દુનીઆ ફરતી અને ફના થતી બનાવી છે. કોઈપણ વસ્તુને સ્થિર તથા કાયમ રાખી નથી. હરેક વસ્તુને પેદા કરે છે. તેને મોટી કરે છે અને દર વખતે તેનો નાશ પણ કરે છે. વળી નાશ થએલી વસ્તુમાં બીજી મેળવીને એક નવી ચીજ બનાવે છે. તેને પણ ઠરવેલા વખતે નાશ કરે છે. એ રીતે દુનીઆનું ચકકર નિરંતર ચાલ્યાં કરે છે. જે પેદા થએલી વસ્તુનો નાશ થાય છે. તેવીજ તેની જગ્યાપર બીજી નવી ચીજો બની આવે છે. તેથી ખુલ્લું છે કે જેવો પેદા કરનાર છે તેવોજ મારનાર પણ છે. આ બન્ને કામ એકેકથી ઉલટાં છે. એક હસ્તી ઉપજાવવાનું અને બીજું તેને ફના કરવાનું છે. હોરમજદની આ બંને એકેકથી ઉલટી શકિતને

* યજશને હા. ૭૦

× વંદીદાદ પરગરડ ૧૧.

બે જુદાં જુદાં નામો આપ્યાં છે. એક **સ્પેનતામીનો** કહેવાય છે. અને બીજાંને **અંગ્રેમીનો** કહે છે. આ બંને શકિતઓ **હોરમજદમાં** સાથે સમાએલી છે.

હવે **સ્પેનતામીનો**ને અવસ્તામાં **સ્પેનતો મઇનયુશ** કહે છે. **મઇનયુશ** એટલે જે ચીજ આંખ વડે દેખી શકાતી હોય નહિ; પણ મનવડે ધારી શકાય. એવાજ અર્થમાં આપણાનાં **મઇનયુ** વપરાય છે. આપણા લોકો **સ્પેનતાનો** અર્થ વૃદ્ધિ કરનાર કરે છે. પણ એમાં સુધારો કરી બનાવનાર, વૃદ્ધિ કરનાર એવો અર્થ સમજવો. **અગ્રેંમઇનયુશ** એમાં **અંગ્રેનો** અર્થ અંત લાવનાર અને નાશ કરનાર થાય છે. એ **અંગ્રેમીનોનો** અર્થ ઘણા લોકો ઘાત કરનાર કરે છે તે બરોબર છે. પણ એમાં વધારો કરી ઘાત કરનાર, કોતાઈ કરનાર, ઘટાડનાર અને નાશ કરનાર

**સ્પેનતાનો** ધાતુ **સ્પિ** એ સર્વને માલમ છે. પણ **અંગ્રેનો** ધાતુ બરાબર ઠરતો નથી. આ અંગ્રે વિષે શબ્દની ઘણી ગોઠવણ કરે છે.

+ સચ્ચાઇ તોડનારને બે પગના સાંભની મીશાલનો લખેલો છે. મહેર યસ્તમાં જૂઠું બોલનારને સાંભના જેવો ગણેલો છે. અફ્રાશીઆબને, જોહાકને અને અરજાસ્પને સાંભ જેવા ગણેલા છે. * **અંગ્રેમીનોને** સાંભ કહેલો છે. ત્યારે સાંભ જે છે તે નાશ કરનાર છે. હવે નાશ કરનાર એ ગુનેહગાર થયો. તેથી ખુલ્લી રીતે **અંગ્રેમીનોનો** અર્થ **સ્પેનતામીનોના** અર્થથી તદન ઊલટો થાય છે.

સર્વ વસ્તુનો બનાવનાર તો હોરમજદ છે. * ગાથા પ્રમાણે એક ભલી અને બુરી મળીને બે મીનો છે. એ બે મીનો જોડીઆ હોય તેમ કેટલેક ઠેકાણે લખેલા છે. વળી † ફરવરદીન યસ્તમાં આ બે મીનોને પેદા કર્યા ત્યારે અશોના ફરોહરો તપાસને ખાતર તેઓની નજદીક ઊભા રહેલા હતા. વળી જમીઆદ યસ્તમાં લખે છે કે **સનાવીધક** નામનો કોઈ શખશ અહંકારથી બોલે છે કે હમણાં તો હું પુખ્ત ઉમરમાં આવ્યો નથી. પણ જો **નરીમાન કેરશાસ્પ** મને મારી નાંખશે નહિ તો હું પુખ્ત ઉમરે આવી આસમાનને ગાડી બનાવી તે ઉપર બે-

+ વંદીદાદ પરગરડ ૫

* વંદીદાદ પરગરડ ૨૨.

* ગાથા હોનુવધતી.

† ફરદીન યસ્ત કરદો ૨૨.

સીશ અને જમીનને તે ગાડીનું પૈડું બનાવીશ અને તે ગાડીને ખેંચી લઇ જવા **સ્પેનતામીનોને** બેહસ્તમાંથી હેઠળ ખેંચી લાવીશ અને **અંગ્રેમીનોને** દોજખમાંથી ઉપર ખેંચી લાવીશ એ બંનેની જોડી બનાવી મારી ગાડીમાં જોડીશ.

ઉપલી બીનાથી જોઇશું તો **સ્પેનતામીનો** બેહસ્તમાં રહે છે. અને **અંગ્રેમીનો** દોજખમાં રહે છે. આ બેઉ મીનોને બેહસ્તમાંથી દોજખમાં લઇ જવા કહે છે. ત્યારે બેઉ જોડીઆ છે. એજ દેખાડે છે કે બેઉ મળતા છે. આપણે ઉપર જોઇ ગયા કે વધારવું ઘટાડવું હોરમજદનું છે. આ બે શકિત બે **મીનોમાં** સમાયલી છે.

રામયસ્ત, ફ્રરવરદીનયસ્ત, વીશતાસ્પયસ્ત, તથા પરગ્રડ ૧૩મીમાં આવેલા દાખલા ઉપરથી જણાય છે કે **સ્પેનતામીનોનો** જોડીઓ **અંગ્રેમીનો** છે. વળી યજશને હા. ૧૯ માં હોરમજદ પોતે બોલે છે કે **સપેનતામીનો** મારા બે મીનોમાંનો એક છે. વળી વંદીદાદની ૧૩ મી પરગરડમાંનો સપેનતામીનો અને અંગ્રેમીનો વિષે પુછવામાં આવે છે. હોરમજદ સપેનતામાનોમાં પેદા કરેછે. અને અંગ્રેમીનોમાં નાશ કરે છે.

અસલ ગાથામાં આપણે જોયું કે **શપેનતામીનોએ** જીંદગી પેદા કીધી. તો **અંગ્રેમીનોએ** તેનો નાશ શોધ્યો. એટલે સપેનતામીનો પેદા કરનાર છે. અને અંગ્રેમાંનો તેનો નાશ કરનાર છે. * વીશતાસ્પયસ્તમાં લખેલી એક વાત જાણવા લાયક છે. તે એકે અંગ્રેમીનો પહેલાં હતો નહિ. પણ અષોઈની પેદાશ પેદા થઈ રહેવા બાદ અંગ્રેમીનો દાખલ થયો. ને પાણીને વહેતાં ને ઝાડોને ઉગતાં અટકાવવા લાગ્યો. આવો દાખલો ફ્રરવરદીન યસ્તમાંથી પણી મળી આવેછે. વળી અરદી બેહસ્તમાં લખે છે કે હેરમનની તરફેણમાં રહેનારી કઇ કઈ ચીજો છે. ૧ જુઠું માણસ, ૨ દરદ લાવનાર, ૩ મોત લાવનાર, ૪ ઘાત કરનાર, ૫ રાસ્તી છોડી દેનાર, ૬ વેર, ૭ સાંભના ખવાસ, ૮ વરૂના ખવાસવાળું, ૯ બે પગવાળા સાંભ તથા વરૂ ખવાસનાં, ૧૦ નાફરમાની, ૧૧ મગરૂરી, ૧૨ તાપ ૧૩ ખુન, ૧૪ અસંતોષ, ૧૫ અદેખાઇ, ૧૬ જુઠાઇ, ૧૭ જનાકારી, તથા જાદુ, ૧૮ ગુનેહગાર, ૧૯ ઉત્તર દિશાથી ફુંકતો પવન વગેરે દુનીઆને નુકશાન કરનારા છે. અને હેરમનની સંફના છે.

* વીશતાસ્પ યસ્ત

+ વળી વંદીદાદમાં પણ **હેરમનના** ખવાસો જણાવેલા છે. તોછ-ડાઈ, ગીબત, અપવિત્રાઇ, ઠગાઇ, કંગાલીઅત, ખોટાઇ, હઠીલાઇ, આડાઇ, હઠીલાઇ, આડાદાંત, બદગતમ ઇત્યાદિ. આ નુકસાનવાળી ચીજો જમ સેદના વખતમાં જણાતી નહોતી.

* વળી વંદીદાદમાં **જરતોસ્ત** અંગ્રેમીનોને કહે છે કે હું જે હથી આરોએ તને મારીશ તે હથીઆરો સપેનતામીનેએ પેદા કરેલાં છે. હવે આગળ જોયા મુજબ હોરમજદની બે શકતીઓ છે. એક પેદા કરી ને ટકાવી રાખવાની અને બીજી નાશ કરવાની છે. અવસ્તામાં સ્પેનતા મીનોને **મેનીઉશ સ્પેનીશત** અથવા **સપેનતોતેમો મેનીઉસ** એટલે વૃદ્ધિ કરનાર તરીકે ઓળખવામાં આવે છે. તેમજ હોરમજદ પોતે પણ ઓળખવામાં આવે છે.

ગાથામાં પણ હોરમજદને **સપેનતોતેમો** લખેલો છે. હોરમજદ યસ્તમાં હોરમજદનું શીફાતી નામ છે. તેમાંનું એક **મઇનયુ સ્પેનતો તેમો** છે. બીજીઅમ **સ્પેનીશત** પણ લખ્યો છે. વળી યજશને હા ૫૧ માં હોરમજદને **સપેનીશતા મઇનયુ** લખેલો છે. વંદીદાદમાં તો ઠેકાણે ઠેકાણે **સ્પેનીશત** લખ્યો છે તેથી હોરમજદ અને **સ્પેનતોમઇનયુ** વચ્ચે તફાવત સમજવો જોઇએ હવે આપણે **સ્પેનતામીનોમાં** અને **અંગ્રેમી નોમાં** કેમ ગણીએ છીએ તે નીચલા દાખલાથી સમજાશે.

ઝાડ સ્પેનતામીનોની પેદાશ છે. આ ઝાડને વગર કારણે મારી નાંખી એ તો તે મારનાર અંગ્રેમીનોનાં કામપર ગયો. કારણ કે ઝાડમા જીવ છે એને ઘણી ક દુવા દઇ એ ઝાડ મરણ પામે છે. હવે મારનાર એ મારનાર તે અંગ્રેમીનોનો ગુનેહગાર થયો. હવે મારનાર તેને માર્યા બદલનો આ-ખર બદલો મેળવશે. યાને ગુનાહને બદલે દોજખ મળશે, પણ ઝાડ બીજી વખતના ચકકરમાં એથી ચઢતો પેલા મરનારપર લેશે. હવે ઝાડ જો પોતાની મેળેજ મરણ પામે તો તે કુદરતી બે શકિતઓમાં છે. એમ ગણાય કેમકે **સ્પેનતામીનોમાં** પેદા થયું અને **અંગ્રેમીનોમાં** નાશ થયું એતો હોરમજદના હાથમાંજ છે. દાદાર અહુરમજદે **સ્પેનતામીનો માં** કે **અંગ્રેમીનોમાં** ચાલવાની શકિત આપણનેજ સોંપેલી છે.

---

+ વંદીદાદ પરગરડ ૨.

* વંદીદાદ પરગરડ ૧૯

બીજો દાખલો એક માણુસ રસ્તામાં જતાં નશો પડેલો છે તેની ઉપર જાણી જોઇને ચાલ્યો. એટલે ગુનો થયો. આ ગુનાહથી તે **અંગ્રેમીનોની** શકિતમાં ઉતર્યો એ ગુનો તેણે હાથે કરીને કર્યો છે. કંઇ કુદરતે કરાવ્યો નથી. જો કુદરતી રીતે થયો હોય તો તે માફ થઇ શકે ત્યારે આપણે હાથે કરીને **અંગ્રેમીનો**માં સામેલ થઇએ છીએ. હવે આપણે ભણવાનો દાખલો દરેક ચીજ ભણતાં પહેલાં **ખશનોથ્ર અહુરહેમજદાઓ અષેમવોહુ** ભણીએ છીએ. ખશનોથ્રર એટલે હોરમજદને ખુશાલ કરૂં છું. પણ ભણવા માંડતા વળી **ખશનોથ્ર અહુરહેમજદાઓ** તરોદીતે અંગ્રેમીનો ટાળું છું.

ઉપલી બે શકતી ચાલે છે. જોઇએ તો શવાબના કામપર ચાલો. યા **અંગ્રેમીનો** ઉપર ચાલો. છેવટે તમારી ફેરફાર તેને મળતા દેખાશે.





# જરથુસ્તીઓને સુવાની રીત તેમજ સુતી વખતની બાજ.

પૃથ્વી એ સૌથી મોટો ચમત્કારી ગુણવાળો ગોળો છે તેથી તેના ઉત્તર ધ્રુવ તરફના શીતળ ભાગોમાંથી તેના દક્ષિણ તરફના ભાગોમાં તેનો જાતો નીરાકર્ષણ ગુણ વહે છે પ્રાણી, વનસ્પતિ, પત્થર, ધાતુ, પાણી આ ગુણને ઝટ ચુસી લે તેવા છે તેથી આવા ગુણવાળો ઉત્તરેથી વહેતો પ્રવાહ એ વસ્તુઓ તરફ ધસી તેઓમાં પ્રવેશ થાય છે એ પ્રવાહની ખરાબ અસરે હલકાં દીલવાળાં નરમ તબીઅતના આદમી પશ્ચિમ તરફ માથું ને પૂર્વ ભણી પગ રાખી સુવે છે તો તેઓને બેચેની તથા માંદગી જેવું જણાય છે અને માઠાં સ્વપ્ના વગેરે દેખાય છે પણ જો ઉત્તરે માથું રાખી સુએ તો તે નિરાંતે સુએ છે એટલા માટે આપણાં ધર્મિષ્ઠ જરતોસ્તી ટોળાંઓમાં દક્ષિણ તરફ મોં રાખી સુવાનો ઉત્તમ ચાલ ઘણા પ્રાચીન કાળથી છે

જયારે પુરૂષ ચત્તો સુએ છે ત્યારે પેટના ખોરાકનો તથા ફુકકામાં એકઠાં થએલાં મુતરનો ભાર વીર્યની કોથળી ઉપર પડે છે તેથી વીર્ય દબાઇ જવાથી બહાર નીકળી આવે છે તેથી આપણા જરતોસ્તીઓમાં સુતી વેળાઃ પીશાબ કરી હાથ મોં ધોઇ પવિત્ર થઇ જમણે પાસે સુવાનો ઉત્તમ ચાલ છે જમણે પાસે સુવાથી ખોરાકનો ભાગ ડાબી તરફ રહેલી હોજરીમાંથી આતરડાંમાં ઉતરવાને સવળ પડે છે ખરાબ સ્વપ્ન આવતાં નથી ને ધાતુપાત થતો નથી

દીનદાર જરતોસ્તીઓ રાત્રે ખાબ કરવા અગાઉ સુતીવેળાની બાજ ભણવાની ફરજ વિચારે છે જેઓ કોઇ સબબથી એ બાજ ભણી શકતા નથી તેઓ તેને બદલે યથાઅહુવઇરીયો કે અષેમવોહુ ભણીને

ચલાવે છે સુતી વેળા અવસ્તા કલાંમ ભણવાની અગત્ય ફાયદા વિનાની પહેલે માલમ પડે પણ એની શી ખુબી છે તે વિષે સમજ મેળવવી જોઇએ આપણા તમામ ખોરદેહ અવસ્તાના પુસ્તકોમાં **બાજ ખોઆબની** જે જોવામાં આવે છે. તે ધર્મની રૂએ એ બાબતની ખાસ અગત્યતા દેખાડે છે. તેમજ બહુ ફાયદાકારક રોજીંદી ધર્મફરજની સાબીતી આપે છે.

શરોશ બાજમાં **અહુનેમ વઈરીમ તનુમ પાઈતી તે અહુનવર તનને બચાવે છે.** એવાં કલાંમો આવ્યા છે. એ ઉપરથી જણાય છે કે ઘણાજ ઉંચા વિચારોથી અને સાફ દીલે **અહુનુવર** ભણીને એક માણસ સુએ તેનું શરીર એરેમંદીથી અને ખરાબ શકિતના હુમલાથી બચી શકે. સરોશ યશ્ત હાદોખતમાં અહુનવરના ખુબી ભરેલા કલામ વિષે વધારે જણાવેલું છે.

ઉંઘમાં આપણી હાલત કેહંપેમ હોવાને લીધે માઠા વિચાર કરતાં સારા વિચાર લેવાને ફતેહમંદ કયારે થવાય ? તો સુતી વખતે ઉમદા વિચારો સાથે સુવાથી સારી અસરો અને ભલી શકિતઓનુંજ આપણી તરફ ખેંચાણ રહે છે. પ્લેટો જેને આપણા પૂર્વના લોકો કોઇવાર **અફ્‌લાતુન** કરીને કહે છે. તેના શાગ્રેદોમાં **સાયનસીયોસ** નામે એક શાગ્રેદ હતો. તે પોતાના લખાણમાં એવું જણાવે છે કે દરરોજ **અશોઇના** કેટલાક કાનુનો પાળી તે સુવા જતો હતો. અને તેથી તેને મીનોઇ જ્ઞાન મળ્યું હતું એમ કહેવાય છે.

આરામ કરવા જતી વખતે બાહારથી આવતી ખરાબ અસરો કેમ અટકાવવી. તથા તે વખતે ઘણા ઉમદા વિચારો રાખવાથી શું ફાયદા થાય તે જાણવાને તેની પોતાની આસપાસના **ખુરેહ** અથવા પાકીજગી વિષે વિચાર કરવો જોઇએ. તેણે મજબુતાઇથી એમ ઇચ્છવું જોઇએ કે ખુરેહની બહારની બાજુનું પડ એવું થાય કે બહારથી ગલબો કરનારી અસરો સામે તેનો બચાવ થાય. તે માણુસના વિચારને તેના + ખુરેહનો પદાર્થ તાબે થશે. અને તે માણુસની આસપાસ એક જાતનું નહિ દેખાય એવું પડ ખરેખર બનશે. અને બુરા વિચારોનો ઝરો અટકાવી શકશે. સુવા જવા અગાઊના માણુસના મનના છેલ્લા વિચારોની બેહદ અગત્યતા છે.

---

+ ખુરેહ તે અશોઈથી પુરતી રીતે મોંની આસપાસ ફરતો પ્રવાહ.

એ વિષે લોકોના મોટા ભાગને ખ્યાલ પણ નથી. તોપણ તે વિચારોની અસર તેઓના શરીર, મનશક્તિ અને નીતિ ઉપર થાય છે.

ઊંઘની હાલતમાં માણસ ઘણો શાંત અથવા મંદ બને છે. તેથી વિચારોની અસર તેનાપર સહેલાઇથી થાય છે. જો કોઇ માણસ ઊંઘની હાલતમાં જતી વખતે પોતાનો વિચાર ઘણી ઉંચી અને પવિત્ર બાબત પર પહોંચાડે; તો તે પોતાની આસપાસ તેવાજ નેક વિચાર કરનાર શખસોમાંથી નીકળતા સારા પ્રવાહને ખેંચશે. તેની ઉંઘ શાન્તી ભરેલી થાય છે. તેનું મન ઉપરના ભુવનો ઉપરથી આવતી અસરો લેવાને બંધ રહે છે. કારણકે તે શખસે પોતાના મનને ખરે રસ્તે કામ કરતું રાખ્યું છે. એથા ઊલટી રીતે એક માણસ ગલીચ અને ખાકી વિચારો રાખી ઉંઘાય તો તે પોતાની આસપાસ સઘળી હેવાની ખશલતની અને પલીદ હસ્તીઓને ખેંચે છે. જે તેની પાસે આવે છે. જેથી ઉંઘમાં ખલેલ પડે છે. ને તેને સારા વિચારથી વેગળો રાખે છે. ખોદાઇ ડહાપણવાળા ઉમેદવારાએ ઉંઘાઇ જવાની અગાઉ પોતાના વિચારને ઉંચે ચઢાવવાની તમેહ યાને ટેવ જરૂર રાખવી જોઇએ. યાદ રાખવું કે પહેલાં સ્વપ્નાના દરવાજામીશાલની હાલત છે. ત્યારથીજ કદાચ જલદીથી વધુ ઉંચા સ્થળોમાં દાખલ થવાનો રસ્તો મળે કે જયાં માત્ર ખરી મીનોઇ હસ્તી જોવાનું બની શકે.

જો કોઇ માણસ પોતાના રવાંનને આગ્રહથી ઉપર દોરવતો રહે તો અંદરની શક્તિઓ આખરે ઉઘડવા માંડશે. તે એટલે સુધી કે છેલ્લે તેજ હાલતમાં પુરણ અને ચાલુ હોશ તેનામાં પ્રગટ થશે. અને ત્યાર પછી તે સ્વપ્નાના અવસ્તામાં પડશે નહી. કારણ ઉંઘાઇ જવું એ સાધારણ માણસના બાબમાં સઘળું વિચારી જવા બરોબર છે. તે તેના બાબમાં થશે નહિ, પણ તુરમંદ ખુશાલ અને મજબુત બની ઉમદા અને પૂર્ણ જીંદગી જયાં થાક ચઢતી નથી ફક્ત ત્યાં તેનું આગળ વધવું થશે.

ઉપલા લખાણથી જણાય છે કે સુતી વખતે બુલંદ અને ઉમદા વિચારો રાખવાની ઘણી જરૂર છે. સાધારણ લોકો જેઓની મન શકિત એવી બાબતમાં ખીલેલી નથી. તેઓ ચાહે ત્યારે ઉમદા વિચારો મનમાં લાવી શકે નહિ. એ બનવા જોગ છે.

માટે ખોદાઇ રાહે ચાલવા ઇચ્છનારાં માણસોએ હરેક વખતે ઉમદા વિચારોપર ચિત્ત લગાડવાની ટેવ પાડવી જોઇએ. એટલુંજ નહિ પણ

જરતોસ્તીઓના રિવાજ રશમ મુજબ સુતી વખતે પવિત્ર મન રાખી અહુનવર તથા અષેમવોહુ ના કલાંમો કે જે કલાંમોમાં ઘણા બુલંદ વિચારો સમાએલા છે તે ભણે તો ખચીત તેઓને ઉપર જણાવેલા ફાયદા પરોક્ષ રીતે મળતા રહેશે. જેમ સુતી વખતે ભલા વિચારો લેવાના છે. તેટલીજ જરૂર ઉઠવાની સાથે તુરત ૧ અષેમવોહુ ની છે. તેમજ બાજ ધરનારને બાજ મૂકવાની જરૂર છે.

## બાજ ધરવી તેના અવસ્તા.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
નામ એજદ નામ હોરમજદ ખોદાએ અવજુની એ જીઆર
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
ઇઅજી ગોસ દાર કશને પેતીઆર મેહેર સરોશ ઇઆર સરોશ
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
ગોશદાર કશને પેતીઆર અહુરેમ મજદામ હોરમજદ
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯ ૩૦
અમેશાસ્પંદાન મેહેર શરોશ રશનેનામ યઝદ નામ હોરમજદ
૩૧ ૩૨
ખોદાએ અવજુની અષેમવહુ. ૧

ઉપલા અવસ્તા ભણે ને પછી એજ બાજે ખોઆબ કરે. ખોઆબથી બિદાર થઇ યાને ઉઠીને બાજ નીચે મુજબ મૂકે.

૧ ૧ ૨ ૩ ૪ ૫
અષેમવોહુ હુમત હુખત હુઅરેશત સેપાસ દારહુમ અજતો
૬ ૭ ૮ ૯ ૧૦
દાદાર હુરમજદ બેહેઅવજુની ૫ પતેતહોમ અજવના વ
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
અવેગોમાન હોમ અજ હરવસતીન ઇઅજદાન ઓદીન ઓરોઆન
૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ઓબેહેસ્ત ઓદોજખ ઓઆમાર પસદશ ઓગુહન રસ્તાખેજ
૨૨ ૨૩ ૨૪ ૨૫
તનપશીન ઓઅવશીનશીન આહુરેમનદેવા અહુરદે મજદાઓ
૨૬ ૨૭
રેઇઆતો ખરેનંગહતો. અમેશનામ શપેનતનામ નેમોજરથુશતરેહ
અશોનામેહ અશોનો ફ્રૂઅશી. અષેમ વોહુ ૧

હવે આપણે ખોઆબમાં સ્વપ્ના જોઇએ છીએ તેના ટુંક કારણો જોઇએ † ખોઆબમાં સ્વપ્ના જોવા વિષે મોટે ભાગે ના પાડે છે કે એતો મગજશકિતની નબળાઇથી કે તેવાજ કારણોથી થાય છે બીજા બધા વહેમ છે. પણ સ્વપ્ના ખરેખરા સારા અથવા માઠા બનાવની આપણને અશો ફ્રેરોહરોથી ચોકસ બસારતો થાય છે. આપણે ઉપર કહી ગયા તેમ જે દિશાએ માથું રાખવું તેની સામે પગ રાખી બાજ ધરી યા અષેમ અને યથા ભણે ને પોતાની કરણી બરાબર રાખીને ખોઆબ કરે તો તે ખોઆબમાં થએલાં સ્વપ્ના ઘણાજ રાસ્તી રાહ દેખડાવનાર નીવડે છે. તેમજ રાતના જે શરોશ યઝદ આપણી નેગેબાની કરે છે તેમજ ફ્રેરોહશેની તેને બસારત કરવાને આપણી પાક શકિતઓ તપાસે છે. જો એક બનાવ ઘણા દિવસ પછી બનનાર હોય પણ ખાકી માણસની શકિત ખોઆબથી નિર્મળ હોય તો તેજ વખતે આપણને બસારતથી અગમચેતી કરે છે. ત્યારે તે સ્વપ્ના જોનારને બરાબર વખતે તેના શરીરમાં અસર કરે છે.

+ સ્વપ્ના વીશે પેશદાદીયાનથી તે શાશાંનીઆંન સુધીના પાદશાહઓને ઘણી અગમચેતીઓ બશારત રૂપે થએલી અને તેનો બરાબર લતીજો મલેલો એ વીસે ઘણા દાખલા તવારીખોથી મલે છે.



† યોગ અભીયાસ.

+ શાહાનામાં.



# રેવાયતો ગુમ થએલા અવસ્તા અને ૨૧ નુસ્કો.

રેવાયત એટલે રિવાજ રીત કાયદા ધારો એવા અર્થ થાય છે આપણી જરતોસ્તીઓની રેવાયત બે ભાષામાં છે **પહેલવી** અને **ફારસી** પહેલવીમાં લખાએલી **રેવાયત** સાંસાનીઆન વખતની સવા નવસેં વરસની છે. પણ તે ક્યા વખતે બનેલી છે, તે નકકી નથી. ફારસી ભાષાની રેવાયતનો વખત મુકરર છે. એ રેવાયતો બે નામે ઓળખાય છે. + જુની અને નવી રેવાયતને મોટી રેવાયત પણ કહે છે. નવી અથવા મોટી રેવાયતનું નામ હિંદુસ્તાનના જરથોસ્તીઓએ આપેલું છે. યઝદેજરદી ૮૪૭ના સાલથી હિંદુસ્તાનમાંથી સવાલો આપી જે જે ગ્રહસ્થોને ઇરાન મોકલેલા તે ગ્રહસ્થોના નામથી રેવાયતો ઓળખાવા લાગી છે. જેવી કે **નરીમાન હોશંગ, કામાવોરા, સાપુર સરૂચી, કાઉશ કામા, બેહમન પુંજીઆ, કામદીન સાપુર, કાઉશ કામદીન, કાઉશ માહીઆર, દસ્તુર બરજોર, સાપુર કામદીન, બેહદીન ફરેદુન, પેસ્તન દાજી, માણેક ચાંગાશા, જાસા, સુરતીઆ અંધ્યારૂ, કામા આશા, અસ્પંદીઆર શોરાબ, અસ્પંદીઆર યઝદીઆર, બેહમન અસ્પંદીઆર, રૂસ્તમ ખુરશેદ** વગેરે નામવાળી રેવાયત છે. એ રેવાયતમાંથી કેટલાએકના સને મળે છે. અને કેટલાએકના મળતા નથી. તોપણ તેઓના શરૂઆત યઝદેજરદી ૮૪૭ થી છે.

---

+ રેવાયત દસ્તુર દારાબ.

એજ સાલમાં નવસારી, સુરત, ભરૂચ, અંકલેશ્વર અને ખંભાત વગેરેના જરતોસ્તીઓએ મળીને **નરીમાન હોસંગ** નામના ભરૂચના એક જરતોસ્તીને દીનને લગતા સવાલો આપીને ઇરાન મોકલ્યા હતા તે વખતે ઇરાનવાળા જરતોસ્તીઓએ જવાબો આપ્યા હતા તેજ રીતે બીજા ગ્રહસ્થો ઇરાન જઇ સવાલોના જવાબ લાવ્યા હતા એને આપણે **રેવાયત** યાને **રિવાજ** કહીને આપણે ઓળખીએ છીએ હવે એ રેવાયતને આજની શોધ સાથે કંઇએક મળેચ તો કંઇએકમાં ફેર પડે છે.

આ રેવાયતમાં ૨૧ નુસ્કોના ખુલાસામાં પણ ઇરાનથી જવાબ આવ્યો કે અવસ્તાની કેતાબોમાં ફરમાવ્યું છે કે **યથા અહુ વઇરયોના** ૨૧ બોલ અને તેના ૨૧ નુસ્કો જરતોસ્ત સાહેબના છે. હવે છેલ્લી શોધ મુજબ **યથા અહુ વઇરયોના** કલાંમોને પહેલવી સાથે વધારે સરખાવે છે. હવે ૨૧ નુસ્કોમાંના સઘળાં અવસ્તાઇ લખાણો જ્યારે આજે પણ પોતાની ગમે તેવી ભેળસેળ હાલતમાં આપણી કને હયાત છે. ત્યારે બીજાં કેટલાંક પુરાણાં લખાણો ગુમ થએલાં મનાય છે. તે ગુમ થએલાં લખાણોમાં શું શું હતું અને તે કેટલાં હતાં તેની કેટલીએક વીગતો પાછલા વખતની પહેલવી લખાણોથી આપણુને મળી આવે છે. પહેલવી લખનારાઓ એમ જણાવે છે કે ૨૧ નોસ્કોમાં સરવે બીના સમાએલી હતી. એ દરેક નુસ્કાને જે પુરાણી બંદગી **યથા અહુવઇરયો**ની ૨૧ શબ્દોથી નામ મળ્યું હતું.

ડૉ. **હાઉગ** એ ૨૧ નુસ્કોની નીચે મુજબ ગોઠવણ કરે છે. તેમજ **દિનીવજરકરદ** અને **દીનકરદમાં** પણ સુધારો સારો કરેલો છે.

પહેલો નુસ્ક અવસ્તા **યથા** પહેલવીમાં **સુનકર** રેવાયતમાં **એસુદગર** અથવા **સતુગર** એવાં નામો છે. એનાં ૨૨ પ્રકરણ હતાં. એમાં બંદગી કરવા, નેકીથી ચાલવા, ભલાં કામો કરવા, ખેશીઓમાં સુલેહ સંપ રાખવા, અને માણુસ જાતને ફાયદો થાય એવી શીખામણો આપી હતી.

બીજો નુસ્ક અવસ્તામાં **અહુ** પહેલવીમાં **વશરતમાંન** અને **દીનીવજરકદર** મુજબ **વહીસ્તમાત્ર** રેવાયત મુજબ **વહીસ્તમાત્ર** એના પણ ૨૨ પ્રકરણ હતાં. એમાં માજદીયસ્ની મજહબ તરફ વિશ્વાસુ દરકારવાળા, રેહવાને તેમજ જરતોસ્તના અગાડી પછાડીના બનાવો અને આ દુનીઆના ફાયદા વગેરે બાબતો સમાવી હતી.

ત્રીજો નુસ્ક અવસ્તામાં વહરચો પહેલવીમાં બકો અથવા બગ, એનાં ૨૧ પ્રકરણ હતા. એમાં મજદયસ્ની ધર્મનો ખુલાસો, માણુસને અહુરમજદે શીખવેલા વિચારો, ન્યાયાધીશની ફરજ, ભલાં કામો અને બદરૂહને શરમમાં દાખલ થવા નહિ દેતાં આકાશી જીંદગી હાંસલ કરવાની તજવીજ એવી બાબતો હતી.

ચોથો નુસ્ક અવસ્તામાં અથા પહેલવીમાં દામદત અથવા દ્રાજદેહ હામાસ્ત યા હેાામાસ્ત એનાં ૩૨ પ્રકરણ છે. એમાં આકાશી હાલત, ભલું, બુરૂં આકાશ, જમીન, પાણી, આતશ, વનસ્પતિ માત્ર, માણુસજાત, હેવાનો, પક્ષીઓ અને પાણીમાંથી પેદા થયલા સર્વે જીવડાં એ ઉપરાંત ભવિષ્યની જીંદગી રસ્તા ખેજ મુજબ તેનો બદલો વગેરે બાબતો હતી.

પાંચમો નુસ્ક અવસ્તામાં રતુશ પહેલવીમાં નાતુર એનાં ૩૫ પ્રકરણ હતાં તેમાં સેતારા અને ગ્રહોની સમજણ દરેક સેતારાની અસરો ગ્રહોના માર્ગે રાશીમંડળ વગેરે જરતોસ્તી સાલની બાબત આ નોરકમાં હતી જેના તરજુમા અરબી તથા ફારસી ભાષામાં થયા છે અને તે બુતાલ તથા કપામજાન ને નામે ઓળખાય છે આપણાજ અવસ્તાના બોલને બીજાઓએ લઇને પોતાની ભાષામાં લખેલા છે

છઠ્ઠા નુસ્ક અવસ્તામાં અષાત પહેલવીમાં પાજક અથવા પાજી એનાં ૨૨ પ્રકરણ છે એમાં ચોપગાં મેંઢાઓને જબે નહિ કરવાની રીત કયાં પશુઓનું ગોસ ખાવું અને કયાંનું ન ખાવું ગાંહાંમબહાર અને તેની બુઝરગી અશો માણુસોને બદલો આપવો ફરવરદેગાંનના મોટા પંજીએકેહ અને ૫ મોટા પંજીએમેહ દિવસો ઉપર શું શું ભલાં કામો કરવાં જોઇએ વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

સાતમો નુસ્ક અવસ્તામાં ચિત પહેલવીમાં રતુશતાઇતી એનાં ૫૦ પ્રકરણ હતા. સિકંદરે કેતાબખાંના બાળી નાખ્યા પછી માત્ર ૧૩ પ્રકરણ મળેછે. તેમાં પાદશાહો, દસ્તુરો કાયદાવાળાઓના હુકમ પ્રમાણે ચાલવાનું, શહેરોની જાળવણી કેમ કરવી. સર્પ, માંછલી પક્ષી, ઢોર પકડવાની રીત અને પાણી, જમીન પહાડો સંબંધી વર્ણન હતું.

આઠમો નુસ્ક અવસ્તામાં હુથા અને પહેલવીમાં બરીશ કહેવાય છે. એના ૬૦ પ્રકરણ હતાં. સિકંદર પછી ફકત ૧૨ રહ્યાં. તેમાં પાદશાહોએ કેમ અમલ ચલાવવો, ધર્મ ગુરૂઓએ કેવાં અને કેમ ફરમાન આપવાં, દુનીઆની જાળવણી અને રક્ષણ કેમ કરવું, નવું શહેર કેમ વસાવવું, ને જુદાં તથા પાપીઓની હકીકતનો સમાવેશ કરેલો હતો.

નવમો નોસ્ક અવસ્તામાં **વંઘહેઉસ** પહેલવીમાં **કસકીસ્રો** બો એનાં ૬૦ પ્રકરણ સિકંદર પછી માત્ર ૧૦ રહયાં. એમાં ડહાપણ અને જ્ઞાનની હકીકત, બાળકના જન્મનું કારણ, માણસ જાતને માટે સચ્ચાઇ અને પવિત્રાઇ રાખવા સંબંધી અને બુરાઇને બદલે ભલા રસ્તા ઉપર ચાલવાનું ફરમાન છે.

**દશમો નોસ્ક** ને અવસ્તામાં દજહા અને પહેલવીમાં **વિસ્તાસ્પ સાસ્તો** અથવા **વિશ્તાસ્પાત** કહે છે. એનાં ૬૦ પ્રકરણ હતાં. **સિકંદર** પછી માત્ર ૧૭ રહ્યાં તેમાં પાદશાહ **ગુસ્તાસ્પ**ની હકીકત પેગમ્બર ખુદા તરફથી દીન લાવ્યા તેને **પાદશાહે** કબુલ કીધી અને દુનીઆમાં ફેલાવી તે વીષે હકીકત છે.

અગીઆરમો નુસ્કને અવસ્તામાં **મનંઘહો**, અને પહેલવીમાં **વસ્તી** અથવા **દાતક** કહે છે. એના ૨૨ પ્રકરણ હતાં. સિકંદર પછી માત્ર ૭ રહ્યાં છે. એમાં અહુરમજદના ગુણો જરથોસ્તની ધર્મ બાબે મગરૂર રહેવા વિષે મઝહબની સચ્ચાઇ વિષે લખાયલું છે. તેમજ પાદશાહી ફરમાન મુજબ ચાલવું બુરા કામથી દુર રહેવું ભલા અને નિતીમાનની તાબેદારી કરવી. ખેતીવાડી, ખજુર અને ફળ આપનારાં ઝાડો, માણસ અને ઢોરનું મુખ્ય બળ શામાં છે તે વિષે હકીકત છે. ખજુર અને ડાહદમના ઝાડ ઘણાંજ અગતપના છે મોતેબર ક્રીઆમો આ બેઉ વપરાએ છે.

બારમો નુસ્કને અવસ્તામાં **શ્કુયઓથેનનામ** અને પેહેલવીમાં **ચિતસ્તો** અથવા **જીરશત** કહેછે. એના ૨૨ પ્રકરણ છે. એમાં દાઇનો હુન્નર કેટલાંક બચ્ચાં જીવતાં અને કેટલાંક બચાં મુવેલાં જનમે છે કેટલાં માણસ પાદશાહ, પેગમ્બર, દસ્તુરાંન દસ્તુર બને છે. કેટલા મરતબાવાળા અને કેટલા કનિષ્ઠ હોય છે. એવા દરજ્જાવાળા કેમ બને છે. વગેરે અજબ ખુબી દેખાડનારો આ નોસક છે.

**તેરમો નુસ્કને** અવસ્તામાં **અંગએઉસ** અને પહેલવીમાં **સ્પેનદ** કહે છે. એનાં ૬૦ પ્રકરણ છે. એમાં પેગમ્બર ૧૦ વરસના થયા ત્યાં સુધીનો હેવાલ આપ્યો છે, આ નોસક અજાયબ મોટાઇ ધરાવતો માલૂમ પડયો છે. એમાં એવું હતું કે જે કોઇ દસ્તુર કે મોબેદ પવિત્ર મનથી કેટલાએક દિવસો સુધી આ નોસક ભણે તો તે પોતાને માટે કે બીજાને માટે જે જે સચ્ચાઇ માંગતો તે મળતી હતી.

**ચૌદમો નોસ્કને** અવસ્તામો **મજદાઇ** પહેલવીમાં **બકાંન યસ્તો**

કહે છે એના ૧૭ પ્રકરણુ હતાં એમાં અહુરમજદ અને તેનાં ગુણો અને અમસાસ્પંદો વીગેરે હતું.

**પંદર નોશ્કને** અવસ્તામાં **ખશથ્રેમ**માં અને પહેલવીમાં **નીકાતુમ** કહે એનાં ૫૪ પ્રકરણુ હતાં. એમાં દોલતની સાચવણી અને હોરમજદની સરવે પેદાશ નિર્દોષ જણાવી છે. વળી દોજખથી છુટકારો, ભકિતના માર્ગ ઉપર કેમ ચાલતું, માણુસના મનમાં અને તનમાં શું છે વગેરે જણાવ્યું છે.

સોળમા નુસ્કને અવસ્તામાં **અહુરાઈ** અને પહેલવીમાં **દુબાસરુત** કહે છે. એનાં ૬૫ પ્રકરણુ છે. એમાં ખેશીઓમાં સાદી કરવા વિગેરે બાબતનો સમાવેશ કરેલો હતો.

સત્તરમા નુસ્કને અવસ્તામાં **આ** અને પહેલવીમાં **હુસ્પારમ** કહે છે. એનાં ૬૪ પ્રકરણો છે. એમાં ધરમ સંબંધી બીના, પાપીઓને મળતી સજા, નિર્દોષનું નીરઅપરાધીપણું માણુસ જાતનો સેતારાઓ સાથે સંબંધ વગેરે બાબતનો સમાવેશ કરેલો હતો. માણુસ સેતારાના આધાર થી તેની કરણીમાં આવે છે. અને પછી તેમાં દાદાર અહુરમજદે **સપે-નનામીનો** અને અંગ્રેમીનો નામની બે જુદી જુદી શકિતઓ રાખી છે. જેવી શકિતમાં ચાલશે તેના હિસાબથી પાછા સેતારાના લેખ લખાશે. આજની શોધખોળ કબુલ રાખે છે.

અઢારમો નુસ્ક અવસ્તામાં **યમ** અને પહેલવીમાં **સકાતુમ** કહેવાય છે. એનાં ૫૨ પ્રકરણુ છે. એમાં સત્તા ચલાવવામાં ડહાપણુની જરૂર, રસ્તાખેજ વખતે. સર્વ ઇનસાન પાછા જીવતા થવા, તથા દેવ દરૂજોના નાશ પામવા વિષે હકીકત છે.

ઓગણીસમો નુસ્ક અવસ્તામાં **દરેગુખયો** અને પહેલવીમાં **વિક્દેવ દાત** અથવા **વિકદેવદાત** રેવાયતમાં **વંદીદાદ** **જુદદેવદાદ** કહેવાય છે. એનાં ૨૨ પ્રકરણુ છે. એમાં બુરાઈ, સઘળી જાતની અપવિત્રાઇનો અટકાવ કેમ થાય વગેરે બાબતનો સમાસ છે. ૨૧ નુસ્કમાં આજ **વંદીદાદ** સંપૂર્ણ બચેલો કહેવાય છે. અને તેના બચાવથીજ મજદયસ્ની ધર્મ હાલ હયાત છે એવું પહેલવીવાળાઓ માની ગયા છે. તેમજ આજ ની શોધેલી કબુલ રાખે છે.

વીસમા નુસ્કને અવસ્તામાં **દયત** અને પહેલવીમાં **હાતોખતો** કહે છે એનાં ૩૦ પ્રકરણુ હતાં. આ નુસ્કમાં તમામ નેકી અને તમામ ખુશાલી હાંસલ થાય છે. એ ભણુવાથી બુરાઇ ને હાંકી કહાડી અહુરમજદની નજદીક જવાનું બને છે.

એકવીશમો નુસ્ક અવસ્તામાં વાસ્તારેમ અને પહેલવીમાં સ્તુતયસ્તો ના નામથી ઓળખાય છે. એનાં ૩૩ પ્રકરણ છે. એમાં અહુરમજદ અને અમશાસ્પંદોની સ્તુતિ અને આરાધના હતી.

ઉપલા ૨૧ નુસ્કોમાં ફકત વંદીદાદ બચેલો છે. બાકીના થોડા થોડા ભાગો છે. જ્યારે સર્વે નોસકો સંપૂર્ણ હશે ત્યારે તે જમાનો સર્વે બાબતોથી ભરપુર ગણાયો હશે. તેમાં વૈદક, ખગોળ, ખેતી, વનસ્પતિ, ફીલસુફી, એ બધું તેમાં હોવુંજ જોઇએ.

આગલ આઠમે પાને હું જણાવી ગયો છું, કે યથા અહુ વઇરયો ના. ૨૧ નુસ્કો યાને ૨૧ બંદગી જરથુસ્ત શાહેબે કરેલી હોએ એમ જણાવેલું છે તે આ ૨૧ નુસ્કોના પ્રકરણો જે જરથુસ્ત શાહેબના બનાવેલા છે તે ૨૧ ક્રીયાઓ કરી હોય ને તમાંમ દાદાર અહુરમજદની બખશીશો જરથુસ્ત સાહેબ પામીઆ હોય અને તે શર્વે બખશીશોનો આ ખાકી દુનીયામો માણસ જાતને શમજાવી ગયા હોય.

* ગુસ્તાસ્પ અને જામાસ્પ હકીમ સાથે સવાલ જવાબો કરતાં જામાસ્પ હકીમ જણાવે છે કે ૨૧ નુસ્કો જરથોસ્ત લાવ્યા હતા તેમાં સાત નુસ્કોમાં દીનની વાતો છે સાત નુસ્કોમાં તબીબોની વાતો છે અને સાત નુસ્કોમાં રમલ તથા નજુમની વાતો છે.



* જામાસ્પી.



# આપણી દીનનાં પહેલવી પુસ્તકો અને તે બનાવનારાઓનો ઇતિહાસ.

આપણા ઝંદ પુસ્તકો ગુમ થવાથી ઘણા ભાગે પહેલવીનો આધાર રાખીએ છીએ. પહેલવી ભાષામાં જળવાઇ રહેલાં પુસ્તકો તરફ નજર કરીએ. આ ભાષા પહેલવી અને પાજંદ છે. પહેલવીમાં કેટલાંએક લખાણો અવસ્તાના તરજુમાના અને કેટલાંક અવસ્તાને આધારે શરેહ સાથેનાં લખાએલાં છે. કેટલીએક રેવાયતોમાં લોક પસંદ પહેલવી અને પાજંદ કેતાબોને બેતબાજીમાં તરજુમા પણ કરેલા છે. અને તે રેવાયતો આજે બસોંથી સાડીત્રણસો વરસ જેટલી જુની છે. ઉપર કહેલી પહેલવી કે પાજંદ પુસ્તકોની એક ટીપ આ ઠેકાણે જાણવી જોઇએ.

પહેલવી તરજુમા.

૧ પહેલવી વંદીદાદ.

૨ પહેલવી યજશને.

૩ પહેલવી વીશપરડ.

૪ પહેલવી હાદોખત નુસ્ક.

૫ પહેલવી વિશતારપ યસ્ત.

૬ ઘણી ખરી પહેલવી યસ્તો.

૭ ન્યાયશો, આફ્રીનગાનો, પીરોજા, આફ્રીન ઇત્યાદિ.

૮ ચીતક અવસ્તા કે ગાસાન એટલે ગાથામાંથી ચુંટી કાઢેલા ફકરાઓ પહેલવી તરજુમા સાથે.

૯ નીરંગસ્તાન અવસ્તામાંના ઉતારા પહેલવી તરજુમા સાથે.

૧૦ ફરહંગે ઓઇમ, ખદુમ અવસ્તા અને પહેલવીનો શબ્દ કોષ સઘળા મળીને છે જેમાંના કેટલાએક તો આજે હયાત રહેલા અવસ્તા માંથી મળતા પણ આવે છે.

૧૧ આફ્રીન દહમાન તથા અઓગેમદએચા અવસ્તાના ફકરાઓ સાથે છે.

હવે ફક્ત પહેલવી લખાણો.

૧૨ વજરકરદ દીનીનું પુસ્તક છે. તેમાં રેવાયતની માફક ધર્મ સંબંધી પરચુરણ બાબતો, ફરમાનો અને ખુલાસાઓ છે. તેનાં ત્રણ પ્રકરણ છે. એક અસલી પહેલા મેદીઓમાહે આ પુસ્તક લખેલું જણાય છે.

૧૩ દીનકરદ સર્વથી મોટું પહેલવી પુસ્તક ૯ દફતરોમાં વહેંચાયલું છે. પહેલાં બે દફતરો ગુમ થયાં છે. અને ત્રીજાથી નવમાં દફતરો સુધીનું પુસ્તક છે. અસલ લેખક **આદરફરો બાગે ફરૂખઝાદાન** છે. જેના લખાણો માંથી ચોથા દફતરમાં પુષ્કળ ઉતારા કીધા છે. આ દફતરમાં કએ **ગુસ્તાસપથી નોશરવાન** સુધીના પાદશાહોએ જરથોસ્તી ધર્મપુસ્તકો ભેગા કરવાં અને જાળવી રાખવા માટે કીધેલી તજવીજોનું બયાન આપેલું છે. ત્રીજામાં ધર્મ સંબંધી બાબતો છે પાંચમામાં મજકુર **આદરફરોબાગોની** નસીયતો તવારીખ અને જરથોસ્તી ધર્મના રીવાજોની બાબત છે. છઠ્ઠામાં જરથોસ્તી ધર્મની આગળના ધર્મવાળાઓની રાહ રસમ તેમજ **આદરબાદ મારેશપંદની** નસીયતો છે. સાતમામાં ગેગો મરદથી સોશિઓશ સુધીના મજદયસ્નીની મઝહબની અજાયબીઓની બીના તેમજ હજરત જરથોસ્તની જીંદગીની કેટલીક વીગતો છે. આઠમામાં ૨૧ ગુમ થએલા નોસ્કોમાં મુખ્ય કરીને ૧૫ થી ૧૮ સુધીના ૪ નોસ્કોની વીગતો છે. નવમામાં પહેલા ત્રણ નોસ્કોના દરેક પ્રકરણની તપસીલ વગેરે આપેલું છે. આ પુસ્તક ઇ૦ સ૦ ૧૦૦૦ માં સંપૂર્ણ થએલું જણાય છે. એટલે આજે તે ૯૦૦ થી વધારે વરસનું ઠરે છે.

૧૪ દાદેશતાંને દીની આ પુસ્તક દસ્તુર **મીનોચેહર પુદાન દમાન** તે ફારસ અને કેરમાણના વડા દસ્તુરે ઇ૦ સ૦ ૯૮૧ માં લખ્યો હતો. તેનો એક ભાગ ગુમ થએલો જણાય છે. કેમકે તેના પુછેલા ધર્મ સંબંધી ૯૨ સવાલ જવાબોના કેટલાએક ભાગ મળતા નથી. ઉપલાજ દસ્તુરના ભાઈ **જાતસ્પરમે પુદાંન દમાંને** ઉપલાંને મળતુંજ એક પુસ્તક બનાવ્યું છે. તે પણ આ દફતર સાથે જોડેલું છે.

૧૫ શિકંદ ગુમાંની વીજાર એનો બનાવનાર **મરતાનફરૂખે અહુરમજદ દાદ આદર ફરોબાગની** છે. દીનકરદ અને **આદરપાદ્યાવંદ**ની દીનકરદને આધારે આ પુસ્તક રચાએલું છે. એમાં ખોદાઇ હસ્તી

વિષે તેમજ સઘળાં કામો ખોદાથીજ થાય તે વિષે છે. પણ નબળાં કામો હોરમજદથી થતાં નથી તે વિષે તેમજ ખ્રિસ્તી, યાહુદી, અને માની ધર્મ વાળાંઓની ફરમાનો વિષે આ પુસ્તકમાં ખુલાસો આપેલો છે.

૧૬ બુનદેશ અથવા જંદ એમાં આકાશ, ધર્મ તવારીખ, ભૂગોળ, પેદાશ વગેરેનું બ્યાન આપ્યું છે.

૧૭ મીનોકેખરત અથવા મઇનગોએખદ એમાં મજદયસ્ની ધર્મ બાબે એક ડાહ્યા માણસે પુછેલા ૬૨ જવાબેનું આ પુસ્તક છે, પણ છેવટે અધુરૂં લાગે છે.

૧૮ શાયસ્ત લા શાયસ્ત આ પુસ્તકમાં પહેલવી રવાયત છે. ગુના, શવાબ, પવિત્રાઇ વગેરે બાબતો સમાવેલી છે.

૧૯ અરદાવીરાફ આ પુસ્તકમાં અરદાવીરાફે પેલી દુનીઆમાં નેકીના ઇનામ અને બદીની સજાના સંબંધમાં શું શું જોયું તેનું બ્યાન આપ્યું છે.

૨૦ માતીગાને ગોસ્તે ફરીઆન **અખતય** નામના જાદુગરના ૭૯ સવાલ અને તેના જવાબો સમાવેલા છે ગોસ્તે ફરીઆનને આ જવાબો આપ્યા પછી ત્રણ સવાલો તેને જાદુગરને પૂછ્યા હતા જેમનો ઉત્તર નહિ દેવાયાથી સરત મુજબ તેનો જીવ લીધો હતો.

૨૧ બહમન યસ્ત જરતોસ્તના જમાનાથી દુનીઆની આખર સુધીમાં મજદયસ્ની મઝહબની ચઢતી પડતીનું બ્યાન હોરમજદ તરફથી જરતોસ્તને મળેલી આગાહી દાખલ આપેલું છે. તુરકમાં નકલ કરેલી લાગે છે.

૨૨ અંદર જે હુદાવરે દાનક આ પુસ્તકનો ત્રીજો ભાગ ગુમ થયો છે. એમાં છેલાએ ઉસ્તાદને પુછેલા ધર્મ સબંધી સવાલો અને તેના જવાબો સમાવેલા છે.

૨૩ માતીયાને ગુજસતક. અબાલીશ નામનો નાસ્તિક બગદાદના **મામુનની** હજુરમાં એક મોબેદને કેટલાક સવાલો પૂછે છે. જેમના અપાયલા જવાબોથી **મામુનની** ખાતરી થાય છે અને નાસ્તિક નિરાશ થાય છે. તેની હકીકત આપી છે. ઇ૦ સ૦ ૮૩૦

૨૪ જામાસ્પ નામામાં દુનીઆની પેદાશ, તવારીખ, રાહ રસમ, અને ધર્મના ભવિષ્ય બાબે પાદશાહ ગુસ્તાસ્પે વજીર જામાસ્પને પુછેલા સવાલોના જવાબોનો સંગ્રહ છે. પણ છેવટે અધુરૂં છે.

૨૫ પહેલવી શાહનામું. એમાં ઇરાનના પાદશાહોના ટુંક દાખલાંનો ઉપરથી ઉતારો કરનાર મેહરબાન કેખુશરો ઇ૦ સ૦ ૧૩૨૨

૨૬ યાતકારે જરીઆન એમાં ગુસ્તાસ્પ અને અરજાસ્પ વચ્ચેની લડાઇનું બ્યાન છે.

૨૭ અંદર્જે ખુશરોએ કવાતાન. એમાં નોસરવાન આદેલની મરતી વખતની નસીયતો છે.

૨૮ માતીગાને સીરોજ. એ પુસ્તકમાં મહીનાના ૩૦ દહાડામાં દર રોજ શું શું કરવું જોઇએ તે બાબતમાં છે. આજ નામનું એક બીજું દફતર જેમાં ૩૦ રોજ પાંચ ગાથાના દિવસોની ખુબી સમાવેલી છે.

૨૯ દિરખતે આસુરીક. એ પુસ્તકમાં ઝાડ અને બકરાં વચ્ચે સરસાઇની તકરારનો સમાવેશ કરેલો છે.

૩૦ ચત્રંગનામું. એ પુસ્તકમાં હિંદના મોટા રાજા **દેવસારમે** નોશરવાન ઉપર મોકલેલી શેત્રંજની રમત જેનો બજુરગ મેહેર બુખતકાને ખુલાસો કરી **નીવ અરદશીર** નામની રમત હિંદુસ્તાન લઇ ગયો. અને ત્યાંના દાનાવોથી તેનો ખુલાસો નહિ અપાયો તે બાબે છે.

૩૧ દાદ કે ખુસંદી ૩૨ વાચક અએચદ આ પુસ્તકમાં આદરબાદ મારેસ્પંદની શીખામણો છે.

૩૩ સતાપિસ્ને દરોન વસિપાસ્ દારીએ મય જંદપાંન.

૩૪ પંદનામું કે જરતુશત. એ પુસ્તકમાં માણસની ફરજ બતાવીછે

૩૫ અંદર્જે આદરપાદ મારેસ્પંદાન. એ પુસ્તકને આપણે આદરબાદનું પંદનામું કહીએ છીએ. એ પુસ્તકમાં પોતાના બેટાજરતોશત નામનો આદરબાદે દીધેલી શીખામણો છે. એનો છેલ્લો ભાગ અધુરો છે.

૩૬ કારનામે અરતખશીરે પાપકાન એમાં અરદેશરના બેટા સાપુરનો છોકરો હોરમજદ તખ્તે બેઠો ત્યાં સુધીની તવારીખ છે. જેમાં મુખ્ય ઇતિહાસ અરદેશરની પોતાની અને સાપુરની કારકીર્દીનો આપેલો છે

૩૭ પંદનામ કે વજુરગ મેહેર બુખતકાન, એ પુસ્તકમાં નોસરવાનના વજીર બુજરગ મેહેરની નશીઅતો છે. છેવટે અધુરૂં છે. આ પુસ્તકને ગંજેશાઇગાન પણ કહે છે. કેમકે પાદશાહી ખજાનામાં તેને મુકેલું કહેવાય છે.

૩૮ માતીગાને સીયજતાંન આ પુસ્તકમાં રોઝની સિફતો છે

૩૯ માતીગાને માહફરવરદીન રોજે હોરવદાત. આ પુસ્તકમાં ખુરદાદ સાલને દિને બનેલા જાણવાજોગ બનાવની યાદી છે. રેવાયતમાં આનો તરજુમો આવેલો છે.

૪૦ માતીગાને હફત અમશાસ્પંદ. આ પુસ્તકમાં સાત અમશાસ્પંદોના કામો અને ખુબી છે.

૪૧ અંદર જે દાનાક મરદ. આ પુસ્તકમાં એક ડાહ્યા માણસની તેના બેટાને શીખામણ છે.

૪૨ પહેલવી પાજંદ ફરેહેગ.

૪૩ પતેત આદરપાતે મારેસ્પંદ. આ પુસ્તકમાં ગુનાહ અને તેનો પસ્તાવો. અને ગુનાહથી પાછુ ફરવું એનો સમાવેશ કરેલો છે.

૪૪ પતેતે ખુન. આ પુસ્તક ઉપલાં પુસ્તકને મળતુંજ છે પણ ટુંકમાં છે

૪૫ અવરચીમેદરોન. આ પુસ્તકમાં દરૂન અને તેનો ઉપયોગ કેમ કરવો તેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ઉપલાં પુસ્તકો ઉપરાંત બીજા નીચે પ્રમાણે છેઃ—

૧ ઇરાન સર જમીનનાં શહેરો.

૨ સીસ્તાન સર જમીનની અજાયબીઓ.

૩ નોશરવાન અને એક ગુલામ છોકરો જે પાદશાહના ૧૩ સવાલોના જવાબો આપતાં સૌથી સરસ ચીજ કઇ છે તે જણાવે છે.

૪ મજદયસ્નાંનોને શિખામણ.

૫ આદર ફરોબાગે ફરૂખજાદનાન અને બખતઆફ્રીતની શીખામણો છે.

૬ ભલી દીનના લોકોને ફરમાનો એ વિષે.

૭ ધરમગુરૂઓના ૫ ખવાસ અને ૧૦ શીખામણની વાત છે.

૮ પાદશાહ વહીરામે વરજાવંદની વાર્તા એ નામ છે.

૯ ફુલાન ગબરા નામે ધણીની શીખામણ. પાદશાહ અને મોટા માણુસો ઉપર કાગલ કેમ લખવા તેની સમજણ છે.

૧૦ લગનના કબાલા ઈ. સ. ૧૨૫૮.

૧૧ પહેલવી આશીર્વાદ.

૧૨ નામ સ્તાયશની.

૧૩ આફ્રીને તુપેશ ગાહે ખુતા.

ઉપર જોઇ ગયા તે સર્વે પુસ્તકો વિષે ડૉ. હાઉગ ગણતરી કરે છે

કે હજી એનાથી વધારે બાકી રહી ગયાં હોય. વળી ડૉ, મિલ્સ જણાવે છે કે અવસ્તા વાણીનો ભેદ ખુલ્લો થયો છે. તોપણ હજી કેટલીક મુસ્કેલ બાબતો રહેલી છે. વળી જરતોસ્તને માટે લખે છે કે એ મોટા ઉસ્તાદને ઓળખવાના વિશેષ લક્ષણ માટે તેના ગાથા હું બતાવી શકું છું. છેવટે આ મહાવિદ્વાન ડૉ. **મીલ્સ** જરતોસ્તી ધરમ બાબે આ વિચારો આપે છે કે ભૂતકાળમા જરતોસ્તી મજહબથી નીપજેલા ફાયદાઓ વિષે થોડાજ વિચારો ઉમેરવાના છે. અગરજો લાંબા કાળે લાખો અને કરોડો માણસ જાતને ખીલવણી અને ધર્મ સંબંધી સર્વથી ચઢતી કળાછે. માટે ધરમવાળાઓએ માણસ જાતની તવારીખ અને તેના ધર્મથી પુરા જાણીતા થવું જોઇએ. સઘળા જરતોસ્તીઓએ ઝંદ અવસ્તા ને માન આપવું તથા તેનો અભ્યાસ કરવો જોઇએ.

હવે પહેલવી ભાષા વિષે જાણવાનું છે. **અશકાની** પાદશાહો પછી શાસાની પાદશાહત દક્ષિણ ઈરાનના પશ્ચિમના પ્રાંતમાં ચાલુ થઇ. તે જમાનામાં પહેલવી વધારે આગળ વધી. તોપણ અક્ષરોમાં વધારે ગુંચવાડો હતો. પણ રફ્તે રફ્તે અક્ષરોમાં વધારો થતો ગયો. તે **કોબાદ** પાદશાહના જમાનામાં વધારે અક્ષરો વપરાવા લાગ્યા હતા. અવસ્તા વાણી ઉપરથીજ પહેલવી મૂળાક્ષરો ઉત્પન્ન થયા હતા. વળી ડૉ. **વેસ્ટ** જુનામાં જુની પહેલવી દસ્તાવેજોના સંબંધમાં કહેછે કે એક પહેલવી લખાણનો ટુકડો મિસર દેશના ફયુમ નામે જીલ્લા ખાતે હતો. આ દસ્તાવેજ આઠમી સદીમાં લખાયો હોય. વળી પહેલવી ભાષામાં લખાએલા દસ્તાવેજો હિંદી કાગળ ઉપર મળી આવેછે. ઇ. સ. ૧૩૨૩ માં લખેલા મળ્યા હતા. તેમાં બે ઇજશનેનાંનેબે વંદીદાદનાબે છે. તેમાં અવસ્તા પહેલવીમાં જંદસરેહ સાથના છે. એમાંના પુસ્તકો બે કોપનહેગન ખાતે, એક લંડનમા અને એક મુંબઇમાં એમ ચાર જળવાઇ રહ્યાંછે. સાસાનીઆનના જમાનામાંના પર્વતો ઉપર પહેલવી ભાષામાં લખાએલા લેખો મળી આવેછે. છેવટે પાજંદ વિષે કહેવું જોઇએ કે એ પાજંદ કોઇ ભાષાનું નામ નથી. તેમજ એ કંઇ ખાસ ભાષા નથી. અવસ્તામાંના **પઇતીજંતી** પદ ઉપરથી પાજંદ નીકળેલો જણાયછે. કારણ કે **પઈતીજંતીનો અર્થ ફરીને ખુલાસો** એવો થાયછે. તે પાજંદનો જંદની સરેહ એવો ખુલાસો ઠરે છે.

* યજશને અને મીનો ખેરદ આ બંને પુસ્તકો પહેલવીમાં હતા. તેને **મોબેદ** નેરીઓ સંગ **દહવલે** જંદ અને સંસ્કૃતમાં લખ્યા હતા.

---

* મીનો ખેરદ.



# હિંદુ અને ઇરાનીઓની સરખામણી અને આપણને મળતી શેહાદતો.

પુરાણા વખતમાં **આર્ય** નામે પારસી જરતોસ્તી પ્રજા ઓળખાતી હતી. એ પ્રજામાંથી ઘણીએક શાખાઓ નીકળી છે. પણ તેઓમાં મુખ્ય પારસી અને હિંદુઓ છે. આ બે શાખાઓ પ્રથમ એકજ ઠેકાણે સંપ સંપીને રહી હતી એમ સાબીત થાય છે. કારણ કે તેઓના જુદા જુદા ચોકસ દેવતાઓ, પાદશાહો, પહેલવાનો, ક્રિયાઓ અને સંસારી રિવાજો એ સર્વેનાં નામો અને કામો વચ્ચે આજે પણ મળતાપણું દેખાડી શકાય છે. જેવાં કે યઝદ અમશાસ્પંદો, દેવતાઓ વગેરે.

| **અવસ્તા મુજબ** | **વેદ મુજબ** | |
|---|---|---|
| અહુર ... ... | ... અસુર ... ... | ... **હોરમજદ** |
| અષવહિસ્ત ... | ... વસિષ્ટ ... ... | ... અરદીબેહસ્ત |
| આરમઇતિ ... | ... અરમતિ ... ... | ... **અસ્પંદાદમદ.** |
| હવર ... ... | ... સવર, સુર સુર્ય ... | ... ખુરશેદ |
| ઉષન અયી ... | ... ઉષા ... ... | ... હોશનનો વખત |
| મિથ્ર ... ... | ... મીત્ર ... ... | ... મેહેર |
| આથ્રવન ... | ... અથરવન ... ... | ... મોબેદ દસ્તુર |
| વરેન ... ... | ... વરૂણ ... ... | ... ગોફા |
| વયુ ... ... | ... વાયુ ... ... | ... વા, પવન |
| વેરેથ્રઘ્ન ... | ... વરત્રહન ... ... | ... બેહરામયઝદ |
| ઐર્યમન ... | ... અરયમન ... ... | ... એક બંદગી |
| બઘ ... | ... ભગ ... ... ... | |
| ઉસીખસ ... | ... ઉશિજ ... ... ... | |
| નઇરિયોસંઘ | ... નરાશંશ ... ... | ... મોબેદનું નામ |

| | | |
|---|---|---|
| સાઉરવ ... ... | સરવ ... ... ... | ખવતનું નામ |
| યજત ... ... | યજત ... ... ... | ફરેસ્તાનો ઇલકાબ. |
| દએવ ... ... | દેવ ... ... ... | આપણાથી વિરૂધ્ધવાળા. |
| યાતુ ... ... | યાતુ ... ... ... | |
| અંદર ... ... | ઇંદ્ર ... ... ... | |
| પારેંદી ... ... ... | પુરનધિ ... ... ... ... | એક બંદગી |
| કેરેસાની ... ... | કુશાનું ... ... ... ... | નામ છે. |
| કરપન ... ... ... | કલપ ... ... ... | આપણાથી વીરૂદ્ધ |

ઉપલા હિંદુઓના દેવતાઓ ત્યારે આપણા ફરેસ્તાઓ યાને યઝદો છે. હવે પાદશાહો અને વીર પુરૂષોનું મળતાપણું

| **અવસ્તા મુજબ** | **વેદ મુજબ** | **અર્થ** |
|---|---|---|
| યિમ ... ... ... | યમ ... ... ... | જમશીદ |
| થ્રએતએન ... ... | ત્રૈતન ... ... ... | ફરેદુન |
| થ્રિત ... ... ... | ત્રિત ... ... ... | |
| કવ ઉસ... ... ... | કાવય ઉશનસ ... ... | કેકાઉશ |
| કવ હુસરવ ... ... | કવિ સુશરવસ ... ... | કેખુશરો |
| કેરેસાસ્પ ... ... | કુશસવ ... ... ... | કેરસાસ્પ |
| કેરેસાનું ... ... | કુસાનું ... ... ... | એક નામ છે. |
| વીવંઘવત ... ... | વિવસ્વત ... ... ... | વીવગામ જમશેદનાબાપ |
| આથવ્ય... ... ... | આપત્ય ... ... ... | ફરેદુનનો બાપ |
| અઝિ ... ... ... | અહિ (દૈત્ય) ... ... | જોહાક |

ક્રિયા અને રિવાજ વિષે મળતાપણું.

| અવસ્તા મુજબ | વેદ મુજબ | અર્થ |
|---|---|---|
| ઇશિત ... ... ... | ઇષટિ ... ... ... | યસત |
| આઝુઇતિ ... ... | આહુતિ ... ... ... | |
| જઓતા ... ... | હોતા ... ... ... | જોતી ભણનારો |
| યસન ... ... ... | યગણ ... ... ... | યજશની |
| હુઓમ... ... ... | સોમ... ... ... ... | હોમની ક્રિયા |
| બેરેસમ ... ... | બહિરસ ... ... ... | બરસમદાન, |
| આફ્રીગાન ... ... | આપ્રી ... ... ... | આફ્રેગાન |

ઉપલા સઘળા નામો આપણી સાથે બરાબર મળતાં આવે છે. આપણી મતલબ એજ જોવાની છે કે અસલ આપણે આર્યન હતાં તેમાંથી

હિંદુઓ જુદા પડેલા ઠરે છે. તેમજ વંદીદાદમાં જે ૧૬ શહેર જણાવે લાં છે. તેમાં ૧૫ મું અને ૧૬ મું શહેર વસાવનાર પણ આપણામાંથી જુદા પડેલા હિંદુઓ છે.

અવસ્તા અને વેદ વચ્ચે ભાઇચારો બહુતાજુગી ભરેલો છે. બેઉ ભાષાના વ્યાકરણના નિયમો મળતાંજ છે. તે ઉપરથી ડૉ. ગ્રૈગર ઘણા ઘણા નમુના બતાવે છે. તેઓમાંનો એક નીચે પ્રમાણે છે. (ગાથા સપેનતો મદ હા. ૫૦મો )

**અવસ્તા.**

**મતવાઓ પદાઇસ, યાફ્રર સરૂતા, ઇજયાઓ**
**પઇરે જશાઇ, મજદા, ઉસ્તા, નજસ્તો.**
**અતવાઓ અષા, અરેદરખીઆ, નેમઘાહા.**
**અતવાઓ, વંઘહેઉસ, મનંઘોહો, હુનરે તાતા.**

ઉપલા ગાથાનો સંસ્કૃતમાં ઉતારો અને તેનું બરાબર મળતાપણું.

**મનવહ પદાઇહ યા પ્રશરૂતા ઇહાયાહ.**
**પરિ ગચાઇ મેધ ઉત્તા નાદ્રુસતહ.**
**આતવઋ તરે તેન ઋધ્ધ સપચ નમસા.**
**આતવો વસોર મનસહ સુનરતયા.**

ઉપર જોયું તેમ ગાથા અને વેદ મળે છે. ગાથામાં ઉપરનો ફકરો છે. તેમ યજશની હા–૬૨ માં પાછો એજ ફકરો ભણવામાં આવે છે. ત્યારે તેની સાથે ચોકસ ક્રિયા કરવામાં આવે છે. ત્યારે વેદમાં પણ તેની ચોકસ ક્રિયા હોવીજ જાઇએ હવે આપણે જોવું જોઇએ કે બેઉ ટોળાં જુદાં પડવાનું મૂળ કારણ શું છે. એ ગંભીર સવાલ વિષે ઘણા ઘણા વિદ્વાનો લખી ગયા છે. તેમાં પ્રોફેસર ડારમેસ્ટેટ બેઉ ટોળાંને જુદાં પડવાનું કારણુ એજ જણાવે છે કે અસલી ઇરાનીઓનો ધર્મ એકજ હતો. એ ધરમ બે ચીજ શીખવતો હતો. કે કુદરત પોતાનું કામ કાયદા મુજબ કરે છે. અને કુદરતમાં જેમ સુલેહ છે તેમ ઝગડો છે. કુદરત સઘળું પોતાના વખત પ્રમાણે ચાલતું ફરતું અને બદલાતું જાય છે. દહાડાની પાછળ દહાડો, ઋતુની પાછળ ઋતુ, વરસની પાછળ વરસ આવ્યાજ કરે છે. સૂર્યનો ઉદય થઇ માથે આવી અસ્ત થાય છે. ચંદ્ર દેખાઇ અસ્ત થાય છે. રાતના તારાઓ દેખાવ આપી દિવસના દેખાતા નથી, એવું એવું ઘડનાર અને કરનાર કોઇ જોઇએ તે કરનાર એક કીરતાર છે એમ ઇરાનીઓએ ચોકસ માન્યું આ પ્રમાણે

હિંદુ અને ઇરાનીઓના બાપદાદાનો અસલ એકજ ભાવાર્થ હતો બારીકીથી જોતાં એ કુદરતી શક્તિઓને સાબીત માનતા હતા પાછળથી જેમ જેમ છુટા પડતા ગયા તેમ તેમ વિચારો ફેરવતા ગયા અને નવીજ કલ્પના કરવા માંડી અને તેને ખીલવી ઇરાનીઓ પોતાના મૂળધર્મને વળગીજ રહ્યા હતા અને તેનેજ વધારે ખીલવતા ગયા સર્વથી પહેલો અહુરમજદને ઓળખવા લાગ્યા ઉપલી ઘણી જીકરો નહિ લેતાં આપણે હવે ફક્ત આપણા હાલ મોજુદ પુસ્તકો અને હિંદુઓના વેદ જોઇએ

જે આપણા મોતેબર ૫ ગાથા છે તેને હિંદુઓના સામવેદની સાથે સરખા આવે છે જે અસલના **ઋગ્વેદમાંથી** ચુંટી કહાડેલો ભાગ છે એમ ડો. મિલ્સ જણાવે છે સામવેદ આપણા ગાથાની માફક સોમની મોટી ક્રિયાઓમાં ગાવામાં આવતા હતા. તેજ મુજબ આજે આપણે ગાથાને હોમની ક્રિયા સાથે ગાઇએ છીએ. હવે અહુનવઇતી ગાથાના સાત પ્રકરણ છે. યાને ૭ હા છે. તેને યજસ્નીના ૨૮ માહાથી ૩૪ માહા સુધી આમેજ કીધેલા છે આ ગથા એકજ માપ ઉપર જોડેલું છે. દરેક શ્લોકમાં ત્રણ લીટીઓ છે. અને દરેક લીટીમાં ૧૬ પદ છે. આ ગાથામાં એકજ વિષય નથી પણ જુદી જુદી બાબતો છે.

ગાથા ઉશતવઇતી. આ ગાથાના ૪ પ્રકરણ ઇજશનીના ૪૩ હા થી ૪૬ હા સુધી છે. આ ગાથા બરાબર વેદના **ત્રીષહુમ**ને મળતું છે.

ગાથા સપેનતોમદ. આ ગાથામાં પણ ૪ પ્રકરણ છે. યજશનીના ૪૭ હા થી ૫૦ છે. આ ગાથા પણ વેદના **ત્રીષહુમ**ને આબાદ મળતું છે. દરેક શ્લોક ચાર પદનો છે.

ગાથા વોહુખ્શથ્રેમ—**આમાં** એકજ પ્રકરણ છે. જેના શ્લોક ત્રણ ત્રણ લીટીઓના છે. દરેક લીટી ૧૪ પદની છે. આની વેદની સાથે સરખામણી કરી નથી.

વહિસ્તોયસ્તીશ—આનું પણ એકજ પ્રકરણ છે. એના શ્લોક ચાર ચાર લીટીના છે. અને દરેક બબે લીટી અરધી અરધીના છે **યસન હપત ગઇતી** યાને **હપતન યસ્ત** આપણા ગાથા પછી જે અવસ્તા બન્યા છે. તેમાં આ સર્વથી પહેલી છે. એ ગાથાને કંઇ એક મળતી આવે છે. આ યસ્ત કોણ દસ્તુરાન દસ્તુરની છે.

**વંદીદાદ** એ એક નુસ્ક છે. એમાં કાયદા અને અવસ્તામાં **ફરેગુઅયો** છે, જે આપણા ૨૧ નુસ્કમાં ફક્ત વંદીદાદજ આખું મળે

છે. એ વંદીદાદમાં આજની વિદ્યાસાથે ઘણું મળેછે. ડૉ. હાઉગ એને બ્રાહ્મણોની સ્મૃતિઓ સાથે સરખાવે છે.

યજશને વંદીદાદ પછી બનેલી જણાય છે. યજશનેનો મરતબો વધારવાને ગાથાના ૧૭ હા પોચે ગાથા મળીને દાખલ કરેલા છે. ગાથાના કરતાં બાકીના યજશનીના અવસ્તા જુદીજ ઢબના છે. એના ત્રણ ભાગ કરેલા છે. તે એવી રીતે કે પહેલા હા થી તે ૨૭ સુધીનું લખાણ જુદું ઠરેછે. ને ૨૮ થી ૫૨ સુધી ગાથા છે. અને બાકીનાં પાછલાં નવાં લખાણો ઠરેછે. ડા. હાઉગએ યજશનીના પાછલા લખાણના છેલ્લા ભાગને હિંદુઓના યજુર્વેદ સાથે સરખાવે છે.

હવે એક પછી એક હિંદુઓના વેદ બનેલાછે, તેમ આપણા કેતાબો બનેલાં છે. જેમકે પહેલા ગાથા, ગાથા પછી વંદીદાદ બનેલો છે. કેમકે વંદીદાદમાં ગાથનું નામ આવેલુંછે. તેજ રીતે યજશનીમાં વંદીદાદનું નામ આવેલુંછે. તેથી વંદીદાદ પછીજ યજશની બનેલી ઠરેછે. * હુપતંગયરત કોઇ દસ્તુરાન દસ્તુરે બનાવીછે. વળી વીશપરડમાં યજશનીને યાદ આપેછે. તેમજ વીશપરડમાં હાદોખતનુસ્કનું નામ આવે છે. એટલાં ઉપરથી વીશપરડ પાછલીજછે. એમ ઠરેછે. યજશની અને વીશપરડને હિંદુઓના વેદ જેવાજ ગણેછે. ખોરદેહ અવસ્તામાંની યસ્તોને ડૉ. હાઊગ હિંદુઓના પુરાણ જેવું ગણેછે. નીયાયસો તથા ગેહોઓને પણ હિંદુઓના નાના જપના પાઠ સાથે સરખાવી છે.



* તારીખે શાહ ઇરાન દફ્તર ૫ લું.



# જરથોસ્તી ટોળાના વેરી તે દેવયસ્નો અને પુરાતન જમાનાનો હોમ.

આપણા ઇરાની **આર્યો** અને તેના વેરી **દેવયસ્નો** કહેવાય છે. તે દેવયસ્નો તે ઇરાનનાં મૂળ વતનીઓજ છે. આપણા અવસ્તામાં **મજદયસ્નાંન** અને તેનાથી વિરૂધ્ધ **દેવયસ્નાંન** નામથી ઓળખેલો છે જે દેવયસ્નાન તે કોઇજ નહિ પણ હિંદુજ હતા. એ વિષે ડૉ હાઉગ સાબીત કરે છે. કે અવસ્તામાં દેવયસ્નાંન કહ્યાં છે. તેમજ મદયસ્ની ધર્મ મુજબ નહિ ચાલનારાં લોકો છે. ઇરાનીઓ અને હિંદુઓ અસલ એક હતા તેમજ અવસ્તામાં હિંદુઓના ચોકસ દેવતાઓનાં નામ દઇને ધિક્કાર્યા છે. અને દેવતાઓને માનનારાઓને દેવયસ્નાનને નામે ઓળખાવેલા છે. **જરતોસ્તના** સુધારાથી ઇરાની આર્યોમાં બે તડ પડયાં હતાં. જેઓ એક બીજા સાથે બલતવારીથી મતફેર હતા. આ મતફેર બાબે ખુદ ગાથામાંથી શેહાદતો મળે છે.

+ આરમઇતી તારી હતી ગોસ્પંદને બનાવનાર મીનો તારો હતો ઓ મીનો અહુરમજદ તે જમીન ઉપર જે ખેડુતની જીંદગી ભોગવે છે તેને તેમજ જે ખેડુત નથી તેને તેં રસ્તો આપ્યો છે એ બંને ખેડુત અને ખેડુત નહિ તેમાંથી આરમઇતાએ ખેડુતને પસંદ કર્યા છે કે જે તેણીને ખેડે છે પ્રમાણિક સાહેબ ભલામણને તું આબાદ કરે છે પણ ઓ **મજદ** દેવોને પુંજનારા રઝળતાઓ પવિત્રાઇના જ્ઞાનમાં ભાગ પડતા થાય નહિ

તે જમાનામાં ઇરાનીઓની **મજદયસ્ની** જરતોસ્તી ધર્મવાળાઓની હાલત બહુજ બારીક થઇ પડી હતી પણ આસ્તે આસ્તે જરતોસ્તીની

+ ગાથા હુનવઇતી હા-૪ ફકરો ૯-૧૦

હાલત મજબુત થઇ હતી અને છેવટે પોતાના હરીફ ઉપર ફાવ્યા હતા જે અસલી ઇરાનીઓને ખેતીવાડી કરવી પસંદ હતી નહિ તેને જરતોસ્તનો ધર્મ કબુલ નહતો જેઓ ખેતી કરતા હતા તેઓ ભલા અને અહુરમજદને પસંદ પડતા ગણાતા હતા જેઓ એનાથી વિરૂદ્ધ હતા અને ભટકતી જીંદગી ગુજારતા તેઓને **દેવયસ્નાંન** ગણાતા આ દેવયસ્નાન તે ઇરાનીજ હતા. વળી **જરતોસ્તે** તેઓને પણ પોતાની મીજલસમાં બોલાવીને બે રસ્તામાંથી એક નકકી રસ્તો અખત્યાર કરવા સૂચવ્યું હતું. અને તે એવી ભાષામાં કહ્યું હતું કે જેમ ઠરીઠામ જીંદગીવાલા ઇરાનીઓ તેમજ ભટકતી જીંદગીવાળા ઇરાનીઓ એક સરખા રીતેજ રાખવાનું કહ્યું હતું. પરંતુ ભટકતી જીંદગીવાળા તેમ રહી શકયા નહિ અવસ્તાનો તરજુમો:— * હવે હું જાહેર કરવા આવ્યો છું. તે તરફ તમે કાન ધરો. તમે જેઓ નજદીકના તમો જેઓ દુરના ( **આ ચીજો જાણવાને** ) ખાયસમંદ છો. તે હવે તમે સાંભળો. તમે હવે ખુલ્લી રીતે શીખેલા થાઓ. ભુલાવાનો સાહેબ પોતાના બુરા ફતવાઓથી દુનીઆંનો બીજીવાર નાશ કરે નહિ. બુરાંની જીભ આડે માર્ગે ગએલી હોય છે.

આ રીતથી બે ટોળાં પડયાં હતાં. એક **મજદયશનાંન** ને બીજું ટોળું **દેવયસ્નાંન** આ બંને ટોળાં વચ્ચે શત્રુતા થઈ. આ શત્રુવટનો ઝઘડો અવસ્તામાં જાબજા નજરે આવે છે. અવસ્તામાં **મજદયસ્નાંન** ને **અશ** અથવા **અશવત** એટલે ભલા ધર્મી, **હુદએન** ભલી દીનવાળા **મજદયસ્ન મજદ** ને માન આપનાર એવા ધણા બોલોથી આપણને શેહાદતો મળે છે ત્યારે તેનાથી વિરૂધ્ધવાળાને **અનશવન, દરવત,** અપવિત્ર ધર્મી, **દુઝદએન** બુરી દીનવાળા, **દેવયસ્ન** દેવને માનનાર તરીકે આપણે પીછાનીએ છીએ. હવે આટલે દરજ્જે એ ટોળું જુદું થયું તોપણ જરતોસ્તી મજહબ પસંદ કરનાર કબુલ રાખનાર હતા તેથી તેમને **હામોદએન** અથવા **હુદએન** એ નામે ઓળખાવ્યા છે. તેમજ જેઓ જુદદીનવાલા હતા. તેમને તો નકકીજ **અનયોવરેન** અથવા **અનયોતકએશ** યાને બીજી કોમવાલા કહેતા.

ઉપલા અવસ્તા ખુદ ગાથમાંથીજ મળે છે. તેમાંથીજ બીજી યસ્તોમાં કે બીજા અવસ્તામાં તે જમાનામાં ઉપલાં ભેદી લખાણો દાખલ કરેલાં ઠરે છે વળી અવસ્તામાં જુદદીન વાલાતુરાનીઓ

* ગાથા ઓશતુવઈની હા ૩ ફકરો ૧ લો.

અને બીજા પરદેશીમાંથી જેઓ ભલા જણાયેલા છે. તેમના **ફરોહરને** ઇરાનીઓના જેટલુંજ માન આપીને યાદ કીધા છે.

**અવસ્તા—* તુયરીઅનાંમ દખીઓનામ નરામ અશોનામ ફરવષીઓ. યઝમઇદે તુયરીઅનામ દખીઓ નામ નાઐરેનામ અશોનેનામ ફરવષીઓ. યઝમઇદે**

વળી બીજા શત્રુ **સકીથય**નોને નામે તુરાનીજ ઓળખાવે છે. વળી અવસ્તામાં **અનાર્ય**ને નામે ઓળખેલા છે. હુશંગ, તેહમુરસ્પ અને જમશેદ પાદશાહોએ જે દેવદરૂજો ઉપર ફતેહ મેળવી હતી. તે કોઇજ નહિ પણ અસલી ઇરાનીઓજ હતા. પાદશાહ **હુશંગે** તમામ દેશોના દેવો, બુરા માણસો, જાદુગરો, અને પરીઓની જોડે **સાતર** કવી અને **કરપન**લોકોની ઉપર સૌથી ચઢતી પાદશાહી મેળવી હતી. વળી **હુશંગે** માજંનદરાંનના દેવોને અને **વરેનધીલાંન**ના પાપીઓને પણ મારવા માગ્યા હતા. આ માજંનદરાન અને ધીલાંનના દેવો તે કોઇજ નહિ પણ ઇરાનના અસલી વતની જુદા પડેલા હતા.

**વરેનધીલાંનના** રહેવાસીઓને માટે તો અવસ્તામા ખુલ્લું કહ્યું છે કે તેઓ **અનાડી** છે. આ અનાડી લોકો માજંનદરાનમાં છેક **કેકાઉશ**ના વખત સુધી રહેલા જણાયા છે. આજે પણ આપણે માનદરાંનને ધિકકારીએ છીએ. માજનદરાનને જીતવાને **કેકાઉશ** પણ સપડાઇ ગયો હતો. તે જમાનાથી **માજંનદરાન** દેવોજ વસ્તા હતા. વળી અવસ્તામાં જેમને **દએવ** એટલે દેવલોકોને નામે ઓળખાવ્યા છે. તેઓ પણ મુળ ઇરાનીઓજ હતા. ડૉ. હાઉગ મુજબ દેવ બોલ અવસ્તામાં હિંદી આર્યોને માટેજ વાપરેલો છે.વળી વંદીદાદમાં **ઉરૂવ** નામે ઇરાનીના મથક ખાતેનાજ રહેવાસીઓ ઓનું જે લખાણ છે તે હિંદી આર્યો માટે છે.વળી અવસ્તામાં રાક્ષસ, શત્રુ કહ્યા છે. ત્યારે હિંદુ વેદમાં આર્યોના શત્રુ ટોળાંને આપેલું છે. આ ઉપરથી સાબીત થાય છે કે જેમ અવસ્તામાં રાક્ષસને શત્રુ કહ્યા છે. ત્યારે વેદવાળાઓએ આપણનેજ શત્રુઓ કહીને શત્રુઓ ગણે છે. આપણે ઉપર જોયું તેમ **હુશંગે** આર્યોના દેવો અને રાક્ષશોને મારી કાઢયા હતા. **તેહમુરસે** પણ તેમજ કીધું હતું અને તેની ફતેહથી **દેવબંદ** કરીને કહેતા હતા. અવસ્તા મુજબ તેણે દેવો, જાદુગરો, પરીઓ, જુલમગારો, કવિઓ, કરપન, અને સાતર લોકોને તાબે કરીને રાજ ચલાવ્યું

* ફરવરદીન યસ્ત કરદે ૩૧ ફકરો ૧૪૩.

હતું. એ સર્વમાં હિંદુ આર્યો પણ હતા. કેમકે કવી, કરપન અને સાતર એ હિંદુઓજ હતા. વળી **જમસેદે** ખેતીનું કામ આગળ ઘણું વધાર્યું ને જે શત્રુઓના હાથમાં જગા હતી તે નહિ ખેડાવાથી તેણે ખેડાવીને આગળ કામ વધાર્યું. એ પ્રમાણે જમશેદે ૩ મરતબે શત્રુ પાસેથી જગા લઇને ખેતીમાં આગળ વધારી હતી. આપણે ઉપર જોઇ ગયા કે મુખ્ય લડત બે કીશમના લોકો સાથે જણાય છે. પહેલા ખેતી વાડી કરી ઠરી ઠામ રહેલા અને બીજા ભટકતી જીંદગી ગુજારનારા પણ ઇરાનીઓજ હતા. અને એ સઘળાઓ સુલેહ સંપનો નાશ કરનારા હતા. પછી તેઓ આર્ય હોય, અનાર્ય હોય, દેવયસ્નાન હોય, ઇરાની હોય કે તુરાની હોય. એ સઘળા ઇરાનીઓના શત્રુ ગણાયા છે. આ શત્રુઓ ઘણી વખતે **મજદયસ્નાનો** સાથે શત્રુવટ રાખતા હતા, કોઇવાર મજદયસ્નાનોનાં **બૈરાં છોકરાંને જંગલમાં** કેદ **પકડીને** રાખતા એવો ખુલાસો વંદીદાદમાં આવ્યો છે. અને તેમની ટોળીઓને અવસ્તામાં **હએનને** નામે ઓળખ્યા છે. **હએનનો** અર્થ લશ્કર અથવા **શત્રુઓનું** સૈન્ય એવો થાય છે. આ શત્રુઓ સોમનો દારૂ પીને લડવા નીકળે છે. અવસ્તામાં આ સોમના દારૂને **અને** વસ્તુને ઘણી ધીકકારી છે. એ શબ્દને મળતો. **અહોમ** જેને આજે આપણે **હોમ** કહીએ છીએ. એ હોમ કરવાની ક્રિયામાં પાછળથી ઘણો ફેરફાર કરી નાંખ્યો છે.

વંદીદાદના નીચલા ફકરા ઉપરથી જણાય છે કે આ **સોમ** અથવા **અહોમ** તે જમાનામાંજ ક્રિયા હશે. એમ જણાય છે.

+ વંદીદાદ મુજબ જે ધણી અશો માણસ યાને **મજદયસ્નાન**ના **બાળકી** નાપાક દુશ્મનને **કુટેલો હોમ** અથવા પવિત્ર કીધેલો ખોરાક **આપે**. તો તે શત્રુઓની એક હજાર ઘોડેસ્વાર ફોજને **મજદયસ્નાનોના** **સંસ્થાનો** ઉપર ચઢાઇ આણવા માણસોને કપાવી નંખાવવા. અને ગાય ઢોરને ચોરાવી લઇ જવા કરતાં ઓછા ગુનાહ ભરેલું કામ તે કરતો **નથી**; આ વંદીદાદના ફકરાથી ઠરે છે કે કંઇ પણ પવિત્ર ભણેલી ચીજ યાને ખોરાક કોઇપણ પરકોમવાળાને આપવો નહિ અગર જો આપે તો સખ્ત શિક્ષાને લાયક ઠરે છે. વળી એકવાર **ઘણીજ** સખ્ત લડાઇ **શત્રુઓ સાથેની** જણાય છે. તેમાં મજદયસ્નાનોની ફતેહ થઇ છે. ને તે વિષે **જરતોસ્ત** ખોદાનો ઉપકાર **માનવાનો** ખુલાસો **મળે** છે. એ શત્રુવટ

+ વંદીદાદ પરગરડ ૧૮ ફકરો ૧૨

છેક છેલ્લા ગાથા સુધી રહેલા લાગે છે. ગાથા પછીની યશ્તોમાં પણ ઝગડો ચાલુજ રહેલો જણાય છે.

હવે જે **સોમ** અને આપણું **હોમ** એ વિષે ટુંકમાં જોશો તો આપણે **હોમથી** બોલીશું. આપણા પેગમ્બર જરતોસ્તની આગમજ પણ **પેગમ્બર** થઇ ગયા છે. એવું ખુદ અવસ્તા ઊપરથી જણાય છે. તેમાં પહેલો **ગૈયોમરદ,** બીજો **હુશંગ,** ત્રીજો **તેહમુરસ** અને ચોથો **જમશેદ** એ લોકોએ આપણા મહજબને ખીલવવાની ઘણી કોશીસો કરેલી છે. **હોમ** હતો એ **હોમ** ક્યારે થઇ ગયો તે ચોકસ નથી. પણ જમશેદના બાપના જમાનાની આગમજ તે થઇ ગયા હતો. એટલું સાબીત **થઈ** શકે છે. જમશેદના બાપ **વીવંગામે** એ પેગમ્બર **હોમને** યાદ કીધો છે. હોમ એક વઝદ છે. પણ અવસ્તામાં હોમનું બ્યાન જે મળે છે. તે પેગમ્બર દાખલનું બ્યાન છે. આ **હોમ પેગમ્બરજ** હતો. આ હોમ ગાલવાનો યા વેદમાં **સોમનો** રસ કાઢવાનો રવઇયો અસલમાં દાખલ થયો છે. હોમના જમાનામાં બેઉ શત્રુઓને બરાબર લાગવાથી બેઉમાં ફેરફેરથી કબુલ રાખેલો છે.

**જમશેદના** બાપ **વીવઘામે ફરેદુનના** બાપ **આથવયાંને** અને **જરતોસ્તના** બાપ **પોઉરૂશસ્પે** એ હોમ ગાળવાની ક્રિયા કરી હતી.

\+ જરતોસ્તને હોમે જવાબ આપ્યો કે **વીવડહાઓ** પહેલો માણસ છે જેને હાદમંદ દુનીઆ માટે મને નીચવી રસ કાઢયો હતો.

* **આથવીઅ** બીજો માણુસછે. જેણે મને નીચવી રસ કાઢયો હતો.

÷ **પોઉરૂશસ્પે** ત્રીજો માણુસ છે જેણે મને નીચવી રસ કાઢયો હતો.

**હોમ પીવો** એટલે હોમે બનાવેલાં લખાણમાંની ફીલસુફી અને જ્ઞાન પીવું. અવસ્તા મુજબ હોમનું મથક અલ્બુર્ઝ પહાડ ઊપર હતું તેમાંથી તેણે દીનની આગાહી મેળવાને તેણે ૩ દફતરો બનાવ્યાં હતાં જેમાંના બેનાં નામ + **પાજે** અને **બરેશ** છે હવે એજ નામોને મળતાં **પાપો** અને **પઇરીગા** નામના બે નામ અવસ્તામાંથી મળે છે.

**પાપો** અને **પઇરીગા** એ સખુનો ઘણાં ભલાં છે. **પાપો વચાઓ** તથા **પઇરીગા વચાઓ** તે **પાજે** અને **બરેશ** નામના તુકડાજ છે વળી **હુવચાઓનું** નામ પણ અવસ્તામાંથી મળે છે. અને તે હોમ

\+ યજશને હા. ૯ ફકરો ૪થો.

* યજશને હા. ૯ ફકરો ૭મો.

÷ યજશને હા. ૯ ફકરો ૧૩મો. +. શરોશયસ્તવડા કરદો ૮

પેગમ્બરનું ત્રીજું દફતર છે. આ ત્રણે નુસ્કોથી નકકી થાય છે કે **હોમ** પુરાતન જમાનાની માંથ્રવાણી પ્રમાણે તેમજ ડહાપણની રાહે ચાલનારી છે. વળી આજ કામમાં વધારે સાબીતી અવસ્તા પુરા પાડેછે. તે એમ કે ખુદ હોમનીજ સ્તુતીના લખાણમાં જણાવે છે કે એટલે કે જેઓ નુસ્ક ભણે છે. તેમને **હોમ** ડહાપણ શીખવે છે. એટલે કે જેઓ હોમનું બનાવેલું નુસ્ક ભણે છે તેએ ડહાપણવાળા બને છે તેમજ બીજે ઠેકાણે જણાવ્યું છે જે હોમે જરતોસ્તના જેવી ગાથા જબાન યાને કવિતામાં નુસ્ક બનાવ્યા હતા.

હોમના જમાનામાં + **કેરસાની** નામનો હાકેમ હોય એમ જણાયછે. તે કેરસાની હાકેમે એવો હુકમ કાઢયો હતો કે મારા મુલકમાં આજથી કોઇ પણ ભણેલા અથ્રોનાનોએ દાખલ થવું નહિ. હવે અથ્રોનાંનો તે આથ્રવન લોકો જે **હોમનો** રસ કહાડી ક્રિયા કરતા હતા. આ હોમની સામે તેણે જે ફરમાન કાઢેલું હતું. તેની સામે હોમે પોતાના બળથી ફતેહ કરી હતી. હાકમીના પ્યારથી છકી ગએલા **કેરસાંનીને** હોમે ગાદી ભ્રષ્ટ કર્યો હતો. તથા તેનું રાજ્ય છીનવી લીધું હતું. કારણ કે તે લોભીઓ હતો. કે હવેથી કોઇબી આથ્રવન દીનનો કોઇ પણ પેશ્વા મારા મુલકોમાં દીનનો ફેલાવો કરવા મુસાફરી કરે નહિ. * વળી હોમે આખરે તે કેરસાનીની પાદશાહી લઇ લીધી હતી. આ કેરસાની વિષે વેદમાં **કુશાનુ** નામ છે. આ ઉપરથી હોમનો જમાનો મળે છે. કેમકે વેદનો **કુસાની** અને અવસ્તાનો **કેરસાની** જે હોમના કાયદાસર ચાલનારને મોટો ગણેલો છે. હોમનો મજબ **મજદયસ્ની** છે. કેમકે તમામ જાદુગરો, પરીઓ, બદકાર, સરપની, સાંભની ખશલતના અને દુસ્મનોની સામે થવા માટે હોમની મદદ માગવામાં આવે છે. + વળી હોમ એક પેગમ્બરની સાથે પાદશાહ પણ હતો. તેમજ હોમ ઘરનો, મહોલ્લાનો, કસ્બાનો અને મુલકનો ધણી હતો.

ઉપરની સરવે બીના જોતાં હોમનો જમાનો ઘણોજ જુનો અને ખરોછે.

+ હોમ જે પાછલુ શરીર સમારસે અને હોમનુ મુલ જરવરકશ દરિયામાંછે.

અવસ્તામાં હોમને ૩ શબ્દથી જણાવેલો છે. ૧ અહોમેમ જાઇરીમ ૨ અહોમેમ ફ્રાષમીમ ૩ અહોમેમ દુરઓષેમ. આ ત્રણ શકિતઓથી જણાવેલો છે.

---

+ યજશને હા. ૧૧.

* યજશને હા. ૯ ફકરો ૨૪.

+ શાહનામું.

+ મીનો ખેરદ. ૯ મી પુર્શેસ.



# દેવ એટલે કોણ.



**દેવ** એ શબ્દ સંસ્કૃત છે. સંસ્કૃતવાળા દેવને ખોદા ગણે છે. દેવ એ શબ્દ રોશનીમાંથી નીકળેલોછે. સંસ્કૃતમાં **દીવ** એટલે પ્રકાશવું તે ઉપરથી **દીવો, દેવતા, દિવસ, દેવળ** એ શબ્દો નીકળેલા છે.

જરતોસ્તી દીન દેવથી વેગળી તે બરાબર રીતે સમજવાની જરૂરછે. આગળ આપણે જોઇ ગયા કે દુનીઆ પેદા થઇ ત્યારે બે મીનોઇ શકિત ઓ કામે લાગી હતી. એ બે મીનોઇ શકિતઓના હાથ નીચે બીજી નાની શકિતઓ હતી. નાશ કરનારી અંગ્રેમીનો શકિત હતી. તેના હાથ તળે બીજી શકિતઓ તે દેવને નામે ઓળખાતી હતી. હવે અંગ્રેમીનો તે **દેવ દેવોને** કહેવાય છે. જેને ઘણી ગમ તેમો અરદી બેહસ્ત યસ્તમાં સહેલાઇથી આપણે જાણીએ છીએ તેમજ વંદીદાદના ૧૯ મી પરગરડ માં પણ તેજ રીતે છે. વળી યજશનેના ૩૨માં હામાં જરતોસ્ત દેવોને કહે છે કે તમો તમમ દેવો તમારી તોખમ **અકોમનોથી** ધરાવો છો હવે જેમ સ્પેનતામીનો ફરેસ્તો વહુ મન છે. યાને બેહેમન છે. ત્યારે દેવોનો **અકોમન** છે. હવે જેમ **અકોમનને** દેવોનો સરદાર ઠરાવેલોછે. પણ અંગ્રેમીનોથી ઉતરતો છે. હવે આ **અકોમનના** ફરમાન બરદાર, ૪ પ્રકરણના ગણેલા છે. પહેલો માણસની સુરતનો, બીજો દરદ લાવનાર ત્રીજો નીતિ ખરાબ કરનાર અને ચોથો આબાદી ઘટાડનાર છે.

જે માણસો દરદોનો વધારો કરીને આબાદીને ઘટાડનાર યાતો નીતિનો બગાડ કરીને નાશ કરનાર એવાઓને પણ દેવ કહેવા. + યજશને મુજ જોહાકને દેવથી ઓળખાવેલો છે. કેમકે તે દુનીઆની ખરાબી કરનાર હતો અને એને ઉશ્કેરનાર અંગ્રેમીનો પોતે હતો. ત્યારેજ એણે ફરેબ ખાઇનો નાશ કરવા માંડયો હતો.

---

+ યજશને હા. ૯ ÷ આવાંયસ્ત

* વંદીદાદ પરગરડ ૭ તથા યજશને હા. ૯

* વંદીદાદ તથા યજશનેમાં ખુલ્લું છે કે જરતોસ્તના પેદા થવા પછી તણે જે જે દેવો માણસની સુરતમાં ફરતા હતા તેને જમીનની અંદર ઘાલી મેલ્યા હતા. ÷ વળી આવાં યસ્તમાં જમશેદ દુવા માગે છે કે દેવોની આબાદી હું કોહોતા કરૂં. આ ઉપરથી જણાય છે કે જમશેદના જમાનામાં પણ દેવને ઓળખતા હતા. જેજે સબબોથી યા વસ્તુઓથી દરદ યા મોત લાવનાર પણ દેવ કહેવાયછે. દરદ લાવનારથી મોતનું કારણછે. જો દરદનો વેલાસર ઉપાય નહિ થયો હોય. તો તેપણ દેવનુંજ કામછે. કેમકે વખતની આગમજ મોત નીપજે. તો તેને પણ સંભાળવું જોઇએ.

અરદી બેહસ્ત યસ્તમાં તો અનેક જાતનાં દરદોને દેવ કહેલા છે. તેથીજ તેને દૂર કરવાનો આપણે ઠરાવ છે. વળી અરદીબેહસ્તમાં દરદી માણસને એક જાતનું **મેસ્મેરીજમ** કરીને તેનાં દરદનું દુઃખ વીસરાવવાની મતલબ છે. વળી † વંદીદાદ મુજબ કબરસ્તાનમાં રહેનારા કેટલાએક દેવોની બીના આવેલી છે. તેની મતલબ એજ સમજવી કે તેમાંથી ખરાબ હવા કે બદબોથી દરદ પેદા થાય છે. વળી + મેહર યસ્તમાં **નજીસાહીને** દેવની રાહની લખેલી છે. વળી વંદીદાદમાં તો **૯૯૯૯૯** જાતનાં દરદો આ દુનીઆમાં પેદા કીધાં છે. એવું લખ્યું છે. એ દરદોમાંના કેટલાંએકના નામો વંદીદાદની ૨૦ તથા ૨૧ મી પરગરડમાં આવેલાં છે. એ દરદો ગોયા દેવ સમાન છે. એજ રીતે વંદીદાદની ૧૯ મી પરગરડમાં જરતોસ્તનો દીન ઉપરથી પાછો વાળવાને **બુઇતી** દેવે કોશીશ કરી હતી. તેજ રીતે એક ખરો રસ્તો છોડી આડે રસ્તે જનારને પણ દેવ કહેલો છે.

હવે ઉપર ૭ મી પરગરડ વિષે કહી ગયા કે કબર કરવાનો અતિ મોટો ગુનો છે. અને તે દેવનાંજ કામ છે. તે દેવથી ક્યાં ક્યાં દરદો ઉત્પન્ન થાય છે. તે જુઓ. કબરમાંથી જે ગંદકી નીકળે છે. તેમાંથી ઘણાં દરદો પેદા થાય છે. અવસ્તામાં **અખતી** એટલે **ફેલાતા રોગો, ગરેનું** એટલે **ગરમી** અથવા ખુજળીનો રોગ. **તનયુ** એટલે **તાપ. નેજશ** એટલે **દુબળાપણું. સારસ્તી** એટલે **માથાનુ દરદ** અથવા શરદીથી ઉત્પન્ન થતી તાપ. **અગોશતી** એટલે **સંધીવા.** આવા રોગો ફેલાવાથી બગાડ થાય છે. વળી પહેલવી પુસ્તકોમાં તમામ દુઃખ દરદોને દેવનાં નામથી ઓળખાવેલાં છે, અને તેને ઘણાં મીનોનાં **હમકાર** એટલે સાથી તરીકે જણાવેલા છે કેટલાંએકનાં નામ—૧ **જમસ્તાંન** ઠંડીનો દેવ. ૨ **અકોમન** એનું કામ બુરો વિચાર દાખલ કરી બુરાં કામ કરાવનાર

૩ **અંદરદેવ** એનું કામ ભલાંને ઠેકાણે બુરૂં કરાવનાર અને સારા કામથી પાછું ફેરવનાર છે. ૪ **સાવુંરદેવ** એનું કામ રાજની સામુ કે તંગી ફેલાવવાનુ છે. ૫ **નાઓંઘહથિદેવ** એનું કામ લોકોને નાસીપાસ કરાવવાનું છે. ૬ **તવરીચદેવ** એનું કામ વનસ્પતિમાં ઝેર દાખલ કરવાનું છે. ૭ **જઇરીચ** દેવ ઉપલાનો સાથી; સરવે ચીજોને ઝેરી કરનાર છે. ૮ **તરોમત** દેવ માણુસોમાં અભિમાન લાવનાર છે. ૯ **મીતોખત** દેવ જુઠાઈ ઉત્પન્ન કરનાર છે. ૧૦ **અરકશ** દેવ કીનો તથા અદેખાઇ ઉત્પન્ન કરાવનાર છે. ૧૧ **એશમ** દેવ એ ગુસ્સાનો દેવ છે. ૧૨ **વીજરેશ** દેવ ભલાં ગુજરેલાંઓનાં **રવાનને** ઇજા પહોંચાડનાર છે. ૧૩ **બુતક** દેવ માણુસને ચોંકાવનાર છે. ૧૪ **અકુસ્ત** દેવ દીનદારીથી ફેરવનાર અને એશમ દેવને રાજી રાખનાર છે. ૧૫ **જરમાન** દેવ નબળાઇ તથા બુઢાપો જલદી લાવનાર છે. ૧૬ **ચેશમક** ધરતીકંપ તથા પવન લાવી સુખમાં ધાત કરનાર છે. એ સિવાય સરવે મળીને ૪૧ ફ્રેસ્તાથી વિરોધી દેવનાં કામો છે.

જે સબબોથી આબાદીનો વધારો થવામાં હરકત પડે તે પણુ દેવ કહેવાતા હતા. જેમકે તીરયસ્તમાં કહે છે કે તીરયઝદથી વરસાદનું વરસવું છે. તો તેને હરકતનો કરનાર **અપઓશ** નામનો દેવ છે. જે વરસાદની જોઇતી આબાદાની કરવામાં હરકત પાડે તેને અપઓશ દેવ કહેલો છે. વળી ઉત્તરના પવનને નુકશાનકારક ગણેલો છે. એ પણુ ખરાબ શક્તિથીજ છે વળી જે મરદ પંદર વરસની ઉમરે પહોંચવા પછી સર્વે રીતે દીનની વાકેફી મેળવી ન હોય તેને પણુ બીગાડનો કરનાર ઠરાવેલો છે. આતશની ઉપર નહિ કાઠી મેલીએ તો આતશ બુઝાઇ જાય. આતશ બુઝાઇ જવાથી આબાદાનીનો ઘટાડો થઇ જાય છે. તેથી એને નહિ બુઝવવાની વંદીદાદ ૫રગરડ ૧૮મીમાં તાકીદ છે. અને બુઝાય તો તે કામનો કરનાર **આજીશ** દેવ કહેલો છે. હવે ટુંકામાં આપણે સમજવાનું કે જે ચીજ યા માણુસ આબાદી ઘટાડે તો તે ચીજ યા માણુસને દેવ સમજવો જોઇએ.

**હવે આપણે સાધારણ ગુનાહ ગણીએ છીએ.** આ ગુનાહ એજ દેવનાં **કામ છે.** જેમ માણુસો વૃધ્ધી કરવામાં જરૂરના ઉપાયો શોધે છે. અને નાસ્તીકને દુર કરવાનો ઉપાય કરેછે. તેમ નુરમંદ હોરમજદનો **આતશ**

---

† વંદીદાદ ૫રગરડ ૭

પણ એજ રીતે પોતે પોતાને બુજાવે નહિ તેને માટે વંદીદાદ ૧૮ મી ફ્કરા ૧૮-૧૯માં આતશ પોતાની નીચે મુજબ ઈચ્છા રાખે છે' ત્યારે રાતના પહેલાં હોરમજદનો આતશ ઘરના ઘરધણીથી નીચે મુજબ માગણી કરે છે. મારી મદદને માટે હે ઘરના ઘરધણી તું ઉઠ, કપડાં પહેર, બંને હાથ ધોઇ નાંખ, લાકડાં મેળવ, મારી પાસે લાવ, પાક અને સુકાં લાકડાંઓમાંથી તારા બંને ધોએલા હાથોથી તું મને રોશન કર. દેવના તરીકાવારો **આજીશ** મારી તરફ આવે અને મારો જીવ લેવાની યાને મને બુજાવી નાંખવાની કોશીશ ચાલુ કરે તે આગમજ તું મને રોશન કર.

હવે આતશ જેવી તુરી ચીજને પણ વૃદ્ધિ કરવાનો ઇરાદો છે. ઘટાડો કરવાનો ઇરાદો નથી. ત્યારે માણસ જાતને દેવને લગતાં કામથી દુર રહેવું સારૂં છે, વળી યજશનેના ૧૨મા હામાં જણાવે છે કે દીન જરતોસ્તીથી દેવ વેગળોછે.

ઉપલા યજશનેના ૧૨મા હામાં તંદુરસ્તીના નામથી પણ ઓળખીએ છીએ. તેનો સાર નીચે મુજબ જણાવીએ છીએ.

દેવોને હું વગોવી કહાડું છું. માજદીયસ્ની જરતોસ્તીજે દેવથી જુદા તરીકા વારી હોરમજદી બોધવાલો થવાને અને તે મુજબ જીંદગી ગુજારવાને હું એકરારકરૂં છું અમસાસ્પંદો એટલે હોરમજદના અમર તથા આબાદી કરનાર ગુણોની સ્તુતી કરનાર તથા અમશાસ્પંદોની આરાધના કરનાર થવાને હુરમજદ જે ખુ'ીવાળો, ડહાપણ ધરાવનારો તેનેજ તમામ નેક પેદાશનો પેદા કરનાર હું કબુલ રાખું છું. જે અશોઈવાળો, તેજસ્વી, ખુરેહમંદ અને ઉત્તમ ખુબી ધરાવનાર છે. તેનો પેદા કરનાર તેજ છે. એમ હું જે હોરમજદી જરતોસ્તીછું તે કબુલ રાખું છું. અશોઇ તમામ પેદાશને નેક રાહે ચલાવનારો કાનુન છે. તમામ રોશનીઓ સાથે મળેલા રોશન આકાશી ગોળાઓછે. હવે વંદીદાદ પરગરડ ૫મીમાં સવાલ કરવામાં આવેછે કે જરતોસ્તી દીન જે દેવથી જુદીછે. તે બીજી તમામ દીનો કરતાં કેટલી સરસ છે. આ સવાલનો જવાબ મળે છે કે જે મીશાલે **વોઉરૂકશ** દરીઆવ બીજા બધા દરીઆઓ કરતાં મોટોછે. તેટ.. દરજજે જરતોસ્તી દીન બીજી તમામ દીનો કરતાં મોટીછે. એક મોટું ઝાડ બીજા નાનાં ઝાડોને પોતાના છાંયામાં ઢાંકી નાંખેછે. તે મીશાલે જરતોસ્તી દીન છે. અને દેવોથી તદન નીરાળી છે. યજશનીના ૧૨માં હામાં પણ આ

તરેહનું લખાણ છે. તે એ કે જેટલી દીનો હાલ મોજુદ છે, તેમાં સર્વથી ચઢતી જરતોસ્તી દીન છે.

હવે આપણે દેવ એટલે શું સમજવું તે જોવું જોઇએ. દેવ એટલે નાશનું કારણ ઉત્તર તરફથી આવે છે. હમેશ આપણે ઉત્તરને નાશ કરનારી શકિતવાળું ગણીએ છીએ. એમાં શું ભેદ સમાએલો છે. તે આપણે સમજવું જોઇએ. જ્યાં **આફ્તાબ** હોય છે; ત્યાં દેવો યાને ખરાબ શકિતઓ ટકી શકતી નથી. એમ ખુરશેદ યસ્તમાં ખુલ્લું છે. ખુરશેદના ઉગવાથી તમામ બદી દફે થાય છે. હવે **મકર સક્રાંતિના** વખતથી **વિષુવવૃતની** લીટીની ઉત્તર તરફ ૨૩॥ અંશ આફ્તાબ ઉત્તર તરફ ફરે છે. વાસ્તે વિષુવવૃતથી તે છેક ૨૩॥ અંશ સુધીમાં જેટલા મુલકો આવેલા છે; તેટલા મુલકોમાં આફ્તાબ વરસના ચોકસ મહીનામાં એ વખત બરોબર માથે આવે છે. ૨૩॥ અંશથી ઉત્તરના મુલકોમાં કોઇપણ વખતે આફ્તાબ માથે આવતો નથી, પણ ઉગમણુ તરફથી ઉગી બરોબર માથે આવ્યાને બદલે દખ્ખણ તરફ નમતો આસમાનનો ઘેરાવો પુરો કરી પશ્ચિમ તરફ અસ્ત પામે છે. આ સબબથી ૨૩॥ અંશ યા દરજ્જાથી ઉપર આવેલા કોઇ પણ દેશમાં જો એક મકાન હોય તો તેની ઉત્તર તરફની દિવાલ અથવા બારી ઉપર વરસના એક દહાડો પણ તડકું પડે નહિ. જ્યારે તડકું પડે નહિ; તો તે તરફ હવા સાફ થાય નહિ. આપણે ઘર બાંધતી વેળા ઘરમાં તડકું પડે એવી રીતે ચો તરફ બારી બારણાં મુકીએ પણ ઉત્તરની તરફ ખુલ્લું રાખવું એ તનદુરસ્તીની બાબતમાં સારૂં ગણતા નથી. એ મીશાલે ૨૩॥ દરજ્જાની જેમ ઉત્તર તરફ જોઇએ; તેમ ત્યાં બપોરના બાર વાગતે આફ્તાબ બરોબર માથે આવી તે જગે દક્ષિણ દિશાએ વધારેને વધારે નમતો થતો જાય અને તેથી ઉત્તર તરફ દેવોનું જોર વધારે રહે છે.

ઇરાનની ઉત્તર તરફ તાર્તરીનો વેરાન અને રોગથી ભરેલો મુલક આવે છે. ત્યાંથી જ્યારે ઉત્તરનો પવન ફુંકે છે. ત્યારે તે પવન પોતાની સાથે તાર્તરીની બદ હવાના રોગો તાણતો આવે છે. એ સબબથી ઇરાનમાં રોગનું આવવું ઉત્તર તરફથી થતું હતું અને તેજ કારણથી ઉત્તર દિશાને **અવાખતરની** દિશા કહે છે, અને ગનામાંનોની દશા કહીએ છીએ.





# ઇરાનવેજનાં સંસ્થાનો, વંદીદાદના ૧૬ શહેરો અને તેનો આજની શોધખોળ સાથે મુકાબલો.



૧ વંદીદાદની પરગરદ ૧લીમાં પહેલું શહેર અવસ્તાનું **ઐરયનેમ વએજો** અવસ્તામાં + **ઐરયનેમ વએજો** સર્વથી પહેલું મથક **ઇરાનવેજ** હતું આ મથક સર્વે કરતાં પહેલું તેમ સર્વથી સરસ હતું. એની આગમજ આર્ય લોકનું કોઈ પણ મથક ન હતું. અને ભટકતી જીંદગી પછી પોતાના શહેર દાખલ જે મથક વસાવ્યું, તે ઇરાનવેજ હતું આ મથકમાં ખેતીવાડીનું કામ ચાલુ થવાથી તેની આબાદી વધતી ગઈ. માણસો લાંબી જીંદગી ગુજારનારા થયા. અને વસ્તી વધી પડવાથી શહેરની આસપાસ નવી જગાઓ પરાં દાખલ વધતી ચાલી. આ કામ જમસેદના જમાનામાં થયું. જે વેળા તેણે ત્રણ મરતબે જમીન વધારવાની બીના વંદીદાદમાં મળે છે. તેથી તે જમાનાના લોક સર્વે રીતે સુખી હતા. પણ ઇરાનવેજની ભૂમિ પર્વતોનાં ઉંચાણવાળી ખીણોમાં હોવાથી ત્યાં સખત ઠંડી પડતી હતી, વંદીદાદ મુજબ ૧૦ મહીના શીઆળો હોવાથી બરફ તેમજ વરસાદ, કરાં અને રેલ આવતી. અને ઘણી જાતની મુશકેલી પડતી. તેના બચાવ માટે **જમસેદે** ઇરાનવેજના મુલકમાં એક નવું શહેર વસાવ્યું. તે આજસુધી **જમસેદના વરને** નામે ઓળખાય છે. **જમશેદે** જમીન વધારી તે માત્ર ખેતીથીજ નહિ પણ ફતેહોથી પણ હોવી જોઇએ. અસલના યુનાની લખનારાઓ **આરીયના** નામના એક મોટા મુલકનું વર્ણન આપતાં લખે છે કે તેની હદ ઉગમણે સિંધુ

+ આ જગ્યાએ વંદીદાદ લખાએલો.

નદીથી આથમણે આજના ઇરાન દેશમાં ઉત્તર કેસ્પીઅન સમુદ્રના દક્ષિણ દરવાજા સુધી. દક્ષિણે **કરમાંનીયાના** પ્રાંત સુધી એક લીટી દોરીએ ત્યાં સુધીની છે. એની ઉપરાંત જો કે **કેખશરો** અને **ગુસ્તાસ્પના** અમલમાં વધારે આથમણુ તરફ ઇરાનની હદ વધી હતી. ઉપર જોયું તેમ **ઐરયનેમનએજો**
૨ બીજું શહેર વંદીદાદનું અવસ્તામો * **સુગદ** એ સુગદે તે **સમરકંદ** જણાવ્યું છે આ મથક ઇરાનવેજ શહેરની દક્ષિણે આવેલું હોવું જોઇએ તેની ઉત્તરે તો તે હોયજ નહિ કેમકે જ્યારે ઇરાનવેજમાં + વરસમાં ૧૦ મહીના ઠંડી હતી તો તેની ઉપર તો વધારે કકડતા શિઆળાની વકી રાખી શકાય ઇરાનવેજ પછી આ **સુગદ શહેર** બીજુંજ ગણાય છે ત્યારે એ શહેર દક્ષિણે અથવા દક્ષીણ અને પશ્ચિમ વચ્ચેના નૈઋત્ય કોણમાં આવેલું હોવું જોઇએ હવે સુગદ એ ગવનુ પાએતખ્ત છે અને ગવતે **સોગદી આનાનો** પ્રાંત છે જેના મુખ્ય શહેર દાખલ આજે સમરકંદ પ્રખ્યાત છે એ શહેર આજના તુર્કસ્તાન દેશમાં જીહુન નદીની ઉત્તરે અને સીહુન નદીની દક્ષિણે સુગંદ નામની એક નાની નદીના કાંઠાપર વસેલું છે **સુસ્તી** આ નદીને આજની જરફસાન ધારે છે પોતાના સુકા કાંઠાઓ ઉપરની રેતીમાંથી તેમજ પાણીમાંથી મળતી સોનાની રજકણોને આ નામે **જરફશાંન** એટલે સોનું પાથરનાર ઓળખાએ છે પણ સુગદ ઉપરથીજ **સોગીદ** યાને પ્રાંતનું નામ પડેલું જણાય છે જેની સરહદ ઉત્તરે **સીહુન** પૂર્વે **કોમેડોરમ** પર્વતો દક્ષિણે **જીહુન** અને પશ્ચિમે જાહુનના તાચા ડુંગરો જે તેની અને સીહુનની હદો સુધી લંબાય છે આજે તે **બોખારીઆને** નામે ઓળખાય છે જેમાં અવસ્તાવાળા પાયતખ્ત નામ જાળવી રાખવા **અલસુગદ** નામનું ગામ હજી હયાત છે. અને આજે જે રાજધાનીનું શહેર છે તેની પાસેજ છે જે આજે સમરકંદને નામે ઓળખાય છે અને તુરકી લડવૈયા તૈમુરલંગે તેને પેતાનું વડું મથક ગણવા પછીજ તે પાછું વખણાયું હતું. એર્શારયનોએ બલખની કેયાંની પાદશાહી આખર થઇ તે વેળા ગવ અથવા સોગદીયાના પણ તેમના હાથમાં ગયું હતું. જે પછી મીદ અને હખામના પારસીઓએ તેને જીતી લીધું હતું. વળી **કાઈરશે** મધ્ય એશીઆમાં પોતાની સર્વેથી ઉત્તરની સરહદ દાખલ

---

+ વંદીદાદ પરગરડ ૧.

* વંદીદાદ પરગરડ ૧લી ફકરો ૫

એ પ્રાંતને ઉત્તરે એક શહેર વસાવ્યું હતું. જેને યુનાનીઓ **કાઇપીરોપોલીશને** નામે ઓળખાવી ગયાછે. અને આજે તે ખોજંદને નામે ઓળખાયછે. **સોગાદીઆનાં** સાત મોટાં શહેરોમાંનું એક આજનું **ફરગાના** છે. જે આગળ ગાજાને નામે પ્રખ્યાત હતું. આજનું બોખારા પણ એજ પ્રાંતનું શહેર છે. જે આગળ **ત્રાઈએકત્રાનું** નામ ધરાવતું હતું એ શહેર પણ સમરકંદની પેઠે **સુગદ** નદીપર આવેલું છે. ૩ વંદીદાદનું ૩જું શહેર અવસ્તામો + **મોઉરૂ** યાને **મરવ** છે. આજે **મરવનું** શહેર દમ વિનાનું છે. અને તેને ઉત્તરના આજના તુરાનીઓ દાખલ ઓળખાતા **રશિઅનો** એ હમણાજ પોતાનું કર્યું છે. પણ છેક પુરાણા કાળથી તે ઇરાનીઓના હાથમાં હતું વંદીદાદમાં એ જગાને **બહાદુર** અને પાક કહેલું છે. પેશદાદ પાદશાહ **તેહમુરસે** આ શહેર વસાવ્યું હતું એમ **ડોકટર યુસ્ટી** પહેલવી લખાણને આધારે જણાવે છે જો એ વાત ખરી હોય તો જ્યારે મધ્ય એશીઆમાંથી છુટા પડેલા આર્યો **સુગંધ** પછી **મરવમાં** આવી વસ્યા **તેહમુરસ** તેમનો વડો હોવો જોઇએ. **મરવ** સુગંધની નઇઋત્ય ખુણે, બલ્ખની વાયવ્ય ખુણે અને તે એક મોટી નદીના કાંઠાપર છે. જેને **હરીરૂદ સુરઘાબ** અને બીજી ઘણી નદીઓ મળેલી છે અવસ્તા મુજબ વહાણો ચાલી શકે એવી આ નદી મોટી છે બુનદેશ મુજબ **અપારસેન** પહાડમાંથી આ નદી નીકળે છે જે એક મોટા સરોવરને મળે છે. **મરવ** આજે એક ગામડું છે. પણ આગળ તે એક મોટું શહેર હતું. તે તેના ખંડીએરો ઉપરથી જણાય છે. અને તે ખંડીએરોમાં એક બાગ સરખું અસલ હોય એમ લાગેછે. **સીરીઆ** દેશના પહેલા **એનટીયોકસે** પોતાના નામ ઉપરથી **એનટીયોકીઆ** નામે એક શહેર વસાવ્યું હતું જે આગમજ તેજ જગા ઉપરથી **સીકંદરીઆ** નામનું શહેર હતું આ **એનટીયોકીયા** હાલ મરવને નામે ઓળખાય છે. ત્યારે આજનું મરવ તો **સીકંદરીઆ** અને **અનટીયોકીયા** જગા ઉપર વસ્યું છે જો એ શહેર વંદીદાદ વાળા **અસલ મોઉરૂ** મરવની જગા અસલ શહેરની ગણી શકાય. મરવ ખાતે જઇ વસેલા અવસ્તાવાળા ઇરાની રહેવાસીઓ ઘણા બહાદુર અને ભલા હોતા એમ વંદીદાદ જણાવે છે.

૪ વંદીદાદ અવસ્તામાં + બાખદી **બલખબામી** એ વંદીદાદનું ઇરાની

+ વંદીદાદ પરગરદ ૧લી ફકરો ૬

+ વંદીદાદ પરગરડ ૧ લી ફકરો ૭

**મથક** હતું. જયારે આ શહેર અને તેને લગતા પ્રાંતમાં ઇરાની વસ્તી હતી. ત્યારે ત્યાં ઇરાની પાદશાહી ચાલતી હતી. અને બલખ તેનું પાયતખ્ત હતું એમ વંદીદાદમાં આવેલું છે. ઊંચા વાવટાવાળું એવી તેની સિફ્ત ઉપર કેટલાએક વિદ્વાનો મત આપે છે. શાહનામાં મુજબ **લોહરાસ્પ** અને ગુસ્તાસ્પ પાદશાહોનું આ પાયતખ્ત હતું તેમનાજ જમાનામાં બલખ વસાવેલું હોય એમ લાગતું નથી. **બુન્દહીશ** પેહલવીને આધારે તેહમુરસે આ શહેર પણ વસાવેલું જણાય છે. સુગંધીની બરાબર દક્ષિણે બલખ આવેલું છે. બલખબામીનો પ્રાંત આગળ બહુ નામાંચો ગણાઇ ગયો છે. **વરજીલ** મુજબ દુનીઆ સર્વથી માતબર મુલકોમાંનો તે એક હતો. યુનાનીઓ તેને **બેકત્રિયા** અને તેના પાયતખ્તને **બેકત્રાના** નામ આપે છે. તે ઉપરથી આજના લખનારાઓને **બલખ** નામ નવું લાગે છે, પણ ખરૂં જોતાં અવસ્તાના પુરાતન બાખધી નામ ઉપરથી બેકત્રા અને બલખ નીકળ્યા છે. ભૂગોળ શાસ્ત્રી મુજબ બલખનું અસલનામ **જરિયાસ્પ** હતું. અને તે **જરિયાસ્પ** અથવા બેકલ અથવા બલખ નદીપર વસેલું હતું બલખના લોકો કેયાંની પાદશાહોની હકુમત સુધી તો બહાદુર હતા. કેમકે **એસીરિયાના** પાદશાહ **નૈનસ** સામે તેઓ બહુ નામદારીથી લડયાં હતાં. મીદ--હખામંનની અને ગેસીડોનીઅન અમલ વખતે તેઓ ઈરાનને તાબે હતા. પણ સિકંદર પછી તેઓ સ્વતંત્ર થયા આસપાસના ઘણા મુલકો જીતી લઇ પોતાનું એક નવું રાજ્ય સ્થાપી બેઠા હતા. એકવાર તેઓ છેક હિંદુસ્તાનના ભિતરસુધી ચઢાઇ લઈગયા હતા મધ્યકાળમાં બલખ વખણાઇ ગયું હતું પણ આજે તેની અસલી મોટાઇનાં ખંડીએરો ૨૦ માઇલના ઘેરાવામાં તદન બેદરકાર પડેલાં છે તેની પડોશમાં **બદખશાંનનું** શાહેર છે તે **બલખના** લોકથી તે વસાવ્યું હતું આજે બી ત્યાં અને બીજા આસપાસના ભાગોમાં **તાજીક** નામના લોકો વસે છે જે મૂળ અસલી ઇરાનીઓ અને ત્યાર બાદ **મજદયસ્ની જરતોસ્તીઓ છે.**

૫ વંદીદાદનું ૫મું **શહેર** અવસ્તામો +**નિસયા** અસલી ઇરાનીઓનું પાંચમું મથક છે. એ મથક કયાં હતું તે નકકી કરવું કઠણ છે. કેમકે **નિસયા** નામની જગા એક નહિ પણ અનેક મળે છે. તેથી કઇ જગા નકકી હતી તે ચોકસ નથી. તોપણ આપણે ઉપલી ચાર જગાઓના વર્ણનોમાં જોતાં તેઓ એક એકની પાસેજ આવેલી છે. માટે **નિસય** શહેર

+ વંદીદાદ ફરગરડ ૧ લી ફકરો ૮ મો.

બલખની પડોશમાંજ હોય. એમ અટકળ બાંધી શકાય છે. વંદીદાદ મુજબ આ **નિસય** શહેરની જગા મુકરર કીધી છે. તે મુજબ આજના **નીશાપુર** તરફ તે આવેલી હોય. તે બાબે શક ઉભો થાય છે. છેવટે બલખ અને મરવ જાણીતાં શહેરો હતાં. અને તેમની પડોશમાં **નિસય** સિવાય વંદીદાદવાલાં પુરાણાં પુસ્તકમાં નિસયને બલખને અને મરવની વચ્ચે ઓળખાવ્યું છે. અને બલખની પશ્ચિમે અને મરવની નૈઋત્યે કેટલીએક મજલ દુર આવેલું છે. આ **નિસય** શહેર **ઓકસ** અથવા આજની **તેજન** નદીપર આવેલું હતું. અને **જીહુનના દરીઆની** એક શાખા ધારવામાં આવે છે.

૬ વંદીદાદનું અવસ્તામો **હરોયુ**–હેરાત યુનાનીઓ જે પ્રાંતને **આરીઆને** નામે ઓળખી ગયા છે. તે આ વંદીદાદનુ ૬ ઠું શહેર છે તે સરવેથી સરસ જગા છે. એ હખાંમની ભાષામાં એનું નામ **હુરીવ** છે. આ **હરીવ** ઉપરથી આજનું હેરાત નામ નીકળ્યું છે. જે નદીપર આવેલું છે તેનું નામ **હરીરૂદ** છે. આ નદી ઉપરથીજ શહેરનું નામ પડયું હતું. એ શહેર ઉપરથી આખા પ્રાંતને **હરોયુ** નામ મળ્યું હતું. વંદીદાદમાં એને પુષ્કળ પાણી ધરાવનાર કહ્યું છે. તે આ નદી ઉપરથીજ હોય કેમકે **હેરાત** એ નદીના લગભગ મૂળ આગળજ વસેલું છે. જ્યારે **હરી** નદી તો છેક મરવ સુધી ઉત્તરે બહુ લાંબી વહે છે. અને ત્યાં તેના અનેક ફાંટાઓ ભેગા થઇ દરીઆ જેવો દેખાવ થાય છે. પુરાણા કાળમાં વંદીદાદના જમાનામાં **હેરાત** તરફ બીજી બી નદીઓ અથવા પાણીના ચસમાં હોય.

**પામીશયન** પહાડોની ફળદ્રુપ ખીણોમાં હેરાત આવેલું હોવાથી તે પાણીથી ભરપુર હતું. અને દરેક વાતે આબાદી ધરાવતું હતું. મધ્યકાળમાં તે ખોરાશાનના મોટા પ્રાંતનું પાયતખ્ત હતું. હખાંમની જમાનામાં હરોયુ અથવા હેરાતનો પ્રાંત **આરયાને** નામે ઓળખાતો હતો. અને એ નામ ત્યાં વસતી **આરૈ** નામે પ્રજા ઉપરથી પડેલું કહેવાય છે. આ પ્રજા કોઇજ નહિ પણ વંદીદાદવાળું ૬ ઠું ઇરાની મથક સ્થાપનાર ઇરાનીઓજ હતાં. અને તે ઉપરથી ઉત્તરે છેક બલખથી તે દક્ષિણે સમુદ્ર સુધી, અને પૂર્વે સિંધુ નદીથી પશ્ચિમે ઝરાહ સરોવર સુધીનો આખો મુલક આરયસ્થાન **આરીઆનાને** નામે

ઓળખાયો હતો. **હેરાત** શહેર બી અસલી જમાનામાં **આરયાનેજ** નામે ઓળખાતું હતું. હેરાતને અગ્નિ ખૂણે આગળ **અશાક** નામે એક શહેર હતું. જ્યાં અશકાનીઓનો પહેલો પાદશાહ **અશક** અથવા **અરશક** તખ્તનશીન થયો હતો. અને ત્યાં ગ્નથુકનો બળતો આતશ રોશન રાખવામાં આવતો હતો. **તૈમુરલંગના** વખતમાં હેરાતની કીર્તિ ભારી હતી. એ હેરાતને તેની આસપાસ કોટ બાંધી લીધો છે. અને ફરતી ખાઇ ખોદેલી છે. અને કીલેબંધી કીધી છે. તેની વચ્ચોવચમાં **ચારસુ** નામનો ચાર દિશા દેખાડનારો ચોક છે. જેમાંથી શહેરની ચાર ભાગળો તરફ જવાના ચાર બજારો બાંધી લીધાછે. હેરાત હિંદુસ્તાનની ચાવી અને સરખો રસ્તો છે. માટે આજે પણ તે આપણું ધ્યાન ખેંચેછે. મધ્ય એશીઆ, રૂશીઆ, ઇરાન વગેરે સઘળા મોટા રસ્તાઓ અહીં ભેગા થાય છે. અને હિંદુસ્તાં ઉપર જો આજનો તુરાની **અફરાશીઆબ** યાને **રૂશીઆ** ઉતરી આવે તો તેને માટે હેરાતનોજ રસ્તો સહેલ અને સવળ છે. અંગ્રેજ સરકારે હેરાતને સ્વતંત્ર રાખી ઇરાનના હાથમાં જવા દીધું નહિ. અને પાછળથી અફગાનીસ્તાનમાં દાખલ થવા દીધું જો કે આગળ તે ખોરાશાંનના ઇરાની પ્રાંતનું પાયતખ્ત હતું તેનું કારણ આજના તુરાનના રશીઅન તુરાંની ટોળાંઓને હિંદ ઉપર તુટી પડતા દુર રાખવા માટેજ હતું. જે બાબે આગળ ચાલતાં તવારીખના વિષયમાં આપણે વિગતથી વાંચીશું. જુના વખતથી એક કહેવત છે કે જેના હાથમાં **હેરાત** તેના હાથમાં **ઇરાન**. અને જેના હાથમાં **હેરાત** તેના હાથમાં હિંદુસ્તાન.

૭ વંદીદાદનું અવસ્તાનું+ **વએકેરેત એ શીશતાંન—શીજીશતાંન** વંદીદાદનું આ ૭મું મથક હરોયુની દક્ષિણે આવેલું છે. તેના પાયતખ્ત દાખલ દુજક શહેર જણાવ્યુંછે. તે એજ નામે આજ સુધી હયાતી ભોગવતું આવેલુંછે. આ દુજક હીરમંદ નદી ઉપર વસેલું છે. જેને એખબર તવારીખવાળાઓએ **દુશખને** નામે ઓળખાવ્યું છે. વળી તે આજે જલાલાબાદને નામે પણ ઓળખાય છે. જે પેશાવરની પાસેના જલાલાબાદથી તદન જુદુંજ છે. પહેલવાન કેરશારપે અને તેના વંશના **નરીમાન** સાંમ; જાલ અને રૂસ્તમ જેવા આ મુલકમાં રહેનારા હતા. વંદીદાદ મુજબ **કેરશારપનું** મથક અહીંજ યાને વએકેરેતમાંજ હતું. અને શાહનામા મુજબ રૂસ્તમ અને તેના વડવાઓ સીશતાનમાં હાકમી ચલાવતા હતા. વળી દુજક શહેર વએકેરેતની રાજધાની ગણ્યું છે. અને એજ શહેર આજે

+ વંદીદાદ પરગરદ ૧ લી ફકરો ૧૦.

સીસ્તાનમાં આવેલું છે. એ સઘળાં ઉપરથી વએકેરત તેજ શીસ્તાંન અથવા **સીજીસ્તાંનનો** મુલક ઠરે છે. જેને યુનાનીઓ **દરાજીયાનાને** નામે ઓળખી ગયા છે, **કેરશાસ્પે** પોતાના જમાનામાં રિવાજ હતો તેમ **અરેદ્વીસુર અનાહીત** નામની પાણી ઉપરની મવકલ-યઝદની આરાધના **પિસ્સનડહુ-વરોઈશ** યાને **પીશીનની** ખીણમાં આરાધનાની બંદગી કીધી હતી. એમ અવસ્તા ઉપરથી જણાય છે. પીશીનની ખીણ આજે આપણને વધારે જાણીતી થઇ છે. જ્યાં સુધી આજે પારસીઓ મુંબઈથી ધંધાને અર્થે જઇ પુગ્યા છે. બલુચિસ્તાનની ઉત્તરે **કવેટા** શહેર જ્યાં બ્રિટીશ યાને અંગ્રેજની છાવણી છે. તેની નજદીક પીશીન આવેલું છે. તે હીરમંદ નદીની એક શાખા ઉપર વસેલું છે. અને આપણે ઉપર જોયું તેમ દુજક પણ હીરમંદ ઉપર છે. એ રીતે પીશીન દુજકથી ઘણું દૂર નથી. અને તેઓ બંનેને વએકેરત પ્રાંતમાં ગણીએ તો ખોટું નથી. આજના શિજીસ્તાંન પ્રાંતની ટુંકી હદની બહાર પીશીનની ખીણ આવેલી છે. બીજા મોટા નામીચા વિદ્વાનો કરતાં ડૉકટર **હાઉગનો** મોટો ટેકો મળે છે. એટલુંજ નહિ પણ **સપીગલ** અને **રિટર** જેવા ઓલમાઓ પણ તેની મદદમાં છે. શીસ્તાંનનો આખો પ્રાંત રેતાલ અને ઉજડ છે. ઉપલાં પ્રખ્યાત શહેર દુજકનો અર્થ પણ જો ખરેખર **દુજખ** કેમકે એ મુલકની આબોહવા સારી નથી. માત્ર મીઠી ઠંડી અને ફરરાખ નદીઓને લીધે આ મુલક વસવા જોગ છે. નદીની બંને બાજુએ બબે માઇલ જેટલા વિસ્તારની ઉપર ખેતી વગેરે થાય છે. અને તે પછી તો આજુબાજુ પહાડોની હાર ઉભી થાય છે. **હીરમંદ** નદી ૨૦૦ થી ૪૦૦ વાર જેટલીજ પહોળી છે. ઝરરાહનો સરોવર જેમાં તે ખાલી થાય છે. અને ઉનાળામાં તો સુકાઇ જાય છે. તે માછલી અને પક્ષીઓથી ભરપુર છે. તેમાં એક નાનો બેટ છે. તે ઉપર બાંધેલાં એક કિલ્લામાં લડાઈની ધારતી વેળા ખજાનો રાખવામાં આવતો હતો. શીશતાંન એકવાર **બહેરામખાનકયાંની** નામના મહમદીઆન સરદારના હાથમાં હતું.

૮ વંદીદાદનું અવસ્તામો + **ઉરવ** ( કાબુલ ) શહેર ઇરાનીઓનું આઠમું સરસ મથક હતું જેઓ વએકેરતને કાબુલ ગણવા માગે છે. તેઓ આ મથક કયાં હતું. તે ખુલ્લું દેખાડી શકતા નથી. પણ વએકેરેત તે શીશતાંન નકકી થવા પછી **ઉરવ**ને કાબુલ ગણવાનું સહેલ થઇ પડયું છે. વંદીદાદ આ મથક પુર ઘાસવાળું એવી ઉપમા આપે છે એટલે કે જે ઇરાનીઓએ પોતાનું મથક કીધું હશે તેને ત્યાં તેના

+ વંદીદાદ પરગરદ ૧લી ફકરો ૧૧

ગાય, ઢોર માટે પુરતા જથામાં ચારો મળી આવ્યો હશે. હવે આજે કાબુલ શહેર એવા પુર ઘાસચારાથી ખાલી નથી. કહે છે કે એ શહેરનું આજનું નામ જથાબંધ ઘાસ ઉપરથી પડયું છે. કોઈ કહે છે કે અસલમાં નદી ઉપર પુલ બંધાએ એટલું બધું ઘાસ મલતું હતું. અથવા ઘાસનો પુલ બાંધ્યો હતો. તે ઉપરથીજ તેનું નામ **કાહપુલ** યા **કાહઘાસ** પડયું હતું. અને પાછલી રીતે **કાબુલ** બની ગયું હતું. હવે આ પહોળું, બહોળું અને મોટું શહેર પુર ઘાસવાળું હતું. ફારસીમાં ઘાસને માટે **કાહ** શબ્દ છે. જેને ઉપલા **બુલ**ની સાથે મુકીએ તો **કાહબુલ** યાને ઘાસવાળી બહોળી જગા એવો અર્થ થાય છે. અને વંદીદાદમાં આવેલી ઉરવની સિફ્ત સાથ એ અરથ બરાબર મલતો આવે છે. એ રીતે **ઉરવ** તેજ કાબુલ એમ ઠરે છે. બુનદેશ પણ **ઉરવ** તે કાબુલ હતું એમ કહે છે. યુનાનીઓ કાબુલને **કેપિસસા** ને નામે ઓળખી ગયા છે. અને તેના વંશવાળાઓને **કાબોલેટી** કહે છે. ઉરવ અથવા કાબુલ એક સુંદર ખીણમાં આવેલું છે. જે આજે પણ ઘણી ફલરૂપ, તનદરૂસ્તીવાળી અને કુદરતી દેખાવોથી ભરપુર છે. અને હજારો મીઠા ઝરાવાળી ગણાય છે. આ અને એવીજ બીજી ખીણો ખેતીવાડીને કામની નથી. તેટલી ઘાસચારાથી આબાદ છે.

૯ વંદીદાદનું અવસ્તામો * **ખનેનત,** ખંદહાર, **વેહેરકાંન,** **ગોરગાન,** ઉપલાં નામ. હખાંમની જબાનમાં એટલે પાદશાહ **દારાયસ હિસ્તાસ્પીસના** યાદગાર લેખોમાં આ પ્રાંતનું નામ મળતું નથી. પણ જે પ્રાંતને ફીરદુશી ગોરગાન અને યુનાનીઓ **હીકેરનયાને** નામે ઓળખી ગયા છે. તે નામો અવસ્તાના એક શહેરના નામ ઉપરથી નીકળ્યાં છે. અને તે ખનેનત નામના અસલી ઇરાનીઓના નવમા સરસ મથકનું પાયતખ્ત વેહેરકાન છે. આ ઉપરથી જણાય છે કે **હીકેરનયા** અથવા ગોરગાંનના આજના પ્રાંતનું અસલી અવસ્તાઇ નામ ખનેનત હતું. ખનેનત તે આજનો કંદહાર પ્રાંત હોવો જોઇએ. કંદહાર તેજ ખનેનત છે. આપણે છેક ઇરાનવેજથી જોતા આવ્યા છીએ કે ઇરાની સંસ્થાનો અત્યાર સુધી એક પછી એક અને એકેકની દક્ષિણે અથવા આજુબાજુ વસતાં ગયાં હતાં. પણ છેલ્લાં ઉરવ યાને કાબુલના સંસ્થાન પછી ખનેનતનું થયું તે જો વેહેરકાન અથવા ગોરગાંનનું હોય તો તે કાબુલની પડોશમાં નહિ પણ મરવ અને નીસય (નીશાપુર) ની પશ્ચિમે

* વંદીદાદ પરગરદ ૧લી ફકરો ૧૨

આવેલાં સંસ્થાનોથી પણ વધારે આથમણે છેક **કેસ્પીઅન** સમુદ્રના દક્ષિણ કાંઠાપર જાય છે. હવે કાબુલથી આટનું બધું દૂર હોય નહિ. કદાચ એમ બન્યું હોય કે **અસલ મરવ** અને **નીસયમાં** જે સંસ્થાનો સ્થપાઈ ચુક્યાં હતાં ત્યાંથી કોઇ નવું સંસ્થાન **વેહેરકાન** તરફ ગયું હોય પણ એ અનુમાનને ટેકો મળતો નથી. હવે આ ખંદહાર પ્રાંતમાંથી આજેબી એક નદી વહે છે. જેનું નામ **ઉરગનદાબ** છે. આ છેલ્લું નામ વેહેરકાન ઉપરથી નીકળેલુંછે ડૉ. **હાઉગ** સાબીત કરેછે. વેહેરકાન નુ ફારસીમાં ગેરગાન થયું આ શબ્દોમાંનો પહેલો ગ નીકળી ગયો અને છેલ્લો **દ** વધ્યો જેથી **ઉરગાનદ** થયું. અને એ નામ એક નદીનું હતું. માટે તેની જોડે આબ શબ્દ ઉમેરાયાથી **ઉગરનદાબ** બન્યું. આ દલીલોને આધારે આપણેબી **ખનેનત**ને ખંદહાર ગણશું. ઉપલી નદી ઉપર **ઉરગનદાબ વએકેરત** શીશતાંન વાળી મોટી નદી હીરમંદની એક શાખા છે. અને તેના જેવુંજ ફળદ્રુપ છે. ખંદહારના પ્રાંત એટલા માટે રસાળ છે. પણ તે બીઆંબાંનથી ઘેરાએલો છે. યુનાનીઓ અને રૂમીઓ **ખંદહારને** ઓતોરસ્યાના અથવા દરૂશને નામે ઓળખી ગયા છે. બલખથી દક્ષિણ જતાં અને ઇરાનથી હિંદુસ્તાન આવતાં **ખંદહાર** માર્ગમાં આવે છે. માટે એ શહેર આજેબી કેટલીક અગત્ય ધરાવે છે. એક કહેવત છે કે જેના હાથમાં હોય કાબુલ અને ખંદહાર તેના હાથમાં હોય ઇરાન વળી જેના હાથમાં હોય કાબુલ અને ખંદહાર તેના હાથમાં હોય હિંદુસ્તાન વળી જેના હાથમાં હોય કાબુલ અને કંદહાર તેના હાથમાં હોય રૂશીઆ. અસલ આપણા ઇરાની રાજ વખતે એવું કહેવાય છે કે હેરાત અને કંદહાર કિલ્લાની કુચી અને તાળું. સુનાનું હતું. અને કુચી રૂપાની હતી.

૧૦ વંદીદાદનું દશમું અવસ્તામાં * **હરખઇતી** અથવા **હરઉવતીશ** અથવા **સરસ્વતી** ઇરાનીઓનું આ દશમું મથક તે આજનું કયું શહેર અથવા પ્રાંત તે નક્કી કરવું કઠણ છે સંસ્કૃત સરસ્વતી છે પણ સરસ્વતી તો એક નદી છે માટે હરખઇતી પણ એક નદી અથવા નદીથી થએલો ફળદ્રુપ થનો મુલક હોય તો તે કયાં હતો તે મુકરર કરવું કઠણ છે હખાંમની જબાનમાં એ નામને મળતો **હર ઉવતીશ** નામનો મુલક જાહેર છે જે પાદશાહ **દારાયસે** જીત્યો હતો યુનાનીઓ જેને **આરાકોશીઆને** નામે ઓળખી ગયા છે તેજ આ હરખઇતી હતો જો તેમ

* વંદીદાદ ૧લો ફકરો ૧૩

હોય તો એ પ્રાંત હિંદુસ્તાનની આથમણે લગોલગ આવેલો હતો અસલના **પારથયન** અથવા અશકાની લોકો એ પ્રાંતના રહેવાશીઓને ગોરા હિંદુ કહેતા હતા કેમકે તેમની ચામડીનો રંગ બીજા હિંદુઓ કરતાં સફેદ હતો ઉત્તરે ખંદહાર, દક્ષિણે પીશીન, પૂર્વે હિંદુસ્તાન અને પશ્ચિમે સીસ્તાંન સરદો વચ્ચેનો આ મુલક હતો આ ઉપરથી જણાય છે કે તે છેલ્લાં ઇરાની સંસ્થાન ખનેનતા(ખંદહાર)ની લગોલગનો મુલક હતો તેમાંથી એક નદી વહે છે તેનુ આજનું નામ જુદું છે અગર જો હરખઇતી(સરસ્વતી)નદી એજ હોય તો આપણે અજબ થઈશું નહિ મોટી હીરમંદ નદીની તે શાખા છે અને તે ખોજેહ અમમાના પર્વતોની હારની નીચેથી વહે છે પીશીન શહેર પણ એજ નદી ઉપર આવેલું છે હરખઇતી ખાતેના ઇરાનીઓમાં પાછળથી પોતાની લાશને અવલ મજલ પહોંચાડવાના અસલી રિવાજને બદલે દાટવાનો રિવાજ દાખલ થયો હશે કેમકે વંદીદાદમાં તેનો ઇસારો મળે છે( ૫રગડ ૧લી ફકરો ૧૩ )જેમ વંદીદાદમાં હરખઇતીને સોહામણી કહી છે તેમ વેદમાં સસ્વતીને પણ ચળકતી કહી છે આ હરખઇતી તેજ સસ્વતી છે, એમ જણાય છે. કેમકે તે હિંદુસ્તાનમાં દાખલ થએલા બરમા આર્યોની ગંગા જેવીજ પવિત્ર નદી હતી બીજું હિંદુ આર્યની એક સરહદ હતી જ્યાં હિંદુ મથક કરી રહ્યા હતા આ સઘળું વર્ણન **ડોસન** વિદવાન આપે છે અને તે જણાવે છે કે હીન હિંદુ મથક હતું અને ત્યાંના લોકોમાં લાસને દાટવાનું વંદીદાદમાં જે ફરીઆદ છે તે આ પંજાબમાં દાખલ થવા આગમજ સરસ્વતી ખાતે મથક કરી પડેલા બ્રાહ્મણ લોકોએ દાખલ કરી હતી અહીંથી ઇરાનીઓ અને હિંદુઓ વચ્ચે ધર્મ સંબંધી ઝઘડાની આગ સળગતી ચાલેલી જણાય છે.

આગળથી ચતો આવેલો થોડો થોડો મતભેદ આ ઠેકાણે ઘણો વધી ગયો હતો. આમ હોવાને સબબે લાશને દાટવાનું ના ફરમાન વંદીદાદમાં જણાવેલું છે.

૧૧ મુ ÷ ૧૧ વંદીદાદનું અવસ્તામો **એતુમંત** યાને હીરમંદ વંદીદાદનું મથક હતું. વિદ્વાનો એકમત થાય છે કે આ જગા હરખઇતીની પશ્ચિમે આવેલી હતી. પહેલવી શરેહ કરનારાઓએ **હુએતુમંતને ઇતોમદ** લખે છે. અને યુનાનીઓ **ઈતિમાંદર** નામે જે નદી ઓલખી ગયા છે. તે હીરમંદજ ઠરે છે. હીરમંદ નદી **ઝોરાહ** નામે સરોવરમાં ખાલી થાય

÷ વંદીદાદ પરગરડ ૧ લી ફકરો ૧૪

છે જે વળી હામુનને નામે પણ ઓળખાય છે. પહેલવીવાળાઓ એને **ઝરેહ** કાંશુ યાને કાંશુનો દરીઓ ગણી ગયા છે. જે ઉપરથી આ **ઝરેહ**ને નામે પણ ઓળખાય છે. **હરખઈતી** અનેવએકેરેતની વચ્ચે આ **હુએતુમંતનો** પ્રાંત વંદીદાદ પ્રમાણે આવેલો હતો. આજે બી ઉગમણ ઇરાનના પ્રાંતમાં સર્વેથી ફળદ્રુપ અને સર્વેથી અગત્યનો આ જીલ્લો ગણાયછે

૧૨ મું શહેર ૧૨ વંદીદાદનું અવસ્તાનું +રગા અથવા રએ ઇરાની વડવાઓનું જે સંસ્થાન વંદીદાદમાં બારમું ગણાયું છે. તે રગ અથવા રએ છે. અવસ્તામાં અસલ **મીડયા** દેશમાં રગ નામનું શહેર હતું. જેને યુનાનીઓ **રગીશ** નામે ઓળખી ગયા છે. તથા ફીરદુશીએ **રએનું** નામ આપ્યું છે. આ સંસ્થાનનો એક પછી એક નજદીકનીજ જગામાં વસેલાં ગણીએ તો તે રગ નામની જગા **હુએતુમત** અથવા હરખઇતીની પડોશમાંજ હોય. કેમકે ૧૧ મું સંસ્થાન **હુએતુમત** પછી ૧૨ મું રગ એટલું દુર પશ્ચિમે આવેલું તે મનાય એમ નથી. અવસ્તા વાણીને આધારે અને યુનાની તથા બીજા લખનારાનો ટેકો લઇને નક્કી કરસું કે રગનું સંસ્થાન છેક આથમણે **કેસ્પીઅન** સમુદ્રના દક્ષિણ કાંઠાપર હતુ. અને તેને વસાવનાર **હુએતુમતથી** નહિ પણ નજદીકના સંસ્થાનવાળાઓએ વસાવેલું જણાય છે. રગની ઇશાન ખુણે નીશયનું અને અગ્નિ ખુણે એક તરફ **હરોયુ** તથા બીજી તરફ વએકેરેત જણાય છે. અવસ્તામાં આ મથક જાબજા પ્રખ્યાત થયું છે. વંદીદાદમાં તેને ત્રણ તાએફાવાળું કહ્યું છે. કેટલાક લોકો તેને ૩ ગામડાં અથવા કસ્બાવાળા કહે છે. એ રએમો **અઝરત જરતોશતનો** જનમ થયો તે શહેર હતું અને ત્યાંના રહેવાશીઓને તેણે ત્રણ ટોળાંમાં વહેચ્યાં હતાં જેમકે ધર્મગુરૂ, સિપાઇઓ, અને ધંધાદારીઓ પણ આ ત્રણ ટોળાં વિષે ખાતરી પૂર્વક જણાતી નથી. જરતોસ્તે પોતાનો મઝહબ ફેલાવે તે આગમજ રગ અથવા રએ હયાત હતું. જરતોસ્ત સામે લડનારાઓ રએના રહેવાશીઓ હતા. અને પાદશાહ ગુસ્તાસ્પે જરતોસ્તી મજહબ અખત્યાર કર્યા પછીજ રએમાં એ ધર્મ ફેલાયો હતો. અમને લાગે છે કે રએમાં ત્રણ ટોળાંવાળાં તાએફા જઇ વસ્યા હશે. તે ઉપરથી વંદીદાદમાં ૩ ટોળાં અથવા ૩ ગામડાંવાળું રએ કહેલું છે. રએ શહેરનો દરજ્જો ઘણો મોટો છે. જ્યાં જરતોસ્ત પેગમ્બરની ગાદી સાચવનારા વસતા હતા. જેઓ જેમ દીનના ચલાવનારા તેમજ રાજ્યના બી ચલાવનારાજ હતા.

+ વંદીદાદ ફરગરદ ૧ લી ફકરો ૧૬

બેબીલોનની ફતેહ જે જરતોશત નામના ધણીએ કરેલી આજે જાહેર થઈ છે. તે આ રએના જરતોસ્તી સંસ્થાન ખાતેનોજ જરતોશત્રો તેમો હોય. જરતોશત્રો તેમો યાને જાયનશીન ગુરૂઓ છેક સાસાની તખકકાના છેલ્લા પાદશાહ યઝદજરડ શહેરીઆરના અમલ સુધી રએમાં રાજપાટ અને દીનને લગતી હકુમત ચલાવતા હતા. એમ **યાકુત** નામે એક આરબ લખી ગયો છે. તેનાજ જણાવ્યા મુજબ **દંબાવંદ** નામનો રએ પ્રાંતમાં એક કિલ્લો છે. જે બહુ પુરાણો અને મજબુત છે. ૩૦૦૦ કરતાં વધુ વરસનો તોપણ તે હજુ હયાત છે. જરતોસ્તી મઝહબનો વડો ગુરૂ **મસમોગાન** થઇ ગયો તેનો એ કિલ્લો હતો. યુનાની લખનારાઓ મુજબ **રઘીયાના** નામના પ્રાંતમાં **રઘ** મોટું શહેર હતું. અને તેના નામ ઉપરથી આખા પ્રાંતને તેજ નામ મળ્યું હતું. **સેલ્યુકસ** નીકેટરના હાથમાં એ શહેર ગયા પછી તેણે તેના પોતાના વખતના નામ ઉપરથી **યુરોપસ** નામ આપ્યું હતું. આજના તહેરાન શહેરની માત્ર એક બે મૈલ દક્ષિણે આ પુરાતન શહેરનાં ખંડીઅરો પડેલાં છે.

૧૩ વંદીદાદનું અવસ્તાનું + શહેર **ચખર** ( ચરખ, ચેહરમ ) નામથી જાણીતું છે. વંદીદાદનું આ ૧૩મું શહેર છે. જે આજે ખોરાસાનમાં આવેલી કંઇએક **ચખર** નામની જગા સાથે મળતું આવતું હોવાથી **ડૉ. હાઉગ** તેમજ બીજાઓ એજ જગાને ગોઠવે છે પણ ફીરદુશી જે શહેરને **ચેહરમ** અથવા જે **હરમના** નામથી ઓળખાવી ગયો છે. આ ઉપરથી ફકત એટલું જણાય છે કે અસલ મથક ચરખના લોકો પ્રથમ ઘણા બહાદુર અશો હતા. પણ પાછળથી તેઓ લાસને આતશમાં બાળવા લાગ્યા હતા. આ બાળવા ઉપરથી જણાય છે કે તે પાછળથી બીજા તાએફાવાળા હોવા જોઇએ.

૧૪ ) વંદીદાદનું અવસ્તાનું શહેર + **વરેન** અથવા **ઘીલાન** આ ૧૪ મું સરસ મથક વંદીદાદમાં ચાર ખુણાવાળું એવે નામે ઓળખ્યું છે. એક મહમદીઆન આ શહેરને **વરામીન**ને નામે ઓળખાવે છે. કે તેમાં બાંધેલો એક પુરાણો કિલ્લો આજે બી બચેલો છે. જેને ચાર ખુણા છે. આ રીતે અવસ્તાના લખાણ સાથે મળતું આવેછે. વળી એજ પ્રાંત સાથે

---

+ વંદીદાદ પરગરડ ૧ ફકરો ૧૭

+ વદીદાદ પરગરડ ૧ લી ફકરો ૧૮

વંદીદાદ મુજબ પાદશાહ ફરેદુનનો સંબંધ બતાવે છે. એ પાદશાહ પોતાના બેટા ઇરજને વકી આ શહેર બાંધ્યું હતું. બીજા લખનારાઓ એ શહેર વિષે ઘણો મતફેર આપે છે. પણ આ સઘળા મતફેરનો ફડચો ખુદ અવસ્તા વાણીજ ઉપરથી આવી જાયછે. વંદીદાદ મુજબ **વરેનમાં** **જોહાકને** મારનાર **ફરેદુન** પેદા થયો હતો. શાહનામા પ્રમાણે **ફરેદુને** આ શત્રુને **એલ્બુર્ઝ** પર્વતને લગતા **દેમાવંદ** કોહનામે ડુંગર ઉપર કેદ કીધો હતો. આ ઉપરથી ઠરે છે કે **વરેનમાંજ** અથવા તેની લગોલગ પડોશમાંજ એલ્બર્ઝ પર્વત અથવા દેમાવંદ કોહવાળી ટોચ હોવી જોઇએ. વરેનમાં બુરા લોક વસતા હતા. જેમનો સરદાર **જોહાક** હતો. તેને મારવાને **ફરેદુને** વરેનમાંજ જન્મ લીધો હતો. ઉપર જે બુરા લોકો વરેનમાં હતા. તેઓના જેવાજ આસપાસ બુરા લોક વસતા હતા. તેને અવસ્તામાં **માજનય** જેને **માજનય નામ દેવ નામથી** આપણે જાણીએ છીએ.

**માજનય** તે **માજનદરાંન** છે. એ માજનદરાંનની પડોશમાં દેમાવંદ કો હતોજ આ બે નીશાનીઓ મળવાથી ડૉ. **હાઉગે** સંતોષકારક અટકળ કરી કે **વરેન** તે આજનો **ઘીલાન** પ્રાંત છે. આ વાત જાણવા જોગ છે કે **ફાઇલોલોજીને** કાયદે **વરેન** અને **ઘીલાન** એકજ છે. જેમકે વ, ગ, ર અને લ એક બીજા સાથે ફેરબદલ થાય છે. તેમ **વરેનનું** **ઘીલાન** થઇ ગયું છે. હવે માજનદરાનના લોકોને બદ ચાલના જણાવ્યા છે. તે આજની વર્તણુંકથી પણ ખરૂં પડે છે. ડૉ. **ગ્રૈગર** કહે તે મુજબ તેઓ બહુ જનુની અને પહાડી લોકો હતા. અને **ઘીલાનના** ફળદ્રુપ મુલકોમાં ઠરીઠામ થયા હતા. **ઘીલાનના** દેવો **ફરેદુનના** **જમાનામાં** અને માજનદરાનના દેવો કેકાઉશના વખતમાં જાણીતા થયા હતા. માજનદરાનના મુલકો તરફ ઇરાનીઓએ મથક કીધેલું જણાતું નથી.

૧૫ વંદીદાદનું ૧૫ મું મથક અવસ્તાનું * **હપત હિન્દુ** સીંધવ વંદીદાદનું ૧૫ મું સરસ મથક આ નામ ધરાવે છે. જેને માટે લખ્યું છે કે તેની હદ અથવા વિસ્તાર પૂર્વથી પશ્ચિમ હિંદુસ્તાન સુધીનો છે. હવે આ **હપત હિંદુ** તે આજના પંજાબ દેશને ગણવામાં આવે છે. પણ પંજાબમાં તો પાંચજ નદીઓ છે. અને હપતહિંદુ સંસ્કૃત મુજબ સપ્તસિંધવમાં તો સાત નદીઓ છે. તેમજ વંદીદાદ મુજબ **હપત હિંદુ** તે હિંદુસ્તાનનો ઉગમણથી આથમણ સુધીનો મુલક છે. પંજાબવાળી પાંચ નદીઓ ઉપરાંત ગંગા અને જમના નદીઓ સાથે લેતાં ઉગમણે

---

* વંદીદાદ ૫રગરદ ૧ લી ફકરો ૧૯.

બંગાળથી આથમણે પંજાબ સુધી મુલકને વંદીદાદે નામ આપ્યું હોય. સપતસિંધવનો અર્થ સાત નદીઓનો થાય છે. વેદમાં એ નામ વારે ઘડીએ વાપર્યું છે. વેદમાં આ સાત નદીઓનાં જે નામો આપ્યાં છે તેમાં આપણને ટેકો મળે છે

ડૉ. ડૉસન કહે છે કે આ સાતે નદીઓ નીચે મુજબ હતી.

| | યુનાનીઓ. | આજે વપરાતાં નામો. |
|---|---|---|
| ૧ ગંગા | ... ... ગેનજીસ ... ... ... | ... ગંગા ... ... ... |
| ૨ યમુના | ... જમોનીસ ... ... ... | ... જમના ... ... ... |
| ૩. સરસ્વતી | ... (હરખઇતી) આરાચોટસ | ... લોરા ... ... ... |
| ૪ શુતુદ્રિ | ... હિસૈદુરસ ... ... ... | ... સતલજ ... ... |
| ૫ પરૂષણી | ... ... ... ... ... | ... ... ... ... |
| ૬ મરૂદ | ... વર્ધા (ઇરાવતી) હૈદારવટીશ | ... રાવી ... ... ... |
| ૭ આરજીકીયા | (વીપાસા) હૈફારીસ ... | ... બ્યાસ ... ... ... |

હવે પ્રો. **વિલ્સન** પરૂષણી તે ઇરાવતી તે આજની રાવી અને યુનાનીઓની હૈદાવટીસ છે. પણ ઉપર જણાવેલી વીગત મુજબ **મરૂદ વરધા** તે ઇરાવતી છે. કેમકે તેને અસીકની **યુનાની એક સેનીશ ચંદ્રભાગા** અથવા આજની ચીનાબ અને વિતસ્તા યુનાની **હેદાસીપસ** આજની જેલમ સાથે મળતી કહી છે. તેમજ મહાભારતમાં અને વળી પુરાણોમાં આ સાતે નદીઓનાં નામો હેરફેર છે. પણ ત્યાં ગંગાનું નામ સિંધુ જોડે સઘળે આવે છે. આ ઉપરથી એમ લાગે છે કે **હપતહિંદુ** તે માત્ર પંજાબની પાંચ નહિ પણ પંજાબથી બંગાલ સુધીના મુલકની સાત નદીઓ છે. પંજાબમાં અસલ નીચલી સાત નદીઓ હતી ૧ સિંધુ, ૨ વિતસ્તા, ૩ અસીકની, ૪ પરૂષણી, ૫ વિપાસા, ૬ શુતુદ્રી અને ૭ મી કુભા **( સિંધુ સાથે )** અને ૬ઠ્ઠી શુતુદ્રી **(વિપાસા સાથે)** જોડાઈ ગયાથી બાકીની પાંચ રહી ગઈ છે. અને તેઓ આજે સતલજ, બિયા, રાવી, ચીનાબ અને જેલમને નામે ઓળખાય છે. પંજાબની નદીઓમા સર્વેથી મોટી સિંધુ છે. ઉપલી વધારે કહેવાની મતલબ એ કે વંદીદાદ મુજબ **હપત હિંદુનો** મુલક પંજાબનોજ નહિ પણ આખો પ્રદેશ સમાએલો છે. આ બહોળો પ્રદેશ હિદું આર્યોના વડવાઓએ વશ કર્યો હતો. હપત હિંદુનું મથક બીજાં સર્વે કરતાં મોટું હતું. અને ત્યાં જે કાફલો ગયો તે **હરખઇતી**ના ૧૦ મા મથક ખાતેથી ગએલો હોવો જોઇએ. કેમ જે

એની પડોશમાંજ છે. વળી **હરખઈતીનું** નામ પણ વેદમાં **સરસ્વતી** દાખલ આવેલું છે. જ્યાં લોકોને ભુમિદાહ કરવા માંડી હતી.

૧૬ વંદીદાદનું ૧૬ મું અવસ્તાનું + શહેર **રંગા અથવા રસા** અસલી ઇરાનીઓનું વંદીદાદ મુજબ રંગા અથવા રસા સર્વેથી છેલ્લું સરસ સંસ્થાન રંગા નદીનું જણાવ છે. આ જગ્યા કયાં આવેલી છે. એ બાબે વિદ્વાનોનો જબરો મતફેર છે. એક વિદ્વાન આ નદીને **સિંધુ** તો બીજો **સીહુન** તો ત્રીજો રૂશીયા દેશની ઉપર જાય છે. ઉપલી ઘણી તરેહની બીનાને પડતી મુકીને આપણે છેવટ ઉપર જોઇએ. આપણા વંદીદાદવાળું ૧૬મું મથક તે **વેદીકરસા** નદી તેજ **રંગા** છે. માટે રસા નદીવાળા મુલકની શોધ થવી જોઇએ. **હારમેસ્ટ** તેને કલ્પિત ધારે છે પણ **વીનડીશમાન** નામનો વિદવાન રંગાને સિંધુ નદી ગણે છે. પણ વેદમાંના જે શ્લોકની આગળ નોંધ કરી તેમ **સિંધુને** યાદ કીધી છે. કે સાતે નદીમાંની આ નદી સર્વેથી ઝડપવાળી છે. આ ઉપરથી ખુલ્લું જણાય છે કે **રસા** તે કંઇ સિંધુ નથી. પણ રંગાની જગા **હપ્તહિનદુનિ** નજદીકમાંજ હોવી જોઇએ. **ફાઇલોલોજીને** કાયદે વંદીદાદની રંગા તેજ **વેદીક** રસા છે. માટે રસા કયાં છે તેનીજ શોધ થવી જોઈએ. અને રસાની શોધ હિંદુસ્તાનમાં **હપ્તહિનદુ** તરફ કરવી જોઇએ. ડૉ. **વીનડીશમાન** પોતાની અટકળમાં વધારે વાજબી ઠરે છે. તેના જણાવવા મુજબ **શિંધુને** રસા ગણવા માગે છે. પણ એવું જણાય છે કે રસા એક મોટી નદીની નાની શાખા છે. અને તે નદી સિંધુજ છે. વળી **લોસન** એવું નકકી કરવા માંગે છે કે સિંધુના ઉગમણુ તરફના ફાંટાઓમાંનો એક આ રસા નદી છે. તે એવું સાબીત કરવા માગે છે કે + ઋગ્વેદના છેલા ગંગા અને જમના જેવી પાછળ થી નદીઓનાં નામો આવે છે અને તેઓ કરતાં વધારે વાર **સરસ્વતી** નદીનું નામ આવે છે. તથા સરસ્વતી નદીને ગંગાના જેવીજ પવિત્ર ગણી છે. માટે ઋગ્વેદનો મોટો ભાગ રચાએલો હશે. અગરજો ગંગાને જમનાને તીરે જઈ વસ્યા પછી ઋગ્વેદ બન્યો હોત તો તેમાં સરસ્વતી ને સિંધુને બદલે તે નદીઓનાં નામ વારેવાર સ્તુતિ પામતે ઘણા ઘણા મત ફેર પછી આપણું ૧૬મું છેલ્લું મથક રંગા નદીના કાંઠાપર હતું

+ વંદીદાદ પરગરડ ૧લી ફકરો ૨૦

+ તારીખે શાહ ઇરાન

જે નદીના હપ્તહિંદુના ૧૫માં સંસ્થાનથી દુર હોવી નહિ જોઇએ માટે રંગા નામનું વંદીદાદનું ૧૬મું શહેર સિંધુની એક શાખા ઉપર હોય એમ જણાય છે. આ વિષે ઋગ્વેદમાંથી મળે છે. તે ઉપરથી પંજાબની ઉગમણે રંગાનું ૧૬મું મથક થયું હતું જે પછી હિંદુઓ આગળ ક્યાં ક્યાં વધ્યા તે વંદીદાદમાં નથી. પણ અથરવેદ અને શતપથ બ્રાહ્મણોમાં આ નીપજાઓ લંબાઇ છે જે સાથે આ ઠેકાણે આપણે કામ નથી. કેમકે ઇરાન વેજનાં સંસ્થાનો હપ્ત હિંદુ અને રંગા આ સોલ શેહરો પછી બી આગલ વધેલા છે કેમજે આપણુને બીજા અવસ્તાઓથી જણાયછે





# અવસ્તા જમાનાની ભૂમિ, પહાડ અને દરીઆઓ.

આપણા પાક અવસ્તામાં અસલી **પેશદાદ** અને **કયાંની** પાદશાહત વેળા કેટલાંએક શહેરો, નદીઓ, દરીઆઓ, સરોવરો, પહાડો અને મેદાનોના નામો આવે છે. અને તેઓમાંના કોઇ કોઇના તો ટુંક વર્ણન પણ મળે છે. એ બાબે થોડો ખુલાસો ઉપયોગી જણાશે.

ઇરાન દેશને લગતાં સંસ્થાનોની તેમજ અવસ્તા વાણીના જમાનામાં જણાયલા ઇરાન દેશની ભૂમિ જાત જાતના ફેરફારથી ભરપૂર જણાય છે. તે રસાળ હતી તેમ ઉજડ અને રેતાળ હતી. તે પહાડી અને લીલોતરી વાળી હતી. તેમાં વિશાળ નદીઓ ન હતી. તોપણ નાની નદીઓ નાળાંઓ, સરોવરોથી તે ખાલી ન હતી. વળી તેની આસપાસ દરીઆ આવી રહેલા હતા.

હવે ઇરાનવેજ અને તેની જોડેના અવસ્તાના ૧૬, મુલકો ઉપરાંત અવસ્તામાંથી બીજા ઘણાએક નવા મુલકોનાં નામ મળે છે. એ સઘળાને આપણે ઇરાન અથવા ઇરાનવેજ નામ આપીએ તો એ આખા દેશમાં તુરાન, સૈરીમ, સાઇની અને દાઇની ભાગો આવેલા છે.

આ ઉપલા ૪ મુલકોને અવસ્તામાં યાને ફરવરદીનયસ્ત ॥ કરદા ૩૧ માં નીચે પ્રમાણે કહેલું છે. અવસ્તા **તુવેરીઅનામ દખીઓનામ નરામ** નારીની ફરવષીને આરાધીએ છીએ. **સૈરીમનામ નરામ** નારીની ફરવષીને આરાધીએ છીએ. **સાઇનીનામ નરામ** નારીની ફરવષીને આરાધીએ છીએ. **દાહીનામ નરામ** નારીની ફરવષીને આરાધીએ છીએ. વળી તુરાનને અવસ્તા મુજબ **તુઇરય** નામથી ઓળખીએ છીએ, ભલાં અને ભુડાં વચ્ચે જેટલો અંતર છે; તેટલો ઇરાન અને તુરાન વચ્ચે આજે હજારો વરસથી ચાલી આવેલો છે. આજે તુરાન છે અને તુરાનીઓ પણ છે. તેને રૂશીઆ અને રૂશીઅનો નામથી ઓળખીએ

છીએ. ઇરાનની તવારીખ વાંચીશું તો તેમાં ઇરાનનો મહાભારત શત્રુ હોય તો તે **તુરાન અને રૂશીયા** છે. ત્યાંના રહેવાશીઓ મૂળ જંગલી અને લુટારા હતા. તેઓના પર જ્યારે ભુખમરો પડે ત્યારે તેઓ હજારો અને લાખોની સંખ્યામાં દક્ષિણના ફળદ્રુપ દેશોમાં ઉતરી પડતા હતા. તેમના એવા દરોડાથી ઇરાને પેશદાદ, કયાંની, મીદ, હખામંની, આશકાની અને સાસાંની જમાનાઓમાં તેમજ મહમદીઆનના જમાનામાં ઘણું ખમ્યું છે. સૈરીમનો મુલક તે કાસ્પીઅન સમુદ્રની આથમણ દિશા અને પોલાડ દેશની ઉગમણ દિશા વચ્ચે બહોળો મુલક ગણાયો છે. પણ અવસ્તા જમાનાનું સૈરીમ તેનો સામેશયાજ હોય તો તે માત્ર કેસ્પીઅન અને કાળા સમુદ્રની વચ્ચેનો મુલક હોવો જોઇએ. કેમકે છેક યુરોપ સુધી અવસ્તાવાળાઓની નજર ગએલી લાગતી નથી.

શાઇનીનો મુલક બરાબર ચોકસ ઠરતો નથી પણ દંતકથાને આધારે આ મુલક ઇરાન અને તુરાનની પડોશમાંજ હતો. અને તે **પેશદાદ** પાદશાહોનાં તાબામાંજ હતો. કેમકે શાહનામા મુજબ **ફરેદુન** પાદશાહે પોતાના ત્રણ બેટાઓને આ ત્રણે મુલક વહેંચી આપ્યા હતા.

દાહીનામ ઘણું મજબુત જણાય છે. છેક અવસ્તા વાણીના જમાનાથી આજસુધી હજારો વરસો ગુજરવા છતાં એ નામ બદલાયુ નથી. જૂહુન નદીની બહુ દક્ષિણે કેસ્પીઅન સમુદ્રના અગ્નિ ખુણે આ મુલકને મુકી શકાશે અવસ્તાના જમાનામાં પણ અહીં **સકીથ** જાતના કોઇ તુરાની ટોળાંઓ વસતાં હતાં.

વળી અવસ્તામાં **પએસનંગ** અને **હુવારેજેમ** નામની જગાઓની નોંધ મળે છે. જેઓ આજની **પીશીનની** ખીણવાળો અને બીજો **ખોરાસીમયા** ખોરાસાનનો ઉત્તરે આવેલો **ખવારેજમનો** મુલક છે. **આઇશકત** અને **પોઉરૂત** નામની જગાઓ મળે છે. **પોઉરૂત** એક પહાડ કે પહાડી જગા હોય એમ લાગે છે. વળી **કંગદેશ** નામની જગાઓનો ઇશારો મળે છે. **કંગદેશમાં** પેસુતને પોતાના ૧૫૦ ચેલાઓ સાથે હયાત છે. એમ ઇતિહાસ જણાવે છે. અવસ્તામાં **કંગદેશને બનવી** કહે છે. તે પુરાતન બેબીલોન છે. અને કંગદેશ એક પહાડી કિલ્લો જણાય છે. અને શીયાવસ પાદશાહે બાંધેલો જણાય છે, એક બીજી જગા **કિનથરતદુઝત** નામની છે, જેનો અર્થ ખરાબ જંગલ કહેવામાં આવે છે. બીજા વિદ્વાનો એને સફેદ જંગલ કહે છે. તેને ખરેખરૂં હયાત જંગલ ગણે છે. **ગુરતાસ્પ** અને **અરજાસ્પ** વચ્ચે

લડાઇ થઇ હતી તે એજ જંગલ હતું. અવસ્તા જમાનાના સમુદ્રોનાં નામ મળે છે. અવસ્તામાં વોઉરૂકષ એને પહેલવીમાં ફ્રરાંહકંત તે આજનો કેસ્પીઅન સમુદ્ર છે. અવસ્તામાં પુઇતિક એને પહેલવીમાં પુહાતીક તે હાલનો એરલ છે. અવસ્તામાં કાંસુ એને પહેલવીમાં કયાંસીહ તે ઝરેહ અથવા હામુન છે, છેલ્લો કાંસુ તે કાંઇ દરીઆ નહિ પણ એક સરોવર છે. અવસ્તા ઉપરથી બીજાં સરોવરોનાં નામ નીચે મુજબ મળે છે.

૧ ચએચસ્ત તે આજનું ઉરમીઓ. ૨ ફ્રરજદાનવ તે આજનું શીશતાન ૩ હુસરપ ચએચસ્તથી ૧૫૦ મૈલ દુર છે. ૪ વંગજદાઓ એની જગા મુકરર થઇ નથી. ઉપલા સરોવરો પછી ૪ નદીઓ નીચે મુજબ છે.

૧ ÷ અરે દુઇશુર અનાઇતી તે આજની જીહુન અથવા ઓકસસ ગણાય છે બુનદેશ મુજબ એની લંબાઇ ૧૫૮૦ માઇલની જણાય છે.

૨ રંગા વેદની રસા એ પંજાબની પૂર્વે સિંધુ નદીના ઊગમણ ફાંટાઓની ગણાય છે.

૩ વિતંગુ દાઇતી તે કયાં હતી તે ચોકસ નથી.

૪ વેહ દાઇતી ઇરાન વેજની મોટી નદી જીહુન અથવા તેની એક રસીલી શાખા જરફશાન છે. * જીન દેહરોદ નદી ઈસ્પહાન શહેરમાં છે આ નદીને અવસ્તામાં યાદ કીધી છે જ્યારે કાવા યાને કાવા નામનો લોહાર જોહાકને પકડવા ગયો ત્યારે જીન દેહરોદ નદી પાર કરીને ફ્રરેદુનને લાવી તખ્ત ઉપર બેસાડયો હતો.

આપણા પાક અવસ્તા વાણીમાં જેટલું પહાડોનું વર્ણન છે તેટલું દેશો, શહેરો, નદીઓ અને સમુદ્રોનું નથી. અવસ્તાના જે ભાગ વિશે બોલીએ છીએ તે રશને યસ્ત અને જમયાદ યસ્ત છે

અવસ્તા—+ યતચિત અહિ રશનવો અપાઉમ ઉપ હરાંમ બેરેજઇતીમ પોઉરૂશ્રએ ઊર્વેએસાંમ બામ્યાંમ યથ્ર નોઇત ક્ષપ નોઇત તેમાઓ નોઇત અઓતોવાતો નોઇત ગરેમો નોઇત અખિતશ પોઉરૂ મહરકો નોઇત આહિતીશ દએવોદાત નએધ દનમાંન ઉસજસઇતી હરઇમયો પઇતિ બરેજયાઓ.

---

+ આવાંયસ્ત.

* જરહેહ અફ્રસાર.

+ રશને રત યપરદો ૧૬ ફ્રકરો ૨૩

**અર્થ**— ચલકાટ વાલો અલબુર્ઝ પાહાડ જેની આસપાસ ઘણા સેતારા ગરદેશ કરે છે તથા જે તરફ રાત અંધારૂ થંડો પવન ગરમ પવન પુર મરકીવાલી બીમારી તથા દેવની પેદા કીધેલી ગંદકી હોતી નથી તથા જે અલબુર્ઝ પાહાડ ઉપર ધુમસ પોહોચતું નથી. એ બધી સિફત વાળા અલબુર્ઝ પાહાડ તરફ અગરજો અએ રસ્ને ઉંચાઇ હોએતો ત્યાંથી હમો તારા નામનું સ્મરણ કરીએ છીએ.

તેમાં જણાંવ્યા મુજબ ૨૨૪૪ પહાડો છે તેમાં ઘણાક પાદશાહોનાં નામ આપ્યાં છે પણ આ જગાએ આપવાની જરૂર નથી. પણ મુખ્ય ઇરાની પાદશાઓમાંના થોડાએકની ટુંક વિગત જણાવીશું અવસ્તામાં કહેલા **હુરબેરજઇતી** તે **એલબુર્ઝ** છે તેમાં જણાવ્યા મુજબ **એલબુર્ઝ** ઘણો ઉંચો બુલંદ પહાડછે આજે તેનીઉંચાઇ ૧૮૦૦-થી ૨૦૦૦૦ ફરશંગની મપાયેલી છે **કોકેશશ** અથવા **કોહોકાફની** તે ઉંચી ટોચ છે એ સદા બરફથી ઢંકાઇ રહે છે જે રઘ બુનદેન મુજબ **મનુષ** નામના જે પહાડ ઉપર **મીનોચેહેર** પાદશાહનો જનમ થયેલો તેનું નામ છે.

**વાઇતીગએશ** બુનદેશ મુજબ **બાંદગીસ** આજનો હેરાત વાળો પર્વત એનો મુલક બહુ ફળરૂપ છે રૂશીઅનોને હાથ ગએલો અફઘાન કસઓ **પંજદેહ બાદગીસ** પ્રાંતમાં છે.

**ઉપઇરીસએન** યાને **અપારસેન** પહાડોની એક મોટી હાર છે કે જેમાંથી હેરાતવાળી **હરીહિરમંદ** મરવવાળી મુરગાબ અને બલ્ખ વાળી દરીઆ દરેજ નદીઓ વહે છે એલબુર્ઝથી ઉતરતી આ પહાડોની હાર ગણાયછે. હવે **અસનવંત** આ પહાડ ઉપર પાદશાહ કેખુશરોએ **આદર ગોશેસપ** નામનો આતશ રોશન કીધો હતો. કેમકે ત્યાં તેણે બુતપરસ્ત લોકો ઉપર મોટી ફતેહ મેળવી હતી. ચએચસ તેના સરોવરની પડોશમાં અને બહમન દેજનો જે કિલ્લો ઉપલા પાદશાહ કેખશરોએ જીત્યો હતો. આ પહાડ ત્યાં આવેલો મનાય છે. ઉપલું સરોવર **આજર બાઇજાનમાં** આવેલું આજનું ઊરમીઆ છે **હમદલ્લા મુશતફી** નામે એક મહમદીઆન લખનાર ઉરમીઆનું બીજું નામ **ચેગેસ્ત** આપે છે જે **ચએચેસ્તેનું** હોય એમ ખુલ્લું જણાય છે **રએવંત** બુનદેશનો **રેવંદ** જે ઉપર પાદશાહ ગુસ્તાસપે **આદરબુરજીન મેહર** નામનો આતશ રોશન કીધો હતો પણ તે આગમજ તેણે જરતોસ્તી મઝહબ પોતાના આખા પાદશાહી ખાનદાનમાં કબુલ રાખ્યો હતો. આ પહાડ ખોરાસાનમાં આવેલો છે.

હુકઇરય બુનદેશનો હુગાર એલબુર્ઝની મોટીહારનું આ એક શીખર છે. અરે દુઇશર નદી એ પહાડ ઉપરથી વહીને વેરૂકશદ રીઆને મળતી હતી. એલબુર્ઝની નીચી ટોચ ઉપરથી બરફ પીગળી પ્રથમ હુકઇરય ઉપરના એક સરોવરમાં ખાલી થતો. ત્યારે તે સરોવર ભરપુર થઇ તેમાંથી જે નદીઓ વહેતી તેમાંની અરેદુઇશર સર્વેથી મોટી હતી. બુનદેશના આ વર્ણન ઉપરથી હુકઇરય ઉપર ઉરવીશ નામનું સરોવર હતું. તેમાંથી ઉપલી નદી વહેતી હતી એમ લાગે છે. એથી આપણને અરેદુઇશુર અનાહતી વિષે આ એક જાણવાજોગ વાત અજવાળામા આવે છે. તે એક તે એક મોટા પહાડી ધોધનું બાળક યાને દરીઆથી ઉતરતો પહેલો દરજ્જો ધરાવનાર તે અરેદુઇશુર છે. આ અરેદુઇશુર અનાહતી નદીના આપણે બંદગી કરીએ છીએ. એ સર્વેથી મોટી અને એલબુર્ઝના પાણીના ધોધનું બાળક છે. તે દરીઆથી ઉતરતી પંકિતમાં પહેલી છે. આ નદી વિષે આવા યસ્તમાં ઘણું ઘણું જાણવાનું મળે છે. એલબુર્ઝ ઉપરનું બરફ તેનું પાણી હુકઇરય ઉપર પડી ઉરવીસમાં ઝીલાઇને તેમાંથી અરેદુઈસુર નીકળતી હતી. બુનદેશ મુજબ આ નદી ૫૦૦૦ માણસપુરની ઉંચાઇએથી વહેતી હતી. તેનો ભેદ એજ કે આ ધોધ એટલો ઉંચો હોવો જોઇએ. વળી આ હુકઈરયને પામીર તરફ લઇ જઈ મુકવા માંગે છે. અને આરદરી સાથ ઓકસસને સરખાવે છે એમ જો હોય તો એલ્બુર્ઝની હારને પૂર્વ તરફ અતિ ઘણી લંબાવવી પડે, જો સઘળા છુટી છુટી હારોને એલ્બુર્ઝની હારો ગણીએ તો એ પ્રખ્યાત પહાડની હારનો પારઆવેજ નહિ. હવે દેમાવંદ અવસ્તામાં આ નામ મળતું નથી.

પણ બુનદેશમાં અને પાજંદ આફરીનમાં આ પહાડ જાણીતો છે. આજે તેની ઉંચાઇ ૧૮,૫૦૦ થી ૨૦,૦૦૦ સુધીની ગણાય છે. આ એલ્બુર્ઝની એક ઉંચી ટોચ છે. અહિં ફીરેદુન જોહાકને કેદ કીધે હતો. એમ બુનદેશમાં તથા ફરદુશી જણાવી જાય છે. આ ઉપરાંત * અરવંદ, ખનવંત, ઉપદરેન, અરેજુર, વગેરે જાણીતા છે. એઓના નામ સિવાય વધારે જાણવાનું આ પહાડોને લગતી ભૂમીઓ વિષે સહેજ જાણવાનું મળે છે.

અવસ્તા મુજબ તે જમાનામાં જાણીતી ભૂમિને સાત ભાગમાં વહેંચી હતી. ૧ અરજહી. ૨ સવહી, ૩ ફરધફશુ, ૪ વીદધફશુ, ૫ વોઉરૂબરેસ,

---

* ખુરશેદની નીયાએશ તથા યજશને

૬ વોઉરૂજરેશત, અને ૭ ખનીરથબામી. બુનદેશ મુજબ આ સાતમો **ખનીરથબામી** વચ્ચે આવેલો છે. બાકીના તેની આસપાસ ફરતા આવેલા છે. ઉતરે **વોઉરૂબરેશત** અને **વોઉરૂજરેશત** છે. દક્ષિણે **ફ્રદફ્શુ** અને **વિદધફ્શુ** છે. પશ્ચિમે **અરજહી** અને પૂર્વે **સવહી** અવસ્તામાં આ વિષે જાણવાનું મલે છે. પણ ખનીરથને માટે જણાય છે. કે તે ખંડ ઘાસ ચારા, ખોરાકીની વસ્તુઓ અને સુખાકારીથી ભરપૂર છે.

આ સાત ખંડો વિષે અવસ્તા ૧× યતચિત અહી રપનવો અષાઉમ ઉપ કરષવરે યત **અરેજહી**—અરથ—અગર જો તુ અએ રશનેરારત **અરેજહી** નામના કેશવર તરફ હોયતો ત્યાંથી હમો તારા નામનુ સ્મરણુ કરીએ છીએ. તથા તુને વખાનીએ છીએ.—અવસ્તા—૨ ÷ યતચિત અહી રપનવો અષાઉમ ઉપ કરષવરે યત સવહિ.—અરથ—અગર જો તુ રશનેરાસ્ત શવહિ નામનાં કેશવર તરફ.—અવસ્તા—૩ + યતચિત અહી રપનવો અષાઉમ ઉપ કરપવરે યત ફ્રદધફ્શુ.—અરથ—અગર જો તુ અએ રશનેરાસ્ત ફ્રદધફ્શુ નામનાકે શવર તરફ.—અવસ્તા—૪ ‡ યતચિત અહિ રપનવો અષાઉમ ઉપકર ષવરે યત વીદધફ્શુ—અરથ—અગર જોતું અએ રશનેરાસ્ત વીદધફ્શુ નામના કેશવર તરફ હોએ—અવસ્તા—૫ * યતચિત અહે રશનવો અષાઊમ ઉપકરષવરે યત વોઉરૂ બરેશશતિ અરથ—અગર જો તું અએ રશનેરાસ્ત વોઉરૂ બરેશતિ નામના કેશવર તરફ હોએ—અવસ્તા—૬ ÷ યતચિત અહીં રપનવો અષાઉમ ઉપકર ષવરે યત વોઉરૂ જરેશતી—અરથ—અગર જોતું અએ રશનેરાસ્ત વોઉરૂ જરેશતી નામના કેશવર તરફ હોએ—અવસ્તા—૭† યતચિત અહી રપનવો અષાઉમ ઉપ કરષવરે યત ખનિરથેમ બામીમ—અરથ—અગર જો તુ અએ રશનેરાસ્ત આએ ચલકતા ખનિરથ નામના કેશવર તરફ હોએ તો ત્યાંથી હમો તારા નામનુ સમરણુ કરીએ છિએ તથા તુને વખાનીએ છીએ.

× રશનો યસ્ત કરદો ૨ ફકરો ૯
÷ રશને યસ્ત કરદો ૩ ફકરો ૧૦
+ રશને યસ્ત કરદો ૪ ફકરો ૧૧
‡ રશને યસ્ત કરદો ૫ ફકરો ૧૨
* રશને યસ્ત કરદો ૬ ફકરો ૧૩
÷ રશને યસ્ત કરદો ૭ ફકરો ૧૪
† રશને યસ્ત કરદો ૮ ફકરો ૧૫



# સગ યાને કુતરો તેની અગત્ય અને વંદીદાદની પરગરડ ૧૩મી વિષે.

આપણા જરથુસ્તી ધર્મમાં કુતરાંને અતીશે માન આપેલું છે. તેમજ બીજી કોમવાળાઓ પણ કુતરાંપર અતિશે પ્યાર રાખે છે. અને તેની માણસના જેટલી બરદાસ કરવાની રીત જાહેર છે. કુતરાંને ઘણાં અગતયનાં કામ કરનારા ગણેલા છે. વંદીદાદ મુજબ કુતરાની જાત કેટલી જણાવેલી છે વંઘહુાપર, વોહુનજગ, તઉરૂન, જજુ, વીજુ, સુકુરૂન, રૂઉરૂપી, ધ્વસપાન, પેસુપાંન, પસુશહઉરવ, વેશહઉરવ, ચેથ્રાચશમ. વીગેરે છે. આ જાત આપણા ધર્મ પ્રમાણે છે.

આ સગ યાને કુતરાંને અવસ્તામો દુઝકનાં નામથી બી જણાવેલો છે. હવે આપણે પહેલાં જોઇએ કે કુતરાને શા માટે દાદાર અહુરમજદે પેદા કીધા છે. તે વિષે * દાદાર અહુરમજદ કહે છે. કે ઓ જરથુસ્ત હું કે જે હોરમજદ તેને ગાય ઢોરના વાડાઓના બચાવને માટે પોતાના વસ્તર યાને કુદરતી ઢાંકણ સાથનો પોતાનાં જોડાં સાથનો તિક્ષણ સુંઘવાની ઇંદ્રિયો તેજ દાંતવારો માણસની સાથે દોડનારો કુતરો પેદા કીધો. યાને હાડમંદ દુનીઆમાં હું જે હોરમજદ તેને મોટા જોરાવર શરીરના કુતરાંને પેદા કીધાં. સબબ કે જ્યારે તે કુતરો ગાય ઢોરના વાડાઓને માટે તપાસ રાખનાર હોય.

દાદાર અહુરમજદ કહે છે કે ઓ સૌથી પવિત્ર જરતોસ્ત જ્યારે તે કુતરો સાવધ અવાજનો હોય, ત્યારે ચોર અથવા વરૂ તે મોહલ્લાઓમાંથી પશુ અથવા કંઇ માલ મીલકત લઇ જઇ શકે નહિ. આ ઉપલા બે ફકરામાં કુતરાને પેદા કરવાનું કારણ જણાવે છે. હવે કુતરાની પહેલી જાત અવસ્તામો વંઘહુાપર છે. એને માટે ૧૩ મી પરગરડના બીજા ફકરામાં જણાવે છે કે વંઘહુાપર એ કુતરો સ્પેનતામીનોની પેદાશ છે તેને સંભાળનાર અને અંગ્રેમીનોની સામે થનાર છે. એજ પરગરડના ૩ જા

* વંદીદાદ પરગરડ ૧૩ ફકરો ૩૯--૪૦

ફકરામાં કહે છે કે **વંઘહાપર** પહોળાં માથાં વાળો, કાંટાદાર તે કુતરાને જે મારે તેને મારવાના બદલામાં ૯ પેઢી સુધી મારતું રાખે છે, અને ચીનવતપુલ પસાર કરવો મુશકેલ પડે છે. હવે આ **વંઘહાપર** કુતરો જેની નિશાન પહોળાં માથાંવાળો કાંટાદાર એ કુતરો ઘણું કરીને ઉંચી જાતવાળાં અને મોટા ખાલવાળાં હોવાં જોઇએ. કેમકે આપણે જોઇએ છીએ કે હલાલ નોકરી ભલી છે. તેમ એવાં હલાલ કુતરાં પણ નિમકહલાલ કરનાર છે.

હવે **વોહુનજગ** આ કુતરાને મારનારને તેનાં **રવાન** સાથે દોસ્તી નથી. અને મારનાર ગુનેગાર છે. આ **વોહુનજગ** કુતરો પશુ અને ગોસ્પંદોને બચાવનાર છે. આ કુતરાને ભરવાડ લોક પાળે છે. કેમકે ગમે તેટલાં ગોસ્પંદો ચરતાં હોય તેને બીજાં જનાવરો નુકસાન કરવા આવે તો આ કુતરો તેનો બચાવ કરશે. આજે પણ ભરવાડ લોકો કુતરાને પાળેછે ત્યારેજ ગોસ્પંદોની વૃદ્ધિ કરેછે. આ જાતના કુતરાની શકિત એટલી છે કે મોટા ગોસ્પંદોનાં ટોળાંની આસપાસ તપાસ રાખશે. તેમાં કોઇ ચોર લુટારો હોય તો તેની સાંમે થઇ ગોસ્પંદોનો બચાવ કરશે. અને ભરવાડનું નીમકહલાલ કરશે.

ત્રીજી જાત **તઉરૂન** તે ઉપલી બે જાતથી ઉતરતી છે. એનીજ સાથના જજુ, વીજુ, સુકુરૂન, ઉરૂપી આ સર્વે ભટકતી યાને મહોલ્લા તથા ગામનાં રહેનારાં છે. એઓમાં **વંઘહાપર** તથા **વોહુનગજના** જેવી શકિત નથી. પણ મહોલ્લાની તકાદારી રાખે છે. જો તદન અજાણ્યા પરદેશી જેવાને જોશે કે તે વિરૂધ્ધ થશે. **પશુસહઉરવ** કુતરો પશુઓની સંભાળ રાખે છે. ને **વીશહઉરવ** કુતરો મહોલ્લાની તકેદારી રાખે છે. આ કુતરાંઓને સારો સુતરો જે સર્વે ખોરાક ખાય તેવોજ ખોરાક આપવાને સખત તાકીદ કરેલી છે. તેવાજ કાયદાથી આપણે કુતરાનું બોણું પહેલે કાઢીને તે જરૂર કુતરાંને મૂકીએ છીએ. એ ઘણુંજ સારૂં અને શવાબનુ કામ છે. એ વિષે + વંદીદાદમાં જાણવા લાયક બ્યાન છે.

આ કુતરાંની ઓલાદમાં વરૂ સાથે મલે છે એમ વંદીદાદમાં જણાવેલું છે. કુતરો કે કુતરી વરૂના નર કે માદા બેઉમાંના કોઇબી સાથે મળવાથી જે કુતરીને પેટે બચ્ચું પેદા થાય છે તે કુતરાંને **દરખતોહુનર** ના નામથી ઓળખેલો છે. એ કુતરો ઘણોજ વિક્રાળ અને ક્રોધી હોય છે. હવે કુતરાંની ખાસીઅત ૮ હોય છે. પહેલી આથ્રવન યાને દસ્તુર

---

+ વંદીદાદ ફરગરદ ૧૩ તથા ૧૪.

મોબેદના જેવી હોય છે. બીજી રથેશતાર યાને પહેલવાનના જેવી હોય છે. ત્રીજી દેશની વૃધ્ધિ કરનાર ખેડુતના જેવી હોય છે. એથી હલકી પદવીના માણસ જેથી હલકા પદવીવાળા એટલે જેનું તેનુ ખાઇને ગમે ત્યાં મુકામ કરનારા જેવી હોય છે. પાંચમી ચોરના જેવી હોય છે. છઠી ફાડી ખાનારાં ના જેવી હોય છે સાતમી વેસ્યાના જેવી હોય છે આઠમી નાનાં બચ્ચાંના જેવી હોય છે.

અવે પહેલી ખાશીયત આથ્રવન દસ્તુર મોબેદ તે એની ચસમ પાખ છે. અને હોશીઆરીથી પાક નજરથી ખરાબ શકિતને ઓળખે છે જો કંઇ માઠો બનાવ બનવાનો હોય એમ તે + કુતરાને ૧૪ દીવસ આગમજથી ખુદરતી આગાઇ થાએચ તેથી પહેલલે ૧૪ દીવસ આગમજથી રદવું કરે છે તેથી આપોને આગાઇ આપનાર તરીકે મરનારને શગ દેખાડીએ છીએ અને એના નાખથી શુંઘી તમાંમ ખરાબ અને શારૂ, ખરૂ અને ખોટુ પારખશે. અને પોતાના ધણીને તેમજ પોતાના રહેથાંનને પારખશે. આ આઠ ખાશીઅતોને બીજી રીતે સરખાવે છે. ૧ આથ્રવન તે અંદાજથી ખોરાક ખાએ ને સંતોષી છે. ૨ રથેશતાર તે શિકારને જીતનાર અને સરવેની ચોકી કરનાર છે. ૩ વરધી કરનાર તે જાગ્રત રહી ચોર નહિ આવવા દેનાર છે ૪ હલકી પદવી વાળો તે રાગ કહાડનાર અને જખમ કરનાર છે ૫ ચોરની માફક અંધારૂ શોધનારો અને પકાવ્યા વગરનું ખાનારો છે. ૬ ફાડી ખાનારો તે નવરૂં શોધીને ખાનારો છે. ૭ વેસ્યા જેવો તે અનિતિ માન છે. ૮ બચ્ચાં જેવો એટલે લાડ કરનારો છે

હવે કુતરાંને મારનાર શખશ તે કેવો અને કયો દેવ છે તેને માટે * વંદીદાદ જણાવે છે કે **પહોળાં માથાવાળા** કાંટાદારને મારનારો અંગ્રેમીનો દેવ છે. **જઇરીમયંઘ** યાને **જઇરીમયાક** નામનો દેવ ગણેલો છે. અને વળી મારનાર શખશને તેના ગુનાના બદલામાં ૧૦૦૦ જાનવરોને હાંકી કહાડવા અને કોરડાથી મારવાનો હુકમ છે આ શિક્ષા ઊપરથી જણાવ છે કે કુતરાંને મારવું નહિ મારવાથી પાપનું કામ થાય છે. વગી વંદીદાદમાં કુતરાંને મારનારનું **રવાન** ચીનવત પુલ ઉપર અલાઇ પામે છે અને ચીનવત પુલની ચોકી કરનાર એ કુતરા પણ તે **રવાનની** સંગત કરતા નથી હેવે ચીતવત પુલ આગળ **ખવસપાન**

---

+ ખુનદેશ

* વંદીદાદ પરગરડ ૧૩ ફકરો ૫

**અને પેસુપાન** આ બે કુતરાઓ ચીનવત પુલની હેડે આવીને ઉભા રહે છે ત્યાં મહેર શરેશ અને રશને યઝદ તેની કરણી તપાસે છે. તેના **બદલા પ્રમાણે ચીનવત** ઉપર આખો પુલ પસાર થવાનો હુકમ મળે છે એટલે બીજી જીઆંનમાં સદાનો દાખલ થાય છે. હવે મેહર શરેશ અને રશને એ ત્રણે શામાટે **ચીનવતપુલ** આગળ રહે છે તે તપાસો.

+ ગુજરેલું માણસ આ ખાકી દુનીઆમાં બરોબર ચાલ્યું હતું કે નહિ તેનો તોલ શરેશ કરે છે અને રશને યઝદ તે બરાબર સચાઇ **પ્રમાણે ચાલ્યું** હતું કે નહિ અને મેહર આ બેઉ ઇન્સાફી મેહરબાની **મેહેરબાની કરે છે. એટલે** ઇન્સાફતો બરોબર થયો તેમાં મહેરબાની કરવાનું જે બખશવાનું છે તે મેહરના હાથમાં છે એ રીતે મહેર **શરેશ અને રસને** ચીનવદ પુલની હેઠ હાજર રહે છે હવે આ ઇન્સાફમાં કોઇ **સાહેદ કે ગુવા નથી પણ** ફકત માણસની કરણી છે જે કરણીએ કરેલું છે તેજ **કરણી તેને** દેખાડે છે. ને તેજ તેની શાક્ષી કે ગુવાહી આપે છે કરણી છે તે શાક્ષી અને ગુવાહી છે.

હવે * **પુલ** શાને કહે છે તે તપાસો ચોકસ અઘવડ ભર્યા સ્થળ ઉપરથી પસાર નહિ થવાતું હોય તેમજ તેની ઉપર આપણે આપણી સાફ કરણીથી તે અઘવડ ભરેલું સ્થળ પસાર કર્યું હોય એનું નામ **પુલ** છે હવે એ ચીનવત ઉપર **બે કુતરાઓ** પોતાની ફરજ બજાવે છે તે કુતરાઓ ૧ **ધવશપાન** અને ૨ **પેસુપાન** આ બે કુતરાઓ પુલની **પનાહ કરે છે** આ વાત અજબ જેવી છે પણ દરેક કોમમાં એમ છે કે **માણુસને** આ દુનીઆથી પેલી દુનીઆમાં જવામાં એ કુતરા વચ્ચે આવે છે આ પુલને જુદી જુદી કોમ વાળાએ જુદાં જુદાં નામો ઓળખાવેલો છે અંગ્રેજીમાં તેને **પોનટ** કહેછે. હવે કુતરૂં આપણાં **રવાનની** પાસબાની કરે છે. રવાન તેના કરણીને લાયક હોય તો તે **કુતરોજ** પામે છે. વળી વંદીદાદ મુજબ કુતરાનું **રવાન** તે **રસ્નેરાસ્ત** છે. એટલે રાસ્તીથી જાણવાવાળો છે. એ વીસે બુનદેશ-મો જનાવેચ કે એને બેહસ્ત છે. અને એની શકિત હપતોરંગ શેતારાથી છે. અને એની ચશમ ગની તેજ. અને પાખ છે. તેથી જેમ અશો માણુશની ખીજમત કરવી. તેમ એની કરવી. અને એ ૧૪ દાત રાખનાર

+ વંદીદાદ પરગરડ ૧૩ ફકરો ૯

* વંદીદાદ પરગરડ ૧૯

છે. **વંદીદાદપર** અને **વોહુનજગ** આ બેઉ ઊંચી ખાશીઅતવાળા શેઠનું ધારેલું કામ કરે છે.

હવે આપણે આપણાં દીનઆઈનમાં કુતરૂં વાપરીએ છીએ તે મુખ્ય બે બાબતમાં કુતરૂં ઘણું અગત્યનું છે.

કુતરાઓ—નારી નહિ પણ **નર** છે. એટલે **કુતરો** વાપરવાને જણાવેલો છે તેમો **બરશનુંમ** અને આપણાં તનમાંથી **રવાન** બહાર ગયાથી તેજ વખતે આપણું ખાકી શરીર ઠેકાણે પાડવામાં કુતરાની અગત્ય છે. આ બે ચીજમાં કુતરા વિના ચાલેજ નહિ આ ફરમાંન આજના નહિ પણ હજારો વરસના છે. કેમકે વંદીદાદની પરગરડ ૧૩ મી કુતરાંના બ્યાનથીજ ભરેલી છે. **બરશનુંમમાં** અને મરણની ક્રિયામાં **કુતરૂં** કેમ વાપરવું તેનો ખુલાશો નથી. પણ કુતરાંને મારનારને ચીનવત ઉપરના કુતરાંથી અલાકી, અને કુતરાંનું **રવાન** તે રસનેરાસ્ત છે. એ બે શેહાદતો મળે છે. તે ઉપરથી આપણે બેઉ ચીજમાં કુતરૂં વાપરીએ છીએ. આ કુતરાં વિષે વધારે સમજવાને અને સમજાવવાને આજનાં મોટા એલમવાળાઓનો ખુલાશો થવો જોઇએ.

યોજદાથ્રેગર બરસનુંમ લેતાં તેના કાન ઉપર હાથ મૂકી ગાથનો કલામ **નેમસ્ચા યા આરમે તેશ ઇજાયચા** બોલી તે જગ્યાએથી ચઢતા તખ્કકા ઉપર જાય છે. ને વળી બીજી વાર તેજરીતે કુતરાંના કાન ઉપર હાથ મૂકી **નેમસ્ચા યા આરમે તેશ ઇજાયચા** એ પ્રમાણે કુતરાના કાનથી બરશનુંમની ક્રિયા કરે છે. અને એ બરશનુંમથી યોજદાથ્રેગરી કરે છે. તેથી કુતરાં વિના બરશનુંમ લેવાતું નથી. હવે **રવાન** યાને મરણ પામેલાં શરીરને તરત કુતરાની ચસમ પાડવી. અને **શગદીદ** કરાવશે **શગ** એટલે**શજદો** યાને આ **મુએલાં શરીરને** શગનો શજદો કરાવીએ છીએ. તેની **ચસમ** સૌથી પહેલે પાર સુ એવી રીતે ગની વખતે શગ દેખાડવો જરૂરનો છે. પણ શેવતેગેહે સારી રહેવા પછી પહેલે **સગને** દેખાડી પછી તેનાં વહાલાં ખેશ કબીલો તેને નમી શેજદો કરશે. છેવટે દોખ્મમાં આગળ નમસ્કાર કરીએ છીએ. તેમાં પણ સરવેથી પહેલે શગ શેજદો કરે. તેની ચસમ મરનાર ઉપર પડે નહિ ત્યાં સુધી તે કુશરાને સમજાવવો પડે છે. પછી છેવટે મરનારને સૂર્ય દાહ કરીએ છીએ. ત્યારે શગનીતો માણુસના કરતા આ કુતરાની તાકીદ બાબે ધર્મ ક્રિયામાં છે, આ કુતરા વિષે ઘણો મોટો ભેદ સમાએલો છે. એને વિષે જોઇએ એવું જાણવામાં આવતું નથી. પણ એને માટે એજ

દરશે કે કુતરાંની ચસમ પાક છે. અને દેવ દરૂજોની ખરાબ શકિતઓથી એ નિર્દોષ છે. * સગ યાને કુતરો મરનારને દેખાડવાથી તેના પાપ હોયતો તેને શગની હીમતથા એમ તેથી **નસુસેદરૂજ** એવી ખરાબ શકિતને તોડનાર તે કુતરો છે. એની ચશમથી હેરમંદી દુર કરવાની શકિત છે. તે કુતરો છે. જે બરશનુમમાં એની જરૂર છે. ત્યારે મરનારના તનને માટેની જરૂર છે. વળી આગલા જમાનામાં એવો રિવાજ હતો કે મરનાર ના તનને અવલ મજલ લઇ જતાં સર્વેથી પહેલે કુતરાને ચલાવવો. એવો આગલા જમાનાનો ચલ હતો. પુરી પરહેજગારીથી અવલ મંજલે મરનારને પહોંચાડે. હવે છેવટે આપણને સમજવાનું મળે છે કે ગમે તેવો પરહેજગાર આથ્રવન; યેઝદાએગર અથવા બેહદીન એ સર્વેનાં મરણ વખતે કુતરૂં સરવેને એક સરખી નજરથી શગ દેખાડે છે. અને તેની પાક ચશમ પાડે છે, તેમજ જેમ એની ÷ આઠ ખાશીએટની નીશાંનછે તેમા એને બોલવાથી ત્થા ભોકવાથી માણસોને અગમ ચેતી આપનાર છે જો પહેલે પોહારે પુરવ દીશાએ બોલેતો માઠી વાત સંભલાવે. જો બીજે પોહારે પુરવ દીશાએ ભોકેતો ચોરનો ભો હોએ, ત્રીજે પોહારે દખશીન દીશાએ ભોકેતો શારી વાત શંભલાવે, ચોથે પોહારે પશ્ચિમે ભોકે-તો માઠુ હોએ.

જુની તવારીખમાં **વીસ્તારપીના** જમાનામાં બાબીલન શહેરમાં કુતરાં ઉછેરવાને માટે કેટલાંક ગામો જુદાં પાડેલાં હતાં. સરકારનો **મામુન** યાને વેરો સરકાર તરફથી માફ હતો. કેમકે કુતરાં ઉછેરી તેની ઓલાદો વધારવી તેજ તેનો ધંધો ઠરી આપેલો હતો. એમ **હીરોડૉટસની** તવારીખપરથી જણાય છે.

ઉપર જણાવ્યુ તેમ કુતરાની જરૂર જરથુસ્તીઓને છે. તેમ બીજા પર કોમવાલાઓ બી કુતરાંને અતિશે ચાહે છે. તેમાં ફ્રાન્સમાં દર હજાર માંણુસે ૭૫ પાલનાર, આર્યલેન્ડના હજારે ૭૩ પાલનાર, ઇંગ્લાંડમાં દર હજારે ૩૮ પાલનાર, સ્વીડન દેશમાં દર હજારે ૧૧ પાલનાર અને અમેરીકા માં ૧૦ લાખથી વધુ કુતરાંની સંખ્યા છે, તરે જરથુસ્તીઓને કુતરાંની શો ટકા જરૂર છે. કેમજે દરેકને એકના વગર ચાલતુંજ નથી. માટે જે આપણે ખોરાક ખાઈએ તેજ ખોરાક કુતરાને ખવાડવાને વંદીદાદમાં જરૂરતું જણાવેલું છે.

---

* મીનો ખેરદ.

÷ જાંમાસ્પી.



# આપણા અવસ્તા કેમ ના મજદા યાને નીરંગ અને વંદીદાદની પરગરડ ૧૧ મી વિષે.

આપણા જરથુસ્તીઓની વપરાશમાં આવતી વસ્તુઓ અને ચીજો કેમ પાક રાખવી તથા અપવિત્ર વસ્તુઓ યા ચીજો કેમ પાક કરવી એ વિષે આપણને વંદીદાદની ૧૧ મી પરગરડમાં ખુલ્લું સમજાવેલું છે. પહેલાંતો અવસ્તા યાને માથ્રવાણીને સારા વચનોથી ઓળખેલા છે. જે અવસ્તા ભણીએ છીએ તે વચનો છે. વંદીદાદમાં ગાથાને સરવેથી અમૂલ્ય ગણેલાં છે. તેમજ ગાથા અને વંદીદાદ એબંને વચનોને પાછલા અવસ્તામાં ચોક્સ ફેરફાર કરી માંહે ગોઠવેલાં છે. એ વિષે ટુંક સાર આપણે નીચે જોઇશું.

+ વંદીદાદમાં જરતોસ્તે અહુરમજદને પુછીઉં કે હાડમંદ મુલકો ના ઘણોજ વૃધ્ધિ કરનાર મીનો અશો પેદા કરનાર હોરમજદ ઘેરને હું કેમ પાક કરૂં. આતશને, પાણીને, જમીનને, ગાયઢોરને, ઓરવરને, અશો માણુસને, અશો બાયડીને, સેતારાને, માંહાતાબને, આફતાબને, બેહદરોશ્નીને તથા હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુઓને હું કેમ પાક કરૂં ત્યારે હોરમજદે કહ્યું કે ઓ જરતોશત પવિત્ર કરવાની બંદગી તારે ભણવી જોઇએ. ત્યાર પછી ઘેર, આતશ, પાણી, જમીન, ગાય ઢોર, ઓરવર, અશો માણુસ, અશો બાયડી, સેતારા, માહતાબ, આફતાબ, બેહદ રોશની, હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુઓ પાક થશે. એટલા માટે આ નીચે જણાવેલા અવસ્તાનાં કલામો કે જે ઘણાંજ ફતેહમંદ તથા ઘણાંજ તંદુરસ્તી આપનારાં છે. તે તારે ભણવાં જોઇએ. પાંચ હોનવર તારે ગાહને ભણવાં જોઇએ. એજ પરગરડના ૩ જા ફકરામાં કહે છે. યથા અહુવઇરયો૦આખી૦અહુનેમ વઇરીમ

+ વંદીદાદ પરગરડ ૧૧ મી.

**તનુમપાઇતી યથા અહુવઈરયો ૧ કેમના મજદા૰જાવત૰અસ્તવ ઈતીશ અષહે** આ અવસ્તા ઉપરથી શરોશ બાજની રચના ગોઠવાએલી ઠરે છે. **કેમનામજદા** એ ગાથાજ છે.

વંદીદાદમાં જણાવે છે કે આ ઘેરને હું પાક કરવા માંગુછું, તો આ વચનો તુંને ભણવા જોઇએ અવસ્તા **અતમા યથા. બેહુદહો. ૫ફરે મજી-શતો.** આ ૫દ ગાથા ઓશનવઇતીના ત્રીજા હાનાછે. એ ઘેર પાક કરવામાં ભણવાની જરૂર છે. જો આતશને પાક કરવા માગુ તો અવસ્તા **અથાથવા આથ્રો વેરેજના પઓ ઉરૂયે પઈરી** જસા મજદે અહુરા. આ ફકરો હપતનયસ્તનો બીજો હા છે. યસ્ન હપતન હાએતી ઘણીજ જુની ઠરેલી છે, હવે પાણીને હું પાક કરવા માગું છું તો આ વચનો તું ભણવા અવસ્તા અપોઅત યજમઈદે મએકઇનતીશચા હેળુવઇન તીશચા ફ્રવજંઘહો.

આ અવસ્તા યસ્ત હપતંઘહાઇતી યાને હપતન યસ્તમાંના ૪થા હાનાં છે હવે આ જમીનને હું પાક કરવા માગુ છું તો આ વચનો તુંને ભણવાં અવસ્તા **ઇમાંમ આઅત જાંમ ગેનાંબીશ હથ્રા યજ-મઇદે** આ અવસ્તા.

યસ્ત હપતંઘહાઇતી યાને હપતન યસ્તના ચોથોજ હા છે.

હવે ગાય ઢોરને હું પાક કરવા માગું છું તો આ વચનો તુંને ભણવાં અવસ્તા **ગવોઇ અહાઇશ તાઇશ શકય ઓથનાઇશ થાઈશ વહીશતાઈશ ફ્રઓષયામહી.** આ અવસ્તા પણ યસ્ત હપતંઘ હાઇતી યાને હપતન યસ્તનો પહેલો હા છે. યસન હપતંગ હાઇતી યાને હપતન યસ્ત ગાથાના જમાનામાંનીજ ઠરે છે. કેમકે વંદીદાદની આ ૧૧ મી ૫રગરડમાં એના અવસ્તા આવેછે. અને યજશનીમાં એને હોનુવઇતી ગાથાના ૭ હા પછી એ યસન હપતંગ હાઇતીના ૮ હા દાખલ કરેલા છે ને પછી ઓશતુ વઇતી ગાથા શરૂ કરેલા છે.

હવે ઓરવરને હું પાક કરવા માંગુછું તો આ વચનો તુંને ભણવાં અવસ્તા. **અત અખયાઇ અષા મજદાઓ ઉરવરાઓ લખશત** આ અવસ્તા શપેનતો મદ ગાથાનો બીજા હાનો ૬ઠ્ઠા ફકરામાં આવે છે.

અશો માણસને હું પાક કરવા માગું છું તથા અશો બાયડીને હું પાક કરવા માગું છું તો આ વચનો તુંને ભણવાં

**અવસ્તા– આઈરયેમાઇષયો રફ્રઆઇ જનતુ નેરે બયસ્યા નાઈરી બેયસ્યા જરથુશત્રહે વંઘહેઉશ રફ્રઆઇ મનંઘહો યાહએ-**

**ના વઇરીમ હુનાંન મીજદેમ અષહુચા યાષા અષીમ યાંમ ઇષ યાંમ અહુરે મસ્તા મજદાઓ.** આ અવસ્તા ગાથા પુરા કરી છેવટે આ ગાથાને યાદ કરવામાં આવે છે તેથી ગાથાનાં છેવટની આ બંદગી છે આ બંદગી અશો મરદ તથા અશો ઓરતોની યાને લગ્ન કરવા ની દુવામાં આજે પણ ચાર મરતબે આશીર્વાદમાં ભણુવામાં આવે છે.

ઉપર કહ્યું તેમ ઘેરને, આતશને, પાણીને જમીનને, ગાય ઢોરને ઓરવરને, અશો માણસ, અને અશો બાયડીને, પાક કરવાના અવસ્તા ઉપર મુજબ ભણુવાથી તે પાક છે એ વિષે વંદીદાદ પરગરડ ૧૧માંના ૪-૫-૬-૭ ફકરા વાંચો હવે એજ પરગરડના ૮મા ફકરામાં જણાવે છે કે ઘણાંજ ફતેહમંદ, ઘણાંજ તંદુરસ્તી આપનારાં શખુનો તારે ગાથને ભણવાં જોઇએ. **યથા અહુ વઇરયો ૮ કેમનાં મજદા આખી અસ્તુ વઇતીશ અષહે.** આ અવસ્તાની ખુબી એ છે કે તમામ દેવની શક્તિને દુર કરી નાંખે છે. (એજ પરગરડનો ફકરા ૯) મો જણાવે* હું એશમ દેવની સામે થાઉં છું. હુનશાની સામે થાઉં છું. હું અમરીત તથા પતરીતની સામે થાઉં છું. હું પ્રુ દેવની સામે થાઉં છું. હું પ્રુવીપ્રુ દેવની સામે થાઉં છું. હું બુઇતી દેવની સામે થાઉં છું. હું બુઇધીજ દેવની સામે થાઉં છું. હું કુનદ દેવની સામે થાઉં છું. હું કુનદીજ દેવનીજ થાઉં છું. હું પીળા અથવા મંદ બુદ્ધિના આળસાઇ દેવની સામે થાઉં છું. હું લાંબા હાથવાળાં આળસાઇની સામે થાઉંછું. હું બુશ્ધી દેવની સામે થાઉં છું. હું કપસ્તી અથવા કીનાના દેવની સામે થાઉં છું. હું પરીની સામે થાઉં છું. જે આતશ, પાણી, જમીન, ગાય ઢોર, તથા ઓરવરની નજદીક જાય છે તે હું નજીશાહીના દેવની સામે થાઉં છું. આ ઉપલા ફકરા ઉપરથી જોઇએ છે કે ૮ યથાઅહુવઇરયો કેમના મજદા એમાં કેવી એજમતી ખુબી છે, આવી મહાભારત શક્તિઓને આ યથા અહુ-વઇરયો અને કેમના મજદા ભણી-શરત્રે શકિતઓને તોડીને નાશ કરી નાંખે છે. જેની-

* એશમ દેવને નાશ કરશે. નશાને નાશ કરશે. અમરીત તથા પતરીતને નાશ કરશે. પ્રુ દેવને નાશ કરશે. પ્રુવીપ્રુ દેવને નાશ કરશે. બુઇતી દેવને નાશ કરશે. બુઇધીજ દેવને નાશ કરશે. કુનદ દેવને નાશ કરશે. કુનદીજ દેવને નાશ કરશે. પીળાં આળશાહીના દેવોને નાશ કરશે. લાંબા હાંથવાળા આળશાહીના દેવને નાશ કરશે. બુઇધી દેવને નાશ કરશે.

* વંદીદાદ પરગરડ ૧૧ ફકરો ૧૨

કુપસ્તી દેવને નાશ કરશે, પરીને નાશ કરશે. કે જે પરી આતશ, પાણી, જમીન, ગાય ઢોર, ઓરવરની નજદીક જાય તે નજીશાહીના દેવને નાશ કરશે. કે જે આતશ, પાણી, જમીન, ગાય ઢોર, અને ઓરવરની નજદીક જાય છે.

ઉપર જોયું તેમ યથા અહુવઇરયોમાં શું એજમતી ખુબીઓ છે. એને સમજવાને ખરેખરા જરથુસ્ત સાહેબ હતા. એની કરામતનો અને એજ મતનો પાર નથી.

**કેમનામજદા** એ ખુદ જરતોસ્ત સાહેબના પોતાના બનાવેલા ગાથા છે. એને ભનવાથી ખરાબ અસરને દફે કરનારી તે આ **કેમનામજદા** છે. એમા ખુદ જરતોસ્ત સાહેબનાં ફરમાનો છે. અને એના પડેલા પાયાથી ગમે તેવી ક્રિયાઓ થઇ શકે છે. **કેમનામજદા** એતો દીનનો પાયો છે. ગાથામાં **કેમનામજદા** છે. ત્યારે વંદીદાદના જમાનામાં એ બંદગીને ઘણે ઠેકાણે **હોનુવર** અને **કેમનામજદા** સાથે દાખલ કરેલી છે. અને જ્યાં જ્યાં દાખલ કરેલી છે. ત્યાં દેવનાં કામ તેની શક્તિ તેની સામું થઇ તેને નાશ કરવી. અને હોરમજદી **સપેનતામીનોની** પેદાશને અને તેના કામોમાં દાખલ કરવું. એમ આપણને ગાથા શીખવે છે. હવે **યથા અહુવઇરયો** તો હર વખતોવખત ઓછા કે વત્તાં દરેક ભણવામાં આવે છે. પણ **કેમનામજદા** કંઇ ઘણી વાર આવતી નથી. પણ મુખ્ય જે ભણવામાં આવે છે. તે કુસ્તી કરતાં ત્થા વંદીદાદમાં નક્કી જગ્યાએ ભણવામાં આવે છે. અને મુખ્ય **આથરનો** બરશનુંમ આપે છે. તેમાં એ **કેમનામજદા** ચોકશ તરતીબથી આવે છે. તેમજ મરણ પામેલા શખશોની ક્રિયા કરવામાં મુખ્ય **કેમનામજદા** છે. આપણે ઘણી ગમ વાંચીએ છીએ કે ગાથા ગાવા **યથા અહુવઇરયો** અને અશેમવોહુ અને **કેમનામજદા** એ પણ ગાથા છે. કુસ્તી કરીએ એ પણ ગાથા ગાઇએછીએ.

ગાથા કેમ ગણાયા. તેનું જાણવાનું મળે છે. **કેમનામજદા** થીતે ફ્રરાઓચ્યા સુધીનો ભાગ ઓશત વઇતી ગાથાના ચોથા હામાનો છે. હવે **કુવાસ જાદવા** થીતે **વશીકહુમાએમીદ** સુધીનો ભાગ **આશત વઇતી** ગાથાના ૨ હામાંનો છે. **પાએતનું દબેશાનતદ**થી તો **દેવની શક્તિને** દુર કરવાની છે. જે **વીનશે** બોલ તે ગુનાના આરપાર **બરેશ** આ સરવેને દુર કરીએછીએ. છેવટે **નેમશાયા યા આરમે તેશાઇજાયા** એ સપેનતોમદ ગાથાના ૩ જા હામાંનો છે. વંદીદાદમાં

ગાથાનાં કલાંમો આવેલાં છે. હવે એજ કલાંમોને યજશનીમાં દાખલ કરેલાં છે.

વંદીદાદમાં ઘણે ઠેકાણે **હોનેમવેરીમ તનુંમ પાઇતી** આવેલું છે. એટલે **હોનુંવર તનને બચાવે છે.** એવો અર્થ થાય છે. ત્યારે એક આવો એજમતી કલામ ગોયા આપણા પાસે એક હથીઆર સમાન છે. તેથી આપણી દીનનો કાયદો છે કે કંઇપણ અપવિત્ર ચીજ કે વસ્તુ ક્રોધ કે ઝગડો આવે તે વખતે આપણે મોં ધોઇ કુસ્તી કરવાનું જણાવેલું છે. તે એજકે યથા અહુવઇરયો. અશેમ વોહુ અને **કેમનામજદા** ખુદ ગાથા છે. વળી **કેમનામજદાને** નીરંગ કહેલી છે. એ નીરંગ એટલે ખરાબાને અટકાવનાર અને આપણા મનને, આપણાં રવાંનને, આપણાં શરીરને નિર્મળ કરી મકમ રહેવા. અને **સપેનતામીનોની** પેદાશને વધારી અંગ્રેમીનોને દફે કરવું. એ આપણી એજમતી શક્તિઓ છે

\+ હવેજે પીશાબની બાજ છે તે પણ કદીમ જમાનાની છે. વંદીદાદમાં આ બાજના અવસ્તાને યાદ કરેલા છે.



\+ વંદીદાદ પરગડ ૧૮ ફકરો ૪૩.

